ભાગ્યોદયનાં સાતમા વર્ષની ભેટ.

# ગૃહિણી-રત્નમાળા

યાને

## કૌમુદિનીની આત્મકથા.

ભાગ—૧ લો.

ગૃહજીવન.

લેખક અને પ્રકાશક.

જેઠાલાલ દેવશંકર દવે.

તંત્રી-ભાગ્યોદય.

કર્તા, કાવતાંના શિક્ષક, મનપાન, ભવિષ્યવેત્તા, ઘરનોવૈદ, વિનોદચંદ્ર, સ્વર્ગીયસુખ વિગેરે. ભાગ્યોદય ઑફીસ.

અમદાવાદ.

મૂલ્ય રૂ. ૧-૦-૦.

બાળકોની બુદ્ધિ અને યાદદાસ્ત વધારી બુદ્ધિશાળી બનાવનાર

## મેમોરાઇન.

આ દવા સ્પેશ્યલ બાળકો માટે છે. બાળકોનું મગજ શાંત ગને છે. તેમની મગજશક્તિ વધારે છે. બુદ્ધિ અને યાદદાસ્તી વધારે છે, ભણવામાં બુદ્ધિશાળી બનાવે છે. દરેક બાળકને બુદ્ધિશાળી બનાવવા માટે અને ભણવામાં ચાલાક અને હોશીયાર બનાવવા માટે આ દવા ઘણીજ અક્સિર, અનુભવસિદ્ધ અને હજારો બાળકોને ફાયદે આપી વિખ્યાત થયેલી છે. તમારાં બાળકો માટે એકવાર જરૂર આજમાવી ખાત્રી કરો કીં. રૂ ૨—૦—૦

દરેક માણસે પોતાની પાસે હંમેશાં રાખવા લાયક

## અમૃતજીવન.

આ દવા ઘણી ઉપયોગી છે. તે જુદા જુદા અનુપાનથી હજારો દરદોને મટાડે છે. શરીર ઉપર ચોપડવાથી તેમજ પીવાથી ઘણાં દરદો મટે છે. જેવાં કેઃ— તાવ, ઉધરસ, ઝાડો, ઉલટી, કોલેરા, ચૂંક, અતિસાર, ખાધું ન પચવું, વા, દુઃખાવો વિગેરે તમામ રોગ ઉપર આ એકજ દવા ગુણકારી છે. કીં. રૂ. ૧—૦

ગમે તેવા વૈભવો પણ શકિત વગર સુખ આપતા નથી માટે

## ટોનીક પીલ્સ.

વાપરો. આ દવાથી શરીરમાં કાયમની શકિત આવે છે. ધાતુ સુધારે છે, ધાતુને સુધારી ઘટ્ટ અને વીર્યવાળી બનાવે છે, પેશાબે કે સ્વપ્ને જતી ધાતુને અટકાવે છે. ધાતુનું પાતળું પડવું. કેડ દુખવી, ફાટ, ચૂસ, કળતર નપુંસકતા વિગેરે ધાતુગત દરદો મટાડી મનુષ્યને યુવાન બનાવે છે અને ખરૂં પુરૂષાતન બક્ષે છે. એકવાર અનુભવ કરવા ભલામણ છે. તેથી લોહી સુધરશે, ધાતુનો વધારો થશે ને શકિત મળશે. કીં રૂ ૧.

## હરશનાશક પીલ્સ.

ગમે તેવા હરસ, લોહી પડતું, સુકા ગમે તેવા મટે છે. હજારો માણસોને ફાયદો થયો છે. એકવાર ખાત્રી કરો દવાની કી રૂ ૩—૦ અનુપાનની કીં. ૨—મળી રૂ. ૫—૦

દવે કેમીકલ વર્કસ—અમદાવાદ.

# ગૃહિણી-રત્નમાળા

યાને

# કૌમુદિનીની આત્મકથા.

ભાગ—૧ લો.

ગૃહ જીવન.

લેખક અને પ્રકાશક.

**જેઠાલાલ દેવશંકર દવે.**

તંત્રી-ભાગ્યોદય.

કર્ત્તા, કાયદાનો શિક્ષક, ધનવાન, ભવિષ્યવેત્તા, ઘરનોવૈદ્ય, વિનોદચંદ્ર, સ્વર્ગીયસુખ વિગેરે. ભાગ્યોદય ઑફીસ.

અમદાવાદ.



પ્રથમાવૃત્તિ. સને ૧૯૧૯. પ્રત ૩૦૦૦.

આ પુસ્તક શ્રી ભાગ્યોદય પ્રીન્ટીંગ પ્રેસમાં

જેઠાલાલ દેવશંકર દવેએ છાપી અને પ્રસિદ્ધ કર્યું.

ખાડીઆ—અમદાવાદ.

મૂલ્ય રૂા. ૨-૦-૦.

# ગૃહિણી–રત્નમાળા
યાને
# કૌમુદિનીની આત્મકથા.

## ભાગ ૨ જો.
## સમાજ જીવન.

આ પુસ્તકનો બીજો ભાગ છપાય છે તે પણ આ પુસ્તકના પહેલા ભાગ જેવોજ ઉપયોગી અને દરેક સ્ત્રીપુરુષે વાંચી મનન કરવા યોગ્ય છે. તેમાં પણ પચીસ ઉપરાંત પ્રકરણો છે. તેમજ અનેક દાખલા દલીલો અને દૃષ્ટાંતોથી સ્ત્રીઓનું જીવન સુધરે તેવા વિષયોથી ભરપુર બનાવ્યું છે. તેમાં સ્ત્રીઓએ ગૃહસ્થાશ્રમને સ્વર્ગીય નંદનવન જેવો બનાવવાની કળા ઉપરાંત તેણે સમાજનું શુભ શી રીતે કરવું, ઘરમાં પતિને શી રીતે વશ કરવો, બાળકોને પ્રેમાળ શી રીતે બનાવવાં, અન્ય સ્ત્રીઓનો પ્રેમ પોતાના ઉપર શી રીતે વધે, પોતાના પતિવૃત્ત ધર્મનું પાલન સંકટ વખતે શી રીતે કરવું, આપણા ધાર્યા પ્રમાણે બાળકોને શી રીતે બનાવવાં, સ્ત્રીઓ અને બાળકોના ખાસ વ્યાધિ, તેના ઘરગતુ ઉપચારો, તે ઉપરાંત ઘરકુટુંબમાં થતા સાધારણ વ્યાધિઓ અને તેને મટાડનારી દવાઓ વિગેરે અનેક વિષયો ચર્ચેલા છે. ઘણી સતી સ્ત્રીઓનાં જીવનચરીત્રોથી આ પુસ્તકને રસમય ભાષામાં લખેલુ છું. તેમાં કૌમુદિનીનું સમાજજીવન–અને મુગ્ધા અવસ્થા વિગેરે વૃતાંત આવે છે. કીંમત રૂ. ૨–૦–૦.

ભાગ્યોદયના જે ગ્રાહકો આ માસમાં પોતાનું નામ અગાઉ ગ્રાહકમાં નોંધાવશે તેની પાસે રૂ. ૧–૮–૦ લેવાશે. ગ્લેઝ કાગળ દળદાર પુસ્તક પાકું પુઠું. વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ.

# પ્રસ્તાવના.

આજકાલ સ્ત્રી ઉપયોગી પુસ્તકોની ઘણીજ જરૂર છે, પુરુષો કરતાં સ્ત્રીઓને સુધારવાની ઘણીજ આવશ્યકતા છે. કારણ કે સ્ત્રીઓ એ સમાજના મૂળરૂપ છે. જ્યાં સુધી સ્ત્રીઓ સુધરશે નહિ ત્યાં સુધી તેનાં બાળકો અને ભવિષ્યની પ્રજા સુધરવાની નહિ, અને પ્રજા જ્યાં સુધી સુધરી સન્માર્ગે વળશે નહિ ત્યાં સુધી દેશની ઉન્નતિ થવાની નહિ. તેથી દરેક પુરુષે સર્વથી પ્રથમ સ્ત્રીઓને સુધારવા યત્ન કરવો જોઇએ.

આ પુસ્તક સ્ત્રીઓને ઘણે ભાગે ઉપયોગી થાય, તેમજ સ્ત્રીઓ રસપૂર્વક તે વાચી અને સમજી શકે તેવા સ્હેલા વિષયોથી ભરપૂર છે, તેનું એકેએક પ્રકરણ સ્ત્રીઓને મનન કરવા યોગ્ય છે. આ વર્ષે ભાગ્યોદયના ગ્રાહકોને આવું સ્ત્રીઉપયોગી પુસ્તક ભેટ તરીકે આપવા ઘણા ગ્રાહકોની માગણી થવાથી તેને બહાર પાડ્યું છે.

આ પુસ્તક બંગાળી એક 'અબલા બાંધવ' નામના પુસ્તકનો આધાર લઈ લખેલું છે. અને હાલના જમાનામાં સ્ત્રીઓને ઉપયોગી થાય તેવી રીતે કાંઈક આત્મકથા રૂપે સ્ત્રીઓ સમજી શકે અને તેમને તેમાં રસ પડે તેવી રીતે લખેલું છે, આશા છે કે જેથી દરેકને તે ઉપયોગી થઈ પડશે. આ પુસ્તક દરેક ઘરમાં હોવું જોઇએ અને ઘેરઘેર દરેક સ્ત્રીએ તેને વાચી મનન કરવું જોઇએ. તમે પણ તમારા આડોશીપડોશીની સ્ત્રીઓમાં તે વંચાવશો. જે સ્ત્રીઓ ભણેલી ન હોય તેને તેના પતિએ રોજ થોડું થોડું વાંચી અને તેને સમજાવવું જોઇએ.

આ પુસ્તક જો અમારાં ગ્રાહકોને પસંદ પડશે તો હવે પછી જેમ બને તેમ સ્ત્રી ઉપયોગી પુસ્તકો પ્રગટ કરવાનો યત્ન કરીશું.

રામનવમી સંવત ૧૯૭૫
તા. ૮-૪-૧૯૧૯
ભાગ્યોદય ઑફીસ.
રીચીરોડ—અમદાવાદ.

જેઠાલાલ દેવશંકર દવે.
કર્તા.

# વિષયાનુક્રમણિકા.

સળીયો, બનાવવાની કળા, સોનું અને રૂપુ બનાવવાના ૫૦ પ્રયોગો, બનાવટી ધાતુ બનાવવી. હાથીદાંત જેવું લાકડું બનાવવું. ઉંદર, ચાંચડ, ઉધેઇ, માંકણુ વિગેરે જંતુઓને દુર કરવાની રીત.

અનાજ સળે નહિ તેના ઉપાય, લાકડાં સળે નહી તેના ઉપાય લુગડાં કે ધાતુ ઉપરથી ડાઘ કાઢવા, ભેગ પારખવાની રીત, અગર, બતી, બરાસ વીગેરે બનાવવું, કંકુ અબીલ, કાથો, એળીયો આરસ પ્હાણુ, હાથીદાંત, હીંગળોક, વિગેરે બનાવવાં, હીરામાણેક બનાવવાં. વાળ વધારવાના ને કાળા કરવાના ઉપાયો, આઇસ્ક્રીમ, સોડા, લેમોનેડ બનાવવું, શરબતો બનાવવા, જુદી જુદી જાતના અત્તરો અને હેરઓઇલોની બનાવટ, લવંડર, કોલન વોટર, ફ્લોરીડાવોટર, અંગરાજ, ગુલાબજલ, ટોનીક. જંજીર વિગેરે બનાવવાની રીત, સોડાવોટર ને લેમોનેડ માટે પાવડર બનાવવો બીસ્કીટ બનાવવાં, છીંકણી બનાવવી, મીણબત્તી બનાવવી, સ્લેટપેનો અને પેન્શીલ બનાવવી, દાટેલું ધન શોધી કહાડવાની વિદ્યા, શીંગડાનાં છીપ જેવાં બટન બનાવવાં, વીજળી બનાવવી, દુધમાંથી વધુ માંખણુ કાઢવાની રીન, વીજળીની અંગુઠી બનાવવી, ખારી સુંઠ અને પીંપર બનાવવી, સીગારેટ બનાવવી, ખસ બનાવવા, કાચ ને ફોટાને સાંધવાનું મિશ્રણુ, રાગ સુધારવાના પ્રયોગો, દારૂ ને અફીણુ છોડાવનારા પ્રયોગો, કપુરની માળા બનાવવી, ગંધકનો ને પારાના પ્યાલા બનાવવા, ચીકણી સોપારી બનાવવી, મોતીને પાણીદાર બનાવવું, સોનાના વરક બનાવવા, દરેક પ્રકારની અંગ્રેજી પેટંટ દવાઓ, અર્કો. ટીંચર અને એસેન્સો બનાવવા, જેવી કે કાર્બોનેટ ઓફ એમોનીયા, ઓકસાઇડ ઓફ આયર્ન, ક્લોરાઈડ ઓફ ગોલ્ડ, લાઈમજ્યુસ, પોટાસ, ટૅાનીકપીલ્સ, કોલેરા મીક્ચર, દાદરનો મલમ, કોલેરાફોર્મ·ક્વીનાઈનની ગોળીઓ. ફાસ્ફરસ પીલ, કંપાઉન્ડ આયર્ન મીકચર, સીરપ ઑફ હાઇપોફોસ્ફાઇટ ઓફ લાઇમ, નાઇટ્રીક પોટાસ, પેનકીલર. ક્લોરોડાઇન, સાઇટ્રીક એસીડ,



# ગૃહિણી-રત્નમાળા

## યાને

# કૌમુદિનીની આત્મકથા.



## પ્રકરણ ૧ લું.



### કૌમુદિનીની આત્મકથા.





મારો જન્મ સુરતના એક આબરૂદાર ગણાતા નવીનચંદ્ર વકીલને ત્યાં થયો છે. સુરતમાં મારા પિતા પચીસેક વર્ષથી રહેતા હતા. તેઓ પહેલાં જંબુસરની મામલતદારની કચેરીમાં કારકુનની નોકરી કરતા હતા. જાતે બ્રાહ્મણ હતા અને નાનપણમાં

ગરીબાઇમાં ઉછરવાથી સ્કોલરશીપ અને ટયુશન વિગેરેની મદદથી મહામહેનતે મેટ્રીક સુધી ભણ્યા હતા. તેઓએ મેટ્રીક પાસ થયા પછી ૧૨ રૂપિયાના પગારની મામલતદારની કચેરીમાં કારકુનની નોકરી સ્વિકારી હતી. મારો જન્મ જંબુસર થયો હતો. મારી મા સુશીલ અને પ્રેમાળ હોવાથી મારામાં જન્મથી જ તેવા સંસ્કારો પડયા હતા.

મારા પિતાને ટુંક પગાર મળતો હોવાથી તેટલા પગારમાં મહામુશ્કેલીએ મારાં માબાપ ગુજરાન ચલાવતાં હતાં. ઘરનું સઘળું કામકાજ મારી માજ કરતી હતી. હું પાંચેક વર્ષની થઇ ત્યારથી મારી માએ મને રમતમાં ને રમતમાં આંક તથા કક્કો શીખવાડયો હતો. તે ઘરની દરેક વસ્તુ સ્વચ્છ રાખતી, જોઇતીજ વસ્તુઓ અમારા ઘરમાં હતી. મારી માની પાસે પલ્લામાં જે જણસો મળેલી તે સિવાયની એક પણ જણસ નહોતી. તેને નવાં નવાં લુગડાં અને જુદા જુદા ઘાટની જણસો પહેરવાનું મન થતું નહિ. મારા પિતાના ટુંક પગારમાં અમારૂં પરાણે જ પૂરૂં થતું, તો પછી જણસ ભાવની તો વાત જ કયાં? આવક ખર્ચનો હિસાબ મારી મા જ રાખતી. મારા બાપને નોકરી મળ્યા પછી તેમણે નોકરીની સાથે સાથે વકીલનો અભ્યાસ કર્યો અને ડીસ્ટ્રીક પ્લીડરની પરીક્ષામાં પાસ થયા. વકીલની પરીક્ષા પાસ કર્યાથી તેમણે હવે સુરત જઈ વકીલાત કરવાનો વિચાર કર્યો. જેથી સનંદ આવ્યા પછી નોકરીનું રાજીનામું આપી દીધું.

હવે પછી હું તથા મારા પિતા અને માતા સર્વે સુરત રહેવા લાગ્યાં. સુરત ગયા પછી મારા બાપનો ધંધો સારો ચાલવા લાગ્યો. અને તેથી ધીમે ધીમે પૈસા પણ સારા મળવા લાગ્યા. તે વખતે પણ મારી મા તો સાદાં કપડાં જ પહેરતી અને જણસ ભાવ તરફ વધુ

પ્રીતિ રાખતી નહિ. મારા બાપ કૉર્ટમાંથી આવતા તે વખતે મારી મા તેમને પાણી વિગેરે આપી તેમનો શ્રમ મટે તેવી રીતે આનંદ વાર્તા કરતી. મેં કોઇપણ દિવસે મારી માનું મોં ચઢેલું જોયું નથી. તે હંમેશાં આનંદી રહેતી તેનો સઘળો વખત ઘરકામ કરવા ઉપરાંત મારા પિતાની મરજી સંપાદન કરવામાં જતો.

નાનાં છોકરાંને નાનપણથી પોતાના માબાપના વિચાર અને વર્તનનું અનુકરણ કરવાની ટેવ હોય છે, તે પ્રમાણે હું પણ નાનપણથી મારી માનું અનુકરણ કરતાં શીખી હતી, અને તેથી મને કોઇ દિવસે ક્લેશ ગમતો નહિ. આનંદની વાતો કોઇ કરતુ તો તે સાંભળવાનું મને મન થઈ જતું. હું જરા મોટી થતાં મારી માને કામકાજ કરવામાં મદદ કરતી, ઘણીવાર રસોઇ કરવા, ઘરની સ્વચ્છતા જાળવવા અને દરેક વસ્તુ વ્યવસ્થિત રાખવામાં પણ હું મદદ કરતી હતી. મને નાનપણથી જ નવરા બેસી વાતોના તડાકા મારવાની ટેવ નહોતી, ઘડી નવરાશ મળે તો વાંચવાનું મન થતું, અને કોઈ ચોપડી લઇ વાંચવા બેસતી. સુરત આવ્યા પછી મારી ઉમ્મર થતાં મને સુરતમાં જ પરણાવી. અમારી નાતમાં ઘણા લોકો છોકરીઓના પૈસા લે છે; પરંતુ મારાં માબાપ સારા વિચારનાં હોવાથી તેમણે દીકરીના પૈસા લેવા એ તો દીકરીના લોહીમાંસને વેચી તેનાં નાણાં ઉપજાવવા જેવું માન્યું હતું તેથી તેમણે મારાં સાસરીયાં પાસે કાંઇ પૈસા લીધા નહોતા. ઉલ્ટા કાંઇક ખર્ચીને મને પરણાવી હતી. મારા સાસરાનું ઘર કુળવાન ગણાતું; પરંતુ પૈસે ટકે સુખી નહોતું તેથી મારે જતાં વેંત જ કામધંધામાં પડવું પડયું હતું.

અમારી પડોશમાં એક મોટા જમીનદાર રહેતા હતા તેમના ઘરમાં અમે કોઇ દિવસ ક્લેશ કે કંકાશ જોતાં નહોતાં, તેમને બે ત્રણ

છોકરા હતા તે દિવસે નોકરીએ જતા એટલે બપોરના તેમની પત્નિ અને વહુઓ ઘેર રહેતાં. અમે નવરાશના વખતમાં ત્યાં જઇ ઘડી વાર બેસતાં અને સંસારના કાથાકબલાની વાતો સાંભળતાં.

તેમની પત્નિનું નામ શારદા હતું, તે બાઇ પવિત્ર અને સરળ હૃદયની હતી. તેમની પાસે અમે ઘણી વાર જતાં એટલે એકવાર મેં તેમને પૂછ્યું કેઃ—" શારદા બા—આ સંસારમાં આપણ સ્ત્રીઓએ શી રીતે વર્ત્તવું જોઇએ કે જેથી સુખી થવાય એવી કાંઇ વાતો કહો તો સારૂં, કે બે અક્ષર સાંભળી અમારા જેવી જુવાન છોકરીઓ પણ કાંઇક સુખી થાય. "

આ સાંભળી તેમણે કહ્યું કે—" કૌમુદિની, તારી વાત સાચી છે. આપણે આમ રોજ બપોરના વખતમાં નવરાં બેસી રહીએ કે ઉંઘ્યાં કરીએ તેના કરતાં કંઇ આપણો સુધારો થાય તેવી બે વાતોની ચર્ચા કરીએ તો સારૂં, એવો મારો પણ વિચાર થયો હતો. ઠીક, આજે તો મોડું થયું છે પણ કાલથી જરૂર આપણે તેવી કંઇ વાતો કરીશું. "

આથી સર્વે સ્ત્રીઓને પણ આવી વાતો સાંભળવાની જીજ્ઞાસા પ્રકટી અને કાલે સર્વેએ વ્હેલા આવવાનો નિશ્ચય કરી અમે ત્યાંથી ઉઠી ઘેર ગયાં.



# પ્રકરણ ૨ જું.

## પતિની સાથે પત્નિએ કેવી રીતે વર્ત્તવું.




જે દિવસે અમે સર્વ શારદા બ્હેનને ત્યાં જરા કામકાજથી વ્હેલાં પરવારી ગયાં, બધાં એકઠાં થયા પછી મેં કહ્યું કેઃ—"શારદા બ્હેન! આપણી પડોશમાં ચોથે ઘેર મંછા નામની એક સ્ત્રી રહે છે. તેના પતિને રેલ્વેમાંથી મહિને દિવસે વીસ રૂપિયા મળે છે આવી મોંઘવારીમાં તેથી શું પુરૂં થાય, છતાં પણ ઘણીવાર તેમના ઘરમાં મંછા પોતાના પતિની સાથે જણસો કરાવવાની તકરાર કરે છે અને કહે છે કે,—"ગમે તેમ થાય પણ મારે હીરાકંઠીતો જોઈએ જ. હું ગઈ સાલની એક સાડી કરાવાનું કહું છું તેનું તો હજુ ઠેકાણું જ પડયું નહિ, અમે ઘરમાંને ઘરમાં રહી તમારાં લુંડાપણાં કરીએ, પણ તે કાંઇ તમારા હિસાબમાં છે." આમ કહી રડકકળ કરતાં મેં સાંભળ્યું છે. કહો શારદા બ્હેન! હવે તેના પતિ વિનાયક ની શી વલે! હવે એ હિરાકંઠીના રૂપિયા લાવે ક્યાંથી, ને મંછાનું સમાધાન થાય શી રીતે? આવાં કેટલાં કુટુંબો દુઃખથી પીડાતાં હશે! માટે અમને સદ્‌બુદ્ધિ થાય તેવી એક વાત આજે સંભળાવો તો સારૂં."

શારદા—"બ્હેન! તેં કહી તે વાત હું પણ જાણું છું. ઘેરે ઘેર માટીના ચુલા છે. જ્યાં સુધી આપણા સમાજમાં સ્ત્રીઓ સુધરી પો-

તાની ફરજ શું છે તે સમજતાં શીખશે નહિ, ત્યાં સુધી એ કલેશ કંકાશનું મૂળ જવાનું નથી. વર અને કન્યાની મોટી ધામધૂમથી લગ્ન કરી માબાપ પોતે પોતાની ફરજ બજાવી એમ સમજે છે, પણ તેમ નથી. તેમણે પોતપોતાનાં બાળકોને ઉચ્ચ શિક્ષણ આપી ભવિષ્યની જીંદગી શી રીતે સુધરે, તેનું જ્ઞાન આપવું જોઇએ. દરેક સ્ત્રીએ પતિની સાથે કેવું વર્ત્તન રાખવું જોઇએ તે હું તમને આજે જણાવું છું અમે નાનાં હતાં ત્યારે અમારા ગામમાં એક વૃદ્ધ સ્ત્રી પુરુષ કે જે બ્રાહ્મણ હતાં તેમને ત્યાં જતાં, તેમની સ્ત્રી નર્મદા અમને કહેતી કે:—“ બ્હેન ! આ જગત્માં સ્ત્રીનો સાચો મિત્ર, ખરો મદદગાર કે ખરો આશ્રયદાતા જે ગણો તે તેનો પતિ જ છે. પોતાના સુખી કે દુઃખી અવસ્થામાં, સમ્પત્તિવાળી સ્થિતિમાં, કે વિપત્તિવાળી અવસ્થામાં પણ તે હંમેશાં પોતાની સ્ત્રીનું રક્ષણ અને પાલનપોષણ કરે છે અબળાનું બળ તેનો પતિ જ છે. સ્ત્રીએ પતિના સુખથી સુખી અને પતિના દુઃખથી દુઃખી થવું જોઇએ. પતિના જીવવાથી જ તેનું જીવન સાર્થક છે અને પતિના મૃત્યુની સાથે તેનું જીવવું મરવા તુલ્ય છે. એથી દરેક સ્ત્રીનો ધર્મ છે કે તેણે પોતાના પરમ હિતસ્વી પતિ દેવનાં ચરણોની તન અને મનથી સેવા કરવી જોઇએ.

આ વિશ્વમાં સ્ત્રીઓનું જે કાંઇ મહત્ત્વ છે, જે કાંઇ પ્રતિષ્ટા છે તે સર્વ પોતાના પતિને તે હંમેશાં પ્રસન્ન અને સુખી રાખી શકે તેમાં જ છે. ભગવાન **મનુ** કહે છે કે:—

**न स्त्रीणां पृथ्ग्यज्ञं न व्रतं नाप्यु पोषितम ।**
**पतिं सुश्रुषयेयन्तु तेन स्वर्गे महीयते ॥**

ભાવાર્થ—“ સ્ત્રીઓને માટે ( પતિ સેવા સિવાય ) કોઇ જુદા યજ્ઞ, વ્રત, કે ઉપવાસ નથી કે જેથી તે સ્વર્ગમાં પહોંચી શકે. પરંતુ

જે સ્ત્રીઓ પોતાના સ્વામીની સેવા કરે છે, તેજ સ્વર્ગને મેળવી શકે છે."

રામાયણમાં પણ કહ્યું છે કેઃ—

"एकै धर्म एक व्रत नेमा, काय वचन मन
पतिपद प्रेमा।"

શુદ્ધચિત્તે પતિની સેવા કરવી અને તેમને સુખી રાખવા એ સ્ત્રીઓનું મુખ્ય કર્તવ્ય છે. આ વિશ્વમાં પતિસેવા રૂપ મહાયજ્ઞમાં પોતાના તન અને મનની આહુતિ આપ્યા વગર સ્ત્રીઓનું જીવન કાંઇ પણ કામનું નથી એમ નિશ્ચય માનજો. પતિ ગમે તેવો મૂર્ખ હોય, નિર્ધન હોય, રોગી હોય કે વ્યસની હોય, છતાં પણ સ્ત્રીએ તેના કહ્યામાં રહી તેનું માન સાચવી તેની સેવા સુશ્રુષા કરવી જોઇએ;

પતિ એ સ્ત્રીની દરેક અવસ્થાનો સ્વામી છે. મનુભગવાન કહે છે કેઃ—સ્વામી ગમે તેવો દુરાચારી હોય, ગુણ વગરનો હોય તોપણ તે સતિ સ્ત્રીઓને માટે તો પૂજનીય છે. ખરૂં કહું તો સ્વામી ગમે તેવો હોય છતાં પણ તેમાં સંતુષ્ટ રહેવાથી સ્ત્રીઓને આ લોકમાં સુખ અને સન્માન મળે છે એટલુંજ નહિ; પરંતુ પરલોકમાં પણ શાંતિ મળે છે.

શાસ્ત્રમાં કહ્યું છે કે સ્ત્રીઓનો પતિજ ધર્મ, પતિજ ગતિ, અને પતિજ તેનું સુખ અને સાચા સૌભાગ્યરૂપ છે. પતિજ તેનું વસ્ત્ર, ભૂષણ અને સૌંદર્ય છે. સૂર્ય વગરનો સંસાર અને પતિ વગરની સ્ત્રી બંને અંધકારમય છે. જે સ્ત્રિયો પોતાના પરમપૂજ્ય, પતિદેવનો અનાદાર કરે છે, ચિત્તથી તેની સેવા કરતી નથી, તેનાથી સંતુષ્ટ રહેતી નથી તે અતિશય નીચ અને પાપીણી છે. તેવી સ્ત્રીને

સંસારમાં સુખ કે સન્માન મળતું નથી. સર્વ કોઇ તેની નિંદા કરે છે અને ખરી રીતે તેવી સ્ત્રીઓ સ્ત્રીકુળને કલંકિત કરનાર છે.

ઉત્તમ સ્ત્રી જેવી રીતે પોતાનો પતિ સુખી થાય, જેવી રીતે તે સંતોષ પામે અને જે રીતે તેનું સારૂં થાય તેવી રીતે વર્તવામાં અને તેવાં કાર્યોમાં પ્રીતિ રાખનારી છે. તે મરતા સુધી પતિનું હિત થાય તેવાં કાર્ય કરવાની કદી આનાકાની કરતી નથી. જે કાર્ય કરવાથી પતિ અપ્રસન્ન થાય તેવાં કાર્ય કરવાથી તે હંમેશાં દૂર રહે છે.

ભગવાન મનુ કહે છે કે:—"જે સ્ત્રી પતિલોકને ઇચ્છનારી છે, તે પતિને અપ્રિય લાગે તેવાં કામ કદી ભૂલેચૂકે પણ કરતી નથી." સ્ત્રીએ પોતાના પતિની છાયાની માફક અનુગામીની થવું જોઇએ અને હંમેશાં પ્રસન્ન મનથી પતિના મનને અનુકૂળ કામ કરવાનો ઉપાય કરતા રહેવું જોઇએ. પતિને પ્રિય લાગે તેવાં કામ કરવાં અને અપ્રિય જણાય તેવાં કામોથી બચતા રહેવું એ જ સાચી પતિ સેવા છે.

સ્ત્રીઓએ કદી પણ પતિની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું ન જોઇએ. તે જે કામ કરવાનું કહે અને જે ઉપદેશ આપે તેનો પસન્ન ચિત્તે સ્વિકાર કરી લેવા જોઇએ જો કોઇ પતિ પોતાની પત્નિપર કોઇ કારણથી અત્યાચાર કરે તો તે તેની ભૂલ કહેવાય, પરંતુ તેથી તેનો બદલો લેવા સ્ત્રીએ તૈયાર ન થવું જોઇએ. જે સ્ત્રી પોતાના સ્ત્રી સ્વભાવને અનુકૂળ સરળતા, સહનશીલતા. કોમળતા, દયા, ભક્તિ, અને પવિત્રતા, વિગેરે ઉત્તમ ગુણોવડે, પતિના દુરાચારો અને દુર્ગુણોને દૂર કરી શકતી નથી તે પછી પોતાના પતિના સૌભાગ્ય કે હિતકારક કાર્યો શી રીતે કરી શકવાની ? જે વખતે કારણવશાત્ પતિ પોતાના ઉપર ક્રોધ કરે અને ગુસ્સામાં આવી ગાળો ભાંડે, કે કટુ વચનો

કહે, અથવા કદી મારપીટ કરવા ઉશ્કેરાય તો તે વખતે સ્ત્રીએ ચૂપ રહેવું જોઇએ. કેમકે વિધાતાએ સ્ત્રી જાતિને કોમળ સ્વભાવની બનાવી છે. બદલો લેવાને માટે ઉગ્રસ્વરૂપ ધારણ કરવાનું પરિણામ ઘણું જ ખરાબ આવે છે. સ્ત્રીએ પતિને પજવવું કે તેને હેરાન કરવો એ ઘણું જ નિંદનિય છે. મૂર્ખ સ્ત્રીઓ જ એવાં કુકર્મ કરવાનું સાહસ કરે છે. બુદ્ધિવાન સ્ત્રીઓ એવો નિષ્ઠુર વ્યવહાર કરીને કદી પણ પોતાના પતિના ચિત્તને દુભાવતી નથી.

આ વખત એવો આવ્યો છે કે ઘણી સ્ત્રીઓ પતિ ભક્તિ શું છે એના રહસ્યને પણ સમજતી નથી. અને જ્યાં ત્યાં પશ્ચિમનો પવન ફેલાતાં સ્ત્રી સ્વાતંત્ર્યની હિલચાલ ચલાવનારી સ્ત્રીઓ પતિભક્તિ સમાન સ્વર્ગીય વસ્તુની કીંમત પણ સમજી શકવા અસમર્થ છે ચાલુ જમાનામાં સ્ત્રીસ્વાતંત્ર્યનું પરિણામ એ આવ્યું છે, કે તેઓ પતિને પોતાના ખેલની વસ્તુ તરીકે માને છે. તેઓ પોતેજ સ્વતંત્ર થવા માગે છે તો પછી તેમનો પતિ ઉપર ખરો સ્નેહ તો હોય જ શાનો? તેઓ પતિ એ સ્ત્રીઓને દેવ તુલ્ય પૂજનીય છે એ વાતનો સ્વિકાર કરી શકતી નથી, તે પતિની સાથે પ્રેમ રાખવા ઇચ્છે છે; પરંતુ તેની પૂજા કરવાનું તેમને પસંદ નથી. પતિને દેવતુલ્ય સમજવા, તેને વશ વર્તવું, તેની સેવા કરવી, એ સર્વ વાતો તેને ખટકે છે. પતિવ્રતા સ્ત્રીનામાં આવાં લક્ષણો ન હોવાં જોઇએ. તેમણે હંમેશાં આવા ખરાબ વર્તનથી બચવું જોઇએ.

તેઓ પતિ અને પત્નિનો સરખો દરજ્જો છે એમ માનવા લાગ્યાં છે આજકાલના સુધારાવાળાઓના સંસર્ગમાં આવતાં પુનર્લગ્નના એક નવા ધતિંગમાં સપડાતાં તેમના મનમાંથી સાચી પતિ સેવા કરવાની વૃત્તિ ઉઠી ગયેલી હોય છે.

બ્હેન ! શું કહું. અમારા ગામમાં એક મુકુંદરાય કરીને સુધારાવાળા રહે છે. તેઓ કોલેજમાં પ્રોફેસર હતા. તેમની તમામ છોકરીઓ અંગ્રેજી ભણી બી. એ. સુધી શીખેલી હતી, તે છોકરીઓ નાનપણમાંથી જ છોકરાઓના સંસર્ગમાં ઉછરેલી હોવાથી તેમ જ પાશ્ચિમાત્ય વિદ્યાના પ્રભાવથી પતિ એ પત્નિને પૂજનીય છે, એ પ્રકારની ભાવના જ તેમના મનમાંથી ઉઠી ગઇ હતી. તેઓ કહેતી કે " પત્નિ મરી જાય તો પુરુષ બીજી સ્ત્રી પરણે, તો પછી પતિ મરી જાય તો આપણે ફરી બીજા પુરુષ સાથે પુનર્લગ્ન કેમ ન કરવું ? " ખરેખર ! શું કહું બ્હેન ! તેજ છોકરીઓને જ્યારે મોટી ઉમ્મરે પરણાવી, સાસરે મોકલી ત્યારે તેમના રોજ ઠપકા આવવા માંડયા. સુધારાના સંસર્ગવાળી ગ્રેજ્યુએટ થએલી છોકરી ઘરકામ શી રીતે કરી શકે ! પતિસેવા કરવાનું તો તે શીખી જ ન્હોતી, તે તો પતિને એક મિત્ર તુલ્ય માનતી. વળી તેઓ પતિથી અસંતુષ્ટ રહેવા લાગી. ઈશ્વરને કરવું કે મોટી છોકરી અને તેના પતિને ખટપટ જાગી—જીવજ મળ્યો નહિ. તે ધારતી કે પતિ મરશે તો ખટપટ જશે, ક્યાં જન્મારો રાંડેલા રહેવું છે તે સંતાપ છે ? વળી કોઇ સારો વિદ્વાન્ મારે લાયક વર શોધી કાઢી પુનર્લગ્ન કરી નવો ઘરસંસાર માંડીશું. " આવા વિચારથી તે પતિના ઉપર બીલકુલ સ્નેહ રાખતી નહોતી. અંતે તેના ધણીને સંગ્રહણીનો રોગ લાગુ પડયો અને તે મરી પણ ગયો. તેમાં આ છોકરીનું શું ગયું ! તેણે કોળી કાછીયાની માફક નાતરૂં—અરે ! પુનર્લગ્ન કર્યું. કહો બ્હેન ! જ્યાં સ્ત્રીના મનમાં આવી ભાવના હોય, ત્યાં આ આર્યગૃહસંસાર સુખી શી રીતે નીવડે ! ત્યાં પતિ પત્નિના સુખનો યથાર્થ લાવો શી રીતે મળી શકે ? માટે બ્હેન, તમારે તો હવે સાસરે રહેવું છે. ત્યાં સર્વથી મુખ્ય કામ પતિસેવા કરવાનું છે તે ભૂલતાં નહિ.

ઘણી સ્ત્રીઓ એવી નીચ અને હલકા હૃદયની હોય છે કે તે પતિનો જરા સરખો દોષ જોતાં કે તેનો કાંઇક વાંક જણાતાં તેના ઉપર ઉકળી પડે છે અને મોંમાંથી આવે તેવાં વચનો સંભળાવે છે. આવી વખતે આ સ્ત્રીઓને ખરૂં ખોટું કાંઇ સુઝતું નથી. ઘણી સ્ત્રીઓને તેમના પતિએ મોંઢે ચઢાવેલી હોય છે, જેથી તે આગળ જતાં પતિનો હિસાબ ગણતી નથી, તેને હુંકારા-તુંકારા કરતાં પણ આંચકો ખાતી નથી. પોતાના ધણીને "રડયા, મૂવા, સૂઝતું નથી, ખબર પડતી નથી? છોકરાં રડે છે તેને લેતાં શું થાય છે, હું કાંઇ નવરી નથી તમારા કપાળમાં ઘડી ઘડીને ટાકું." આવાં અનેક નિંદનિય વચનો સંભળાવે છે. આવી સ્ત્રીઓને કુલટા સમજવી જોઇએ. આવી સ્ત્રીઓ જે ઘરમાં હોય છે ત્યાં હંમેશાં કલેશ અને કંકાસનું સામ્રાજ્ય પ્રવર્તી રહે છે. ઘણી સ્ત્રીઓ સ્હેજસાજ બાબતમાં પતિની સાથે રીસાય છે, મોં ચઢાવી તેની સાથે બોલતી નથી, છણકા-છાકોટા કરે છે અને ઘણી વખતે તો પાંચ સાત દિવસ કાંઇ ખાતી પીતી નથી. ને રોકકળ કરી પતિને કંટાળો આપે છે.

ઘણી સ્ત્રીઓ મંછાની માફક પતિ પાસે સારા સારા વસ્ત્રાલંકારોની માંગણી કરે છે અને જો તે મળતાં નથી તો તે રીસાયાં કરે છે. અને જો તેના મનના ધાર્યા પ્રમાણે તેનો પતિ તેને કોઇ જણસ કે કાંઈ સારાં સારાં પોલકાં કે સાડીઓ લઈ આપતો નથી તો તે હંમેશાં રાતદિવસ પોતાના પતિને સતાવ્યાં કરે છે. અને જ્યાં સુધી ધારેલી વસ્તુ મળતી નથી ત્યાં સુધી રીસાયાં કરે છે. અને છણકા-છાકોટા કરી પતિને પજવણી કરે છે, આવી સ્ત્રીઓ પતિવ્રતપણું શું છે કે પતિ પ્રત્યે પત્નિની શી ફરજ છે તે સમજી શકતી નથી. તે તો માત્ર ખાવા પીવા અને લુગડાં ઘરેણાં પુરાં

પાડનાર પ્રાણી તરીકે જ પોતાના પતિને માને છે. માટે બ્હેન કોઇ પણ સ્ત્રીએ આવું વર્ત્તન રાખવું જોઇએ નહિ. અને હંમેશાં પતિની સ્થિતિનો વિચાર કરી, જે રીતે પોતાનો પતિ રાજી રહે તે રીતે વર્ત્તવું જોઇએ.

સ્ત્રીએ તો સારા ગુણને ધારણ કરવા એજ ખરાં વસ્ત્રાલંકાર છે. ગમે તેટલાં સારાં વસ્ત્રાલંકાર હશે, છતાં પણ જો ઉત્તમ ગુણ નહિ. હોય તો તે સ્ત્રીને ખરા સુખ અને આનંદનો અનુભવ થવાનો નહિ માટે પ્રત્યેક બ્હેને હંમેશાં પોતાનામાં ઉત્તમ ગુણોને ધારણ કરી રાખવાની કાળજી રાખવી જોઇએ.

ઘણી સ્ત્રીઓ એવી ચપળ સ્વભાવની હોય છે કે તે પોતાના પતિના દોષ બીજાને કહેવાને જરા પણ સંકોચાતી નથી, પણ સ્ત્રીએ પોતાના પતિના દોષ બીજાને કહેવા એ યોગ્ય નથી; પરંતુ તેના દોષ જણાય તો તે દોષ અન્યના આગળ છુપાવવાનો પ્રયત્ન કરવો જોઇએ. પતિના દોષ હોય તો તે છોડાવવા માટે પતિની સાથે શી રીતે વર્ત્તવું તેને ઘણી સ્ત્રીઓ જાણુતી નથી. અને કદાચ કોઇ જાણતી હશે તો તે પોતાના પતિના દોષ છોડાવવા માટે યોગ્ય પ્રયત્ન કરતી નથી.

દરેક સ્ત્રીએ પોતાના પતિનો દોષ છોડાવવાને માટે તેની સાથે નમ્રતાપૂર્વક અને મીઠી વાણીથી તે દોષનો ત્યાગ કરવાની તેમને પ્રાર્થના કરવી. અને કદાચ એમ કહેવા છતાં પણ જો તે ન માને તો નમ્રતાપૂર્વક તેના ચરણોમાં મસ્તક મૂકીને વારંવાર કરગરી તે દોષોને ત્યાગ કરવાનું કહેવું જોઇએ, અને જ્યાં સુધી તેના દોષનો ત્યાગ થાય નહિ ત્યાં સુધી વારંવાર તેને વિનયપૂર્વક તેનો ત્યાગ કરવાની પ્રાર્થના કર્યા કરવી.

સ્વામી ગમે તેટલો કઠિન હૃદયનો હશે, તોપણ તે જો આ પ્રમાણે પોતાની પત્નિ વારંવાર દોષોને છોડાવવાની પ્રાર્થના કરતી હશે તો તેનું હૃદય જરૂર પલળશે અને પોતાની સ્ત્રીની પ્રાર્થનાને માન આપી તે પોતાના દોષોનો ત્યાગ કરશે.

પતિ ખરાબ રસ્તે ચાલતો હોય તો તેને સારા માર્ગે વાળવા માટે સ્ત્રીએ પોતાનાથી બનતી તમામ મહેનત કરવી જોઈએ. પણ તેથી નિરાશ થઈ ઉદાસ થઈ બેસી રહેવું ન જોઈએ. જ્યાં સુધી પતિ સારા માર્ગે ન વળે ત્યાં સુધી તેના હિતકર મિત્રની માફક તેને વિનયપૂર્વક નમ્ર વચનોથી ખરાબ કાર્યોથી આવી પડતાં સંકટોનું અને ઉત્તમ કાર્યોથી મળતા ફાયદાનું વર્ણન કરી તેને સારા માર્ગે વાળવા દરરોજ પ્રાર્થના કર્યા કરવી જોઈએ. પુરુષને તેની સ્ત્રી સારા માર્ગે જેટલી સ્હેલાઈથી વાળી શકે છે તેટલી સ્હેલાઈથી બીજું કોઈ વાળી શકતું નથી. પતિને સારા માર્ગે વાળવા અને તેના દોષો કે અવગુણોનો ત્યાગ કરાવવા માટે સ્ત્રીએ તેના ઉપર ઘણી જ પ્રીતિ રાખી, તેની સેવા કરી તેની પ્રીતિ સંપાદન કરવી જોઈએ. પતિ ઉપર ખરા અંતઃકરણથી પ્રીતિ રાખનારી સતિ સ્ત્રી જ પોતાના કઠોર સ્વભાવના પતિને સુધારી સારા માર્ગે વાળી શકે છે.

પતિની હાજરીમાં સ્ત્રીને પોતાની ઈચ્છાનુસાર કોઈ પણ કામ કરવાનો અધિકાર નથી. તે પોતાના પતિની આજ્ઞાથી અને સમ્મતિથી જ પોતાના ઈચ્છિત કાર્યોને પૂર્ણ કરી શકે છે. જે કાર્ય કરવાથી પતિ અસંતુષ્ટ થાય અને જે કાર્ય પતિને અસંતુષ્ટ બનાવવાનાં કારણરૂપ હોય તેવાં કાર્ય કદાપિ પણ સાધ્વિ સ્ત્રીએ કરવાં જોઈએ.

પતિને પ્રિય લાગે તેવાં કામ કરવાને માટે પ્રીતિ રાખવી એ

સ્ત્રીનું મુખ્ય કર્ત્તવ્ય છે. તે કર્ત્તવ્યથી વિમુખ થવું એ સ્ત્રીને માટે હાનિ કર્ત્તા છે. સ્વામીનું ભલું ઇચ્છનારી સ્ત્રીએ તો પોતાના પતિની આજ્ઞાકારિણી થઈ એક દાસીની માફક તેની આજ્ઞા પાળવામાં હંમેશાં તત્પર રહેવું જોઈએ. પતિની આજ્ઞા માનવામાં બેદરકારી કરવી, સાંભળ્યું ન સાંભળ્યું કરવું કે 'એ કામ તો મારાથી બની શકશે નહિ' એવું કહેવું એ ઘણું શોચનીય છે. પતિ જેમ કહે તેમ કરવું અને હંમેશાં તેની મરજી પ્રમાણે જ વર્તવું એ સતિ સ્ત્રીનું કર્તવ્ય છે.

આ દુઃખમય સંસારમાં પુરુષને તેની સ્ત્રીના જેવી બીજી કોઈ પણ વ્યક્તિ તેનું હિત કરનારી અને સંતોષ આપનારી નથી. તમારે હંમેશાં યાદ રાખવું જોઈએ કે સ્ત્રી તેના સ્વામીના જીવન માર્ગની સંગિની, અને મંગલ કરનારી દેવી છે તે પોતાના પતિના પાપ, પુણ્ય અને શરીરની અર્ધી ભાગીદાર છે. જેથી જ તેને અર્ધાંગિની કહે છે.

પતિ જે વખતે સુખી હોય તે વખતે તમારે તેના સુખે સુખી થવું જોઈએ અને તેના હૃદયના દુઃખનો ભાર ઓછો કરવો જોઈએ. પતિને વિપત્તિને વખતે સાધ્વી સ્ત્રીએ સાહસ, ધૈર્ય અને ઉપદેશ આપી હીંમત આપવી જોઈએ અને સંમ્પતિના વખતમાં તેના ચિત્તને પ્રસન્ન રાખવાનો યત્ન કરવો જોઇએ અને રોગી અવસ્થામાં તેની સેવા સુશ્રૂષા કરી તેના રોગ અને દુઃખને દૂર કરવા માટે પ્રયત્ન કરવો એ કુલીન સ્ત્રીનું કર્તવ્ય છે.

ઘણી સ્ત્રીઓ જ્યાં સુધી પતિની સુખી અવસ્થા હોય છે યું પૈસે ટકે સુખી હોવાથી, જણુસભાવ કે લુગડાંલત્તાં પોતાની મરજી પ્રમાણે લાવી આપે છે ત્યાં સુધી તેની 'હાજી હા' કરનારી અને તેના કહ્યા પ્રમાણે વર્તનારી હોય છે. પરંતુ કદાચ કોઈ વખતે દુઃખી અવ-

સ્થાને લીધે કે પૈસાની તાણને લીધે જો પતિ—તેની સ્ત્રીના કહ્યા પ્રમાણે વસ્ત્રાભૂષણો લાવી આપતો નથી તો તે વખતે તેનાથી રીસાય છે. અને ઘરમાં કંકાશ કરી મૂકે છે ઘણી સ્ત્રીઓ પોતાના પતિની દરિદ્ર અવસ્થામાં તેનું સન્માન રાખતી નથી અને તેને અનાદારની દૃષ્ટિથી જુવે છે. ઉપરાંત ઘણી વખતે તો કટુ વચનોથી તેના અંતરને દુભાવ્યા કરે છે. એ ઘણું જ શોચનિય છે. આવી સ્ત્રીઓ સાધ્વી કે પતિવ્રતા સ્ત્રીઓ હોતી નથી પણ તેની ગણત્રી કુલ્ટા સ્ત્રીઓમાંજ થાય છે. આવી સ્ત્રીઓ પતિ સેવા કરવી કે પતિની પ્રીતિ સંપાદન કરી તેની મરજી પ્રમાણે વર્તવું એ પોતાનો ધર્મ છે કે ફરજ છે એમ માનતી નથી. તે માત્ર પતિ તેના કહ્યા પ્રમાણે લુગડાં ઘરેણાં લાવી આપે તો પોતે પણ પતિની મરજી પ્રમાણે વર્તે છે પણ જો કોઇ દિવસ પતિથી તેની મરજી ન સચવાઈ તો આખા ઘરમાં દસ દિવસ સુધી કંકાસ ઓલાતો નથી.

પતિની ગરીબ કે દુઃખી અવસ્થામાં જે સ્ત્રીની પતિભક્તિ ઓછી થઇ જાય છે તે પત્નિ નામને પણ યોગ્ય નથી. એવા નીચ સ્વભાવની સ્ત્રીઓ જ આ સંસારને દુઃખમય બનાવી મૂકે છે. આપણે આજકાલ ઘણી જગ્યાએ ઘણાં સ્ત્રીપુરુષોને યથાર્થ ગૃહસ્થાશ્રમનું સુખ મળેલું જોતાં નથી તેમજ દુઃખ અને કંકાશમાં દહાડા વીતાવતાં જોઇએ છીએ તેનું પણ એજ કારણ છે.

મનુ ભગવાન કહે છે કે "દૈવયોગે કે ગમે તે રીતે પોતાનો સ્વામી દરિદ્ર કે રોગી બને તો તે વખતે જે સ્ત્રી તેની અવજ્ઞા કરે છે તે વારંવાર ગધેડી અને કુકરીનું શરીર ધારણ કરે છે." સ્ત્રીઓએ પોતાની આવી ખરાબ ટેવનો ત્યાગ કરવો જોઇએ. પતિની સ્થિતિ ગમે તેવી હોય તોપણ સ્ત્રીએ તેથી સંતોષ માનવો જોઇએ.

અને એવી દશામાંથી ઉન્નતિ કરવાને માટે તેણે પતિને મદદ કરવી જોઇએ અને તેને યોગ્ય સલાહ આપી ધીરજ આપવી એ તેનું મુખ્ય કર્તવ્ય છે.

દરેક સ્ત્રીએ આપણા શાસ્ત્રમાં અને પુરાણમાં વર્ણવેલી સતિ અને સાધ્વી સ્ત્રીઓનાં ચરિત્રોનું અધ્યયન કરવું જોઇએ. આ માટે અમારા તરફથી ચાલુ સાલમાં બહાર પડનાર 'સ્ત્રી હિત શિક્ષા' નામનો સ્ત્રીઓનો ઉપયોગી ગ્રંથ વાંચવા ભલામણ છે. તેમાં અનેક સતિ સ્ત્રીઓનાં ચરિત્રોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. મહાભારતમાં ગાંધારી અને સીતાના દષ્ટાંત વાંચતાં તમને જણાશે કે સતિ સ્ત્રીઓ પોતાના પતિની સેવા કેવી રીતે કરી શકે છે. ધૃતરાષ્ટ–આંધળે હોવાથી, રાજ્યવૈભવ–પુત્રાદિક અનેક સંપત્તિ હોવા છતાં પણ તેની સ્ત્રી ગાંધારીએ જીવન પર્યંત પોતાની આંખે પાટા બાંધી પોતાના પતિની પદ સેવા કરી હતી. અને તે તેમને સુખી કરવા માટે સતત પ્રયત્ન કરતી અને પોતાના પતિની સેવા ચાકરી કરવામાં જ સુખ માનતી હતી. પોતાનો પતિ આંધળો છે એવો ભાવ તેના મનમાં કદી આવ્યો નહોતો અને તે કદી પણ તેથી દીલગીર થઈ નહોતી. આંધળો પતિ છે માટે તેથી અસંતોષ માની તેના પ્રતિ કદી પણ તેણે બેદરકારી બતાવી નથી. પરંતુ ગમે તેવો તોય પોતાના માથાનો મુકુટ માની જન્મારા પર્યંત તેની સેવા કરવામાં જ તેણે પોતાનું શુભ માન્યું હતું.

તેવી જ રીતે રામચંદ્ર જેવા સમર્થ રાજા અને ઇશ્વરાવતાર પુરુષનાં પત્નિ સીતા પણ રામના સુખે સુખી અને રામના દુઃખે દુઃખી થયાં હતાં. રામચંદ્રને જ્યારે વનવાસ જવું પડયું, ત્યારે સીતાજીએ ઘેર રહી રાજ્ય વૈભવ ભોગવવો નકામો માન્યો. અને પોતાના

પતિ સાથે જંગલોમાં અને પહાડોમાં ફરી અનેક પ્રકારનાં સંકટ ભોગવીને પણ પોતાના પતિની સાથે રહી તેમની સેવા કરવામાં જ સુખ માન્યું હતું, ત્યાં તેમનું હરણ થયું, જેથી રામને શોક થયો, રામે તેમની શોધ કરી લંકાના રાજા રાવણનો નાશ કરી સીતાને મેળવ્યાં છતાં પણ અયોધ્યામાં આવ્યા પછી સીતાજી નિર્દોષ હોવા છતાં પણ તેમને ગર્ભાવસ્થામાં હિંસક પશુઓથી ભરપૂર વનમાં મોકલવાની રામચંદ્રજીએ સ્હેજ કારણને લઈ આજ્ઞા કરી. તોપણ તે પતિની આજ્ઞાનું સીતાજીએ ઉત્તમ રીતે પાલન કર્યું. અને પતિના ભયંકર અત્યાચારોથી પીડા પામવા છતાં પણ તે કદી પણ પોતાના પતિનાં ચરણોની સેવા કરવાનું ભૂલ્યાં નથી અને કદી પણ પોતાના પતિનો વાંક પોતાના મનમાં લાવ્યાં નથી. ઉલ્ટાં તેમણે જન્મે જન્મ રામચંદ્રજીને જ પતિરૂપે મેળવવાની ઇચ્છા રાખી હતી.

પતિની સુખી અવસ્થામાં પતિની સેવા તો દરેક સ્ત્રી કરી શકે છે, પતિ પોતાની મરજી પ્રમાણેના પદાર્થો લાવી આપે ત્યાંસુધી તો તેની મરજી પ્રમાણે દરેક સ્ત્રી વર્તી શકે છે પરંતુ જ્યારે પતિની દુઃખી અવસ્થામાં તેની સાથે રહી દુઃખ ભોગવવામાં અને પોતાની મરજી પ્રમાણેના પદાર્થો માગવા છતાં પણ પતિ ન લાવી આપે ત્યારે પણ જે સ્ત્રી પતિ સેવા કરવાને ચૂકતી નથી અને જેની પોતાના પતિ ઉપરની પ્રીતિ જરા પણ ઓછી થતી નથી તેજ પત્નિ નામને દીપાવનાર છે.

એક વખતે મુંબઇમાં ચીમનલાલ નામનો એક વણીક રહેતો હતો તેની ચંચળ નામની સ્રીને અને તેને રોજ ખટાપટ ચાલતી હતી. ચીમનલાલ વ્યસની અને અદારે ધંધા કરનાર હોવાથી વારંવાર ચંચળ તેને નમ્રતાથી સીધે રસ્તે ચાલવા કહેતી, તેમાં એક

દિવસે ચીમનલાલે તેને આવેશમાં આવી જઇ ખૂબ મારવા માંડી, અડોશી–પડોશી ભરાઇ ગયા. ચંચળને એવી મરણતુલ્ય મારી કે તે હવે મરશે કે જીવશે તેની પણ શંકા થવા માંડી, એવામાં પોલીસ ત્યાં આવી પહોંચી તેણે ચંચળને છોડાવી અને ચીમનલાલ ઉપર મહાવ્યથા અને ખૂની હુમલાની ફરીયાદ માંડી ચંચળને દવાખાનામાં મોકલી. આટલો માર પડવા છતાં પણ ચંચળનું મન તેના પતિ ઉપરથી જરા પણ ચસક્યું નહોતું. તેની પતિભક્તિ ઉત્તમ પ્રકારની હતી. પોતાના પતિને શું જોઇએ. તે શું ખાશે, શું પીશે, શી રીતે પ્રસન્ન થાય, તેનું જ ઘેર ચિંતવન કરતી. જ્યારે દવાખાનામાં તેને કંઇક ભાન આવ્યું ત્યારે તે પાસે બેઠેલાં તેનાં સગાંવ્હાલાંને પૂછવા લાગી કેઃ–"અરેરે ! તેમની શી દશા થઇ હશે ! તે શું ખાતા હશે ! ખાવા કરતાં તો તેમને આવડતું નથી ! હાય ! હું ક્યારે સાજી થઇ ઘેર જઈશ, અને તેમની પ્રીતિ સંપાદન કરીશ ! અરે તેમની શી વલે થતી હશે, તેમણે કોઈ દિવસે પાણીનો લોટોય પાણીઆરેથી લઈ પીધો નથી." આ પ્રમાણે ઉદ્દગારો તે વારંવાર કાઢતી. તે સાંભળી તેની પાસે બેઠેલાં તેનાં સગાંવ્હાલાં કહેતાં કેઃ–"બેસ બેન, જવા દેને હવે તેનું નામ, આટલો માર પડયો તોય હજુ એને શા ઉપર જોઇ રહી છુ. તને મટશે તો બધાંય સારાં વાનાં છે. ફરી મરી જવા માટે હવે તેને ઘેર જવું છે ?" આ સાંભળી તેને ખેદ થતો. પોતાના પતિનું કોઈ ભૂંડું બોલતું તે તેનાથી સાંખી શકાતું નહિ. તે દવાખાનામાં પણ જે આવે તેને પોતાના પતિની ખબર પૂછતી અને કહેતી કેઃ—"તે દુઃખી તો નથી થતા ને ?" આમ પોતાના પતિની ચિંતામાં તે પોતાનું દુઃખ પણ ભૂલી ગઇ હતી. તે ઘણીવાર પોતાના પતિને પોતાની પાસે બોલાવવાના સંદેશા કહાવતી.

પણ ચીમનલાલ શું જોઇને આવે ! તેને તો ઘણો પસ્તાવો થયો હતો.

ચંચળના હૃદયમાં અપૂર્વ પતિભક્તિ ભરેલી હતી તેના હૃદયમાં પતિ પ્રેમ ઉભરાઈ જતો હતો. પતિ પ્રેમ સાંભળતાં પોતાના પતિએ મરણ તુલ્ય માર માર્યો તે દોષ તેને સાંભળતો નહિ. પોતાને આટલો બધો માર પડ્યો તેમાં પતિનો દોષ નથી પણ પોતાનો જ દોષ છે એમ કહેતી.

ચંચળને જ્યારે મટ્યું અને હવે તેને દવાખાનામાંથી ઘેર જવાની રજા આપી ત્યારે મેજીસ્ટ્રેટની પાસે પોલીસે કરેલી ફરીયાદ નીકળી. એક બાજુ ચંચળ અને બીજી બાજુ ચીમનલાલ ત્હોમતદાર તરીકે ઉભો રહ્યો. આ દસ્ય જોઇ ચંચળની આંખમાં આંસુ આવી ગયાં. ચંચળની જ્યારે જુબાની લેવામાં આવી ત્યારે તેણે કહ્યું કેઃ—મારા પતિનો બિલ્કુલ વાંક નથી, મારા દોષથી જ મારી આવી વલે થઈ હતી. માટે મારા પતિને છોડી દેવા જોઇએ, મને વાગ્યું તેમાં મારો જ દોષ છે." આમ કહેતાં કહેતાં તો તે રડી પડી અને પોતાના સ્વામીને છોડી દેવા પ્રાર્થના કરવા લાગી.

આ જોઈ કૉર્ટમાં બેઠેલા મેજીસ્ટ્રેટ ઉપરાંત વકીલ બૅરીસ્ટરો પણ આશ્ચર્ય પામ્યા, 'આટલી બધી મારવા છતાં પણ તેને પોતાના પતિ ઉપર આટલો બધો પ્રેમ, આટલી બધી ભક્તિ ! તારી પતિ ભક્તિને ધન્ય છે.' એમ સર્વે કહેતા જણાયા. જ્યારે મેજીસ્ટ્રેટે સાક્ષીઓ વીગેરેની જુબાની લઈ કેસ સાબીત કર્યો ત્યારે ચંચળ ઉપર દયા લાવી ચિમનલાલને છ મહિનાની સજા કરી. આ વખતે ચંચળના મનની જે દશા થઇ હતી તે જોઇ સર્વ કોઇની આંખમાંથી આંસુ નીકળી પડયાં. સજા ફરમાવતાં જ તે મૂર્છાવશ થઈ ગઇ અને રડકકળ

કરવા લાગી. સર્વ કોઈ તેની પતિભક્તિ જોઈ મોંમાં આંગળાં ઘાલવા લાગ્યા. ખરેખર ચંચળ જેવી પતિવ્રતા સ્ત્રીઓ જ દેશનો ઉદ્ધાર કરનારી છે. આ દશ્ય જોઇ ચીમનલાલની આંખમાં પણ આંસુ આવી ગયાં. તેણે કરેલા તોફાનનો તે પસ્તાવો કરવા લાગ્યો, અને પોતાની પત્નિ ઉપર તેને ઘણી દયા આવી. છેવટે જ્યારે ચીમનલાલ જેલમાંથી છુટીને ઘેર આવ્યો, ત્યારે ચંચળ ઝુરી ઝુરીને અરધી થઇ ગઇ હતી. ચંચળ પાછી પોતાના પતિને ત્યાં ગઈ અને તેણે પતિભક્તિથી પોતાના નિર્દય અને ક્રુર પતિને પણ પોતાને વશ કરી લીધો.

આ પ્રમાણે પતિવ્રતા સ્ત્રી પોતાના સ્વામીની ગમે તે દશામાં પણ તેનું હિત જ ઇચ્છે છે. તેને પોતાના પતિનો દોષ જણાતો નથી. તે તો માત્ર પતિસેવા કરી પતિને પ્રીતિથી વશ કરવાનું જ સમજે છે. દરેક સ્ત્રીએ પોતાના પતિની સાથે હળીમળીને રહેવું જોઇએ. હંમેશાં તેને સુખી અને પ્રસન્ન રાખવાને માટે પ્રયત્ન કરવો જોઇએ. જે આ પ્રમાણે વર્ત્તે છે તે સ્ત્રી નથી પણ લક્ષ્મી છે. તેનું જીવન આ સંસારમાં સુખ, શાંતિ અને આનંદનો અનુભવ કરે છે. આવી પતિવ્રતા સ્ત્રી જે ઘરમાં હોય છે ત્યાં લક્ષ્મીનો પણ વાસો હોય છે, એટલે તેનો પતિ પણ પૈસે ટકે સુખી થાય છે. આ પ્રમાણે દરેક સ્ત્રીએ પોતાના પતિની સેવા કરી તેની પ્રીતિ સંપાદન કરવા સતત પ્રયાસ કરવો જોઇએ.

બ્હેન ! હવે મોડું થયું છે. જો તમારી મરજી હોય તો આપણે કાલે બીજી વાત કહીશું. આજે તો મેં જે નાનપણમાં સાંભળ્યું હતું તે વાત તમને કહી, તમારે સર્વેએ એ ધ્યાનમાં

રાખી તે પ્રમાણે વર્તવા પ્રયત્ન કરવો જોઇએ. બ્હેન કુમુદિની! તારી મરજી હોય તો કાલથી મંછાને પણ અહીં બોલાવતી આવજે."

કુમુદિની—"વાહ! શારદા બ્હેન આજે તો ત્હમે હદ કરી નાંખી. અમારા જેવી જુવાન વહુ વારૂઓને માટે આથી બીજો કેવો ઉપદેશ જોઇએ. હવે તો અમે રોજ આવીશું."

આમ કહી અમે સર્વે પોતપોતાને ઘેર ગયા.



## પ્રકરણ ૩ જું.

## પતિ પત્નિનો એક બીજા ઉપરનો પ્રેમ કેવો હોવો જોઈએ?



બીજે દિવસે સવારમાં હું મંછાને ત્યાં ગઈ, તે વખતે મંછાને ત્યાં ધમાધમી ચાલી રહી હતી. મંછા મને ઓળખતી હતી જેથી મને આવતાં જોઈ એકદમ કાંઈક સંકોચ પામી બોલી:—"આવો કૌમુદિની બ્હેન! તમે અત્યારે ક્યાંથી ભૂલાં પડયાં છો"

મેં કહ્યું:—"વાહ મંછા બ્હેન! એમાં ભૂલાં શાનાં પડવું તું, આ તો જરા નવરી હતી ત્યારે કહ્યું ચાલ, આપને મળી આવું એવો વિચાર કરી અહીં આવી છું. કેમ ખુશીમાં છો ને? કેમ કંઈ હમણાનાં જણાતાં નથી?"

મંછા—"શું આવું બ્હેન! આ ઘરના કાથા કબલામાંથી

નવરી પડું ત્યારે આવુંને. બેસો બ્હેન! કંઇ કામકાજ કહેશો."

મેં કહ્યું:—"ના રે બ્હેન કામ તો શું હોય! આ તો આપને મળવા જ આવી હતી. વળી અમે સર્વે શારદા બ્હેનને ત્યાં બપોરે જમી પરવારી બેસવા જઇએ છીએ, ત્યારે કહ્યું કે તમને નવરાશ હોય તો આવજો. ઠીક બે ઘડી ગમ્મત છે તે કહેવા આવી હતી. વળી શારદા બ્હેન પણ તમને સંભાળતાં હતાં."

મંછા—"ના કેમ સંભાળે બા! હું આજે જમી પરવારી બપોરની તમારે ત્યાં આવીશ, પછી આપણે સાથે જઇશું. એ જમીને નોકરી ઉપર જશે એટલે હું તો નવરી જ છું. હું પણ એવું શોધતીજ હતી. બળ્યું નવરાં બેઠાં ગમતું પણ નથી."

મેં કહ્યું:—"ઠીક, ત્યારે બ્હેન જઉં છું. તમે આવજો એટલે આપણે સાથે જઇશું. લ્યો બેસો બ્હેન."

આમ કહી હું મારે ઘેર આવી. પછી જમી પરવારી મંછા પણ ત્યાં આવી એટલે અમે સર્વે શારદાને ત્યાં ગયાં. ત્યાં ગયા પછી મેં કહ્યું:—"શારદાબ્હેન! આજે તો મંછાબ્હેન પણ આવ્યાં છે. આપનું નામ દીધું કે તરતજ તેમને પણ અહીં આવવાનું મન થયું. લ્યો ત્યારે આજે કંઈ વિષય કહાડો તો સારૂં. જુવો બ્હેન! અમે તો નાનાં છીએ, અમારી ફરજ પણ સમજતાં નથી, અમે તો પરણીને સાસરે જવું અને ત્યાં લોકાચાર પ્રમાણે ખાવાપીવા કરી ઘરકામ કરવા સિવાય બીજું કંઈ જાણીએ નહિ. વળી સ્વાભાવિક રીતે બીજી સ્ત્રીઓને સારાં લુગડાં કે ઘરેણાં પહેરતાં અમને પણ તેવા વસ્ત્રાલંકારો પહેરવાનું મન થાય છે, અને તે અમારા પતિ પાસે મેળવવાં એવી અમારી માન્યતા છે, અને જો ન આપે તો અમારો જીવ ઉંચો થાય ત્યારે જરા ક્લેશ થાય. આ

વિશ્વમાં અમારા જેવી ઘણી સ્ત્રીઓ હશે કે જે રાતદિવસ–પતિને વસ્ત્રાલંકારો માટે સતાવી દુઃખી કરતી હશે, અને પોતે દુઃખી થતી હશે. માટે અમે દુઃખથી બચીએ એવો કાંઇ ઉપાય કહો તો સારૂં."

**મંછા**–" હા બ્હેન ! ખરૂં કહ્યું. રડયું બધાં પહેરે ને આપણે ન હોય ત્યારે મન તો થાય જ તો, આખો જન્મારો ઘરનો ધંધો કરી કરીને મરી જઈએ ને કોઇ દહાડો સારૂં–સુઘડું કે સારી જણસ તો પહેરવા મળે નહિ, ત્યારે બળ્યું જીવીને પણ શું કરવું ? આ મારી જ વાત કહું–એક વાલની વીંટી પણ ન મળે, શું કરીએ બ્હેન, કહી કહીને જીભનો કુચોય થઈ ગયો પણ કંઇ વળ્યું નહિ. હવે જન્મારો આવો જ કહાડવાનો ને ?"

**શારદા**—" ખરી વાત છે બ્હેન ! આપણ સ્ત્રીઓને નાનપણથી જ બીજાની પાસે કોઈ વસ્તુ જોતાં તેને મેળવવાનું મન થઈ જાય છે. કોઇએ કોઇ સારી સાડી પહેરી હોય તો તેવી સાડી પહેરવાનું આપણને મન થાય, કોઇએ કંઇ સારી ચીજ પહેરી હોય તો તેવી જણસ પહેરવાનું મન થઇ જવાનું. એ બધી આપણી બુદ્ધિની કચાસ સમજવી. સ્ત્રીઓને નાનપણમાંથી યથાર્થ શિક્ષણ ન મળવાથી તેઓ મોટી ઉમ્મરે સાસરે જતાં એવી નકામી સ્હેજ બાબતોમાં પણ પતિ સાથે વિખવાદ કરી બેસે છે. સ્ત્રીઓએ સ્વચ્છતા રાખી પોતાનાં વસ્ત્રો સ્વચ્છ પહેરવાં જોઇએ. અને પોતાની સ્થિતિ ન હોય તો ઘરેણાં ગાંઠાં માટે પતિને સતાવવા ન જોઇએ. આપણે ઘરની સ્થિતિનો વિચાર કર્યા વગર જણસ ભાવની આડાઇ કરીએ, પણ તે પતિ પાસે મૂઢામાં જ પૈસા ટકાની સ્થિતિ રંક હોય તો ક્યાંથી લાવીને જણસો કરાવે ? ઘેર દેવાવાળા ફેરા ખાતા હોય ને પછી

આપણે જણસો માટે પતિને સતાવીએ એ કેવી મૂર્ખાઇ કહેવાય! આપણે તો આપણા પતિને દરેક અવસ્થામાં મદદગાર થવું જોઇએ અને તેની સ્થિતિ કદાચ નરમ હોય તો તે વખતે તેને હિંમત આપી કેટલીક વસ્તુઓ વગર ચલાવી લેવું જોઇએ. પતિના સુખે સુખી અને દુઃખે દુઃખી બની રહે એજ યથાર્થ પત્નિ છે."

મેં કહ્યું:—"બ્હેન આપ કહો છો તે અક્ષરશઃ ખરી વાત છે પણ તે અમારા માન્યામાં ક્યાં આવે છે? અમે તો એમ માનીએ કે "વર મરો કે કન્યા મરો પણ ગોરનું તરભાણું ભરો" એ કહેવત અનુસાર પતિનું ગમે તે થાય, તેની પાસે પૈસા હોય કે ન હોય તે અમારે જોવાનું નહિ, તેને પૈસાની ગમે તેટલી ભીડ હોય, દેવાવાળા ગમે તેમ સતાવ્યાં કરતા હોય, તે અમારે જોવાનું નહિ, અમારે તો તે ફાવે તો માથુ કુટે, ભીખ માગે, ગમે તેમ કરે, પણ અમારી માગણીઓ પુરી કરે, અમને વસ્ત્રો અને ઘરેણાં જોઈએ તે ગમે તેમ કરીને લાવી આપે, એવા વિચારનાં, અને એથી જ અત્યારે અમારી અધોગતિ થએલી છે. માટે અમારે શી રીતે મનવાળી બેસી રહેવું તેનોઅને અમારો ગૃહસ્થાશ્રમ કલેશમય ન બને તેનો કંઈ ઉપાય બતાવો તો સારૂં, કેમ મંછા બ્હેન!"

મંછા કે જે આ વાદવિવાદ સાંભળતી હતી તે તો શરમાઈજ ગઇ. તેની તમામ વાત આમાં આવી હતી. તેણે આ સાંભળી કહ્યું:—"ખરી વાત છે બ્હેન, આપણે સ્ત્રીઓનો સ્વભાવજ એવો છે. માટે હવે તો શારદા બ્હેન કંઇ સુધારે તો સુધરે."

શારદા—જુવો બ્હેન! સ્ત્રી અને પુરુષનું લગ્ન થાય છે એ કાંઇ સોદા કે વેચાણ જેવું નથી. પવિત્ર ભાવથી જીવનપર્યંત સ્ત્રી અને પુરુષનો જે સંબંધ જોડવામાં આવે છે તેને લગ્ન કહે છે.

સ્ત્રી અને પુરુષ વિવાહ સૂત્રથી બંધાય છે ત્યારે તેના પ્રાણ અને હૃદય એક બીજા સાથે મળતાં પ્રેમ ઉત્પન્ન થાય છે. જ્યારે બંનેની એક આશા, એક ધ્યેય, એક ધ્યાન, એક જ્ઞાન અને દરેક વાતે એકતા થઇ જાય છે, સ્ત્રી પતિમાં અને પતિ પોતાની સ્ત્રીમાં એકત્ર થઇ જાય છે, બંને જુદાં જુદાં શરીર એક થતાં એક નવીન પ્રિય દર્શી યુગલ મૂર્તિનું રૂપ ધારણ કરે છે. ત્યારે એ પ્રકારના નિર્મળ અને મધુર મિલનને દામ્પત્ય પ્રેમ–પતિ પત્નિનો પ્રેમ કહે છે. આ પ્રકારનો સ્ત્રીમાં આધ્યાત્મિક મિલનનો ભાવ ઘણો જ ગંભીર છે. તેનો ઉદ્દેશ મહાન છે. પતિપત્નિનો શારીરિક સંબંધ થવો એટલેથી જ સંસારની મર્યાદા માની બેસવાનું નથી; પરંતુ શારીરિક સંબંધની સાથે પતિ પત્નિના માનસિક સંબંધની પણ એકત્રતા થવી જોઈએ. બંનેના વિચાર એક સરખા થવા જોઈએ. પતિ વિચાર કરે તેવા જ તેની પત્નિના વિચાર હોવા જોઇએ. પત્નિ જે કાર્ય કરવાનો વિચાર કરે તેજ કાર્ય કરવાનો તેના પતિનો પણ વિચાર થવો જોઇએ. એ પ્રકારના સંબંધને માનસિક સંબંધ કહે છે. દરેક સ્ત્રીએ પોતાના પતિ સાથે માનસિક સંબંધથી એકત્ર જોડાતાં શીખવું જોઈએ. તે ઉપરાંત ત્રીજો સંબંધ આધ્યાત્મિક છે આત્મા સંબંધી વિચારો અને કર્તવ્યોમાં પણ બંનેની એકતા હોવી જોઇએ બંનેના ઇષ્ટ, ઉપાસના, અને આશય એક હોવા જોઇએ. નહિ કે પતિ શિવ ધર્મીય હોય, તો પત્નિ વૈષ્ણવ; પતિ સ્વામિનારાયણ સમ્પ્રદાયનો હોય તો પત્નિ વલ્લભાચાર્યના બાળકોને માનનારી હોય; આમ પરસ્પર કોઇ પણ પ્રકારના આચાર, વિચાર કે વર્તનમાં ભેદ હોવો ન જોઇએ. પતિ ઘેર સંન્ધ્યા પુંજા કરવા પાણી માગતો હોય કે પૂજાનાં વાસણો સ્વચ્છ કરી આપવાનું જણાવતો

હોય ત્યાં પત્નિ તે કામ પડયું મૂકી, છોકરાંને ઘેર રડતાં કકળતાં મૂકી પતિને સાચવવાનો હુકમ કરી બહાર કેઢે કોથરી લટકાવી દેવ દર્શને જતી હોય અને રણછોડજીનાં કે નરનારાયણનાં દર્શન કરવાને ઉતાવળી ઉતાવળી દોડતી હોય એવી સ્ત્રીની ધાર્મિકતામાં પૂળો મૂકવા જેવું છે. આ પ્રમાણે પતિ અને પત્નિ ઇષ્ટોપાસના માટે પણ જુદા જુદા માર્ગે પ્રવર્તેલાં ન હોવાં જોઈએ.

પતિ પત્નિના આધ્યાત્મિક સંબંધનો ભાવ મહાન ગંભીર છે. તેનો ઉદ્દેશ મહાન છે. તેના મૂળમાં જ પરમાત્માનો જે ગૂઢ આશય છુપાયલો છે તેને કાર્યમાં પરિણત કરવો એજ દમ્પતિના નિર્મળ પ્રેમના પરમ ગૌરવરૂપ અને અંતિમ ઉન્નતિ કર્તા છે. તે શુદ્ધ અભિપ્રાય એ છે કેઃ—સ્ત્રી પુરૂષે એક સાથે, એકમતે અને એકજ ઇચ્છાથી એક બીજાને અવલંબીને પરમેશ્વરના પ્રિય કાર્યની સાધના કરવી. પ્રેમનો એજ મુખ્ય ઉદ્દેશ છે. એથી જ શાસ્ત્રામાં સ્ત્રીને સહધર્મચારિણી કહે છે.

આ મોહમય સંસારમાં કોઈ પણ પુરુષ એકલો રહી પોતાનું રક્ષણ કરી શકતો નથી. કોઇ પણ સ્ત્રી કે પુરુષ વિષય વાસનાઓથી પોતાને બચાવી શકતાં નથી. એથી જ કુદરતના નિયમાનુસાર પતિ પત્નિનો આ પવિત્ર દાંમ્પત્ય સંબંધ છે. તમે કોઇ પણ પ્રાણિ જુઓ ખુદ ઇશ્વર તરફ દૃષ્ટિ નાંખો, તો ત્યાં પણ પુરુષ અને પ્રકૃતિ, બ્રહ્મ અને માયા; પશુ પક્ષી, મનુષ્ય, દેવ અને ઇશ્વર સર્વ જ્યાં જોશો ત્યાં પતિ અને પત્નિ સિવાય તમને જણાશે નહિ. જેમ એક પરડાથી ગાડું ચાલી શકતું નથી, તેમ સ્ત્રી અને પુરુષમાંથી એકની ખામી હોય છે તો આ સંસારમાં નભવું મૂશ્કેલ છે. જો આ સંસારમાં આ પ્રમાણે સ્ત્રી અને પુરુષનો પતિ પત્નિનો સંબંધ પ્રચ-

લિત ન હોત અને જેને જેમ ફાવે તેમ વર્તતા હોત તો આજે સમાજ નષ્ટ ભ્રષ્ટ થઇ જાત અને મનુષ્યના હૃદયમાં, દયા, સ્નેહ, બીજાના દુઃખે દુઃખી થવું અને ધર્મ પરાયણતા વિગેરે ઇશ્વરીય ભાવો કદી જણાત નહિ. અને મનુષ્યનું હૃદય વિષધર સર્પને રહેવાની આવાસ ભૂમિ જેવું બની જાત અને આ સંસારમાં રહેવા યોગ્ય રહેત નહિ. આ દોષોથી બચવાને માટે જ દાંમ્પત્ય પ્રેમની સૃષ્ટિ શ્રી ઇશ્વરે ઉત્પન્ન કરી છે.

દાંમ્પત્ય પ્રેમ વગર મનુષ્યમાં મનુષ્યપણું આવત નહિ અને મનુષ્યોનું હૃદય મરૂભૂમિના જેવું શુષ્ક અને દોષોથી મલીન થઇ જાત. ભગવાનની એવી અપૂર્વ માયા છે કે જેણે મનુષ્યને મનુષ્ય બનાવવાને માટે, પાપ, તાપ, વ્યભિચાર વિગેરે વિષથી બચવાને માટે અને તેને સ્વર્ગીય સુખનો અધિકારી બનાવવાને માટે સ્ત્રી પુરૂષના હૃદયમાં દાંમ્પત્ય પ્રણયનો સંચાર કરી દીધો છે. આ દુઃખ જવાળામય–સંસારરૂપી ઘોર વનમાં દામ્પત્ય–પ્રણયની મોહિની શક્તિ જ નંદનવન સમાન રમણીય અને સુખ શાંતિ અર્પનાર છે. એજ દંમ્પતિ નાના પ્રકારના સુખનો અનુભવ કરતાં ધીમે ધીમે પોતાની ઉન્નતિ કરી શકે છે.

પતિ પત્નિનો પ્રેમ સવ સુખ અને ઉન્નતિના મૂળરૂપ છે. પરંતુ દંમ્પતિના હૃદય અને ચરિત્ર ઉપર જ સવ સુખ અને ઉન્નતિનો પૂર્ણરૂપે આધાર છે. સ્વામી અને સ્ત્રીના વ્યવહારના જરા સરખા દોષથી આ સુખમાં તિવ્ર વિષ ઉત્પન્ન થઇ જાય છે. પરંતુ દંમ્પતિના પરસ્પર એક મન અને એક પ્રાણથી એકાકાર થઇ જવાથી તેમ જ પોતાનું કર્તવ્ય સમજીને કાર્ય કરવાથી તેમને એટલું સુખ મળી શકે છે કે જે કોઇ અતુલ ઐશ્વર્યશાલી રાજાને પણ

મળી શકતું નથી. દાંમ્પત્ય પ્રણય અર્થાત પતિ પત્નિનો પ્રેમ ઘણો નિષ્કલંક અને મધુર છે. તેનો ઉપયોગ ઘણી સાવધાનીથી કરવો જોઇએ.

અનેક સ્ત્રીઓ આવી વાતોને બિલ્કુલ સમજતી નથી અને તેથી જ અનેક પતિ પત્નિયોનાં હંમેશાં મન મળતાં નથી અને એક બીજાથી અસંતુષ્ટ રહે છે, અને તેથી તે પરસ્પર એક બીજાથી સુખી થઇ શકતાં નથી.

ઘણી જગ્યાએ તો સ્ત્રીના રાત દિવસના કંકાસથી પુરુષો ઘરમાં કાંઈ સુખ નથી એમ માની સંસારનો ત્યાગ કરી બાવા થઇ જાય છે. મારા પીયેરમાં જ એક સ્ત્રી એવી હતી કે જે રાત દિવસ પોતાના પતિને સતાવ્યા કરતી, તેનો ધણી ગરીબ અને સાધારણ ધંધો કરી ગુજરાન જેટલું કમાતો, તેમાં સ્ત્રીની ઇચ્છા શી રીતે પુરી થઈ શકે ? જેથી સ્ત્રી તે બિચારાને જ્યારે ઘરમાં આવે ત્યારે સંતાપતી, પૂરૂં પેટ ભરીને ખાવા પણ દેતી નહિ. અંતે તે બ્રાહ્મણ દુઃખથી કંટાળી તે સ્ત્રી અને ત્રણ છોકરાંનો ત્યાગ કરી નાસી ગયો, તેના ગયા પછી તે સ્ત્રીને અને છોકરાંને કોઈ કમાઇ લાવીને આપી શકે તેમ નહોતું તેથી ઘેર ઘેર ભીખ માગવી પડતી, અને દરણાં ખાંયણાં કરી પરાણે પૂરૂં કરવું પડતું. આવી રીતે સ્ત્રી અને છોકરાં અન્ન અને વસ્ત્ર વગર ટટળવા માંડયાં અને પુરુષ પણ બાવો થઇ ઘેર ઘેર ભીખ માગી પુરૂં કરવા લાગ્યો. આ પ્રમાણે સ્ત્રી પુરુષના કંકાશથી આ કુટુંબ દુઃખમાં રવડવા માંડયું. આવી રીતે ઘણી જગ્યાએ સ્ત્રીના ત્રાસથી પુરુષોને સંસાર છોડી દેવો પડયો છે. માટે સ્ત્રીએ તો પોતાના પતિનું મન દુઃખાય એવું એક પણ કામ કરવું નહિ.

ઘણી જગ્યાએ તો સ્ત્રીના ક્લેશ કંકાશથી પુરુષો ગૃહસ્થાશ્રમથી

કંટાળી આત્મહત્યા કરે છે. અને આવી રીતે સ્ત્રીના કકળાટથી પુરુષ નાસી જાય છે કે આત્મહત્યા કરે છે ત્યારે પછી સ્ત્રીને પસ્તાવો થાય છે. અને અંતે જન્મારો દુઃખમાં ગાળી મૃત્યુ પામે છે. માટે પ્રત્યેક સ્ત્રીએ પોતાના પતિની પોતાના ઉપરથી જરા પણ પ્રીતિ ઓછી થાય એવું કોઇ પણ કાર્ય કરવું ન જોઇએ. અને હંમેશાં તેની મરજી સાચવી તેને સુખ થાય તેમ વર્તવું જોઇએ.

જો કે દાંમ્પત્ય–પ્રણય ભંગ થવામાં સ્ત્રી અને પુરુષ બંને કારણરૂપ છે. તથાપિ આપણા શાસ્ત્રોમાં કહ્યા પ્રમાણે અને ચાલતી રૂઢી પ્રમાણે જોતાં તો આ વિષયમાં સ્ત્રી જ સંપૂર્ણ દોષવાન ગણી શકાય છે. જે સ્ત્રી પોતાના પતિનો જેવો પોતાના ઉપર પ્રેમ હોય છે તે પ્રમાણમાં જ તેના પ્રતિ પોતાનો પ્રેમ બતાવે છે તેવી સ્ત્રીની સાધ્વિ સ્ત્રીમાં ગણના થઇ શકતી નથી.

પુરુષોનું હૃદય સ્વભાવથી જ કઠોર અને સ્ત્રીનું હૃદય સ્વભાવથી જ કોમળ હોય છે. સ્ત્રીના પ્રેમરૂપી જળનું સિંચન થતાં પુરુષોનું કઠિન હૃદય આર્દ્ર બનીને તેમાં દયા, નમ્રતા આદિ કોમળ વૃત્તિના અંકુરો ફુટે એવી વિધાતાની ઇચ્છા છે. જેથી સ્ત્રીએ પોતાના પતિની કઠોરતા કે પત્નિપ્રેમની બેદરકારી તરફ ધ્યાન આપવું ન જોઇએ અને પતિના કઠોર સ્વભાવ અને વર્તન સહન કરવાની સહનશીલતા રાખવી જોઇએ. અને હંમેશાં તેમને પ્રસન્ન રાખવાનો પ્રયત્ન કરવો જોઇએ.

સ્વામી ગમે તેવો નિષ્ઠુર અને કઠોર સ્વભાવનો ભલેને હોય તો પણ તમારો નમ્ર સ્વભાવ અને વર્ત્તન તેનું હૃદય તમારા તરફ વાળ્યા વગર રહેવાનુંજ નહિ. ગંભીરતા અને અટલતા વગર દંમ્પતિ પ્રણય સ્થાયી રહી શકતો નથી. પતિપત્નિનો પ્રેમ એ ગૃહસ્થાશ્રમના

સુખ અને આનંદના મૂળ રૂપ છે. દામ્પત્ય પ્રેમ વગર મધુર ગૃહ સુખ હંમેશને માટે નષ્ટ થઇ જાય છે ઘરમાં પતિ પોતાની ગૃહ લક્ષ્મીની કૃપાથી જેવા વિમળ સુખને મેળવી શકે છે તેવું બીજાથી મેળવી શકતો નથી. જે ઘરમાં પતિ પત્નિમાં ગંભીર પ્રેમ અને અટલ સ્નેહ હોય છે તે ઘર યથાર્થ રીતે આનંદના મંદિર જેવું હોય છે.

ભગવાન મનુ કહે છે કેઃ—" જે ઘરમાં સ્ત્રીના વડે પતિ અને પતિના વડે સ્ત્રી સંતુષ્ટ રહે છે તે ઘરમાં હંમેશાં આનંદ રહે છે." પતિ પત્નિમાં અવિચલ પ્રેમ અને દૃઢ અનુરાગ ન હોવાથી જ નાના પ્રકારના દુઃખ, ઉપદ્રવ અને અશાંતિ ઉત્પન્ન થઈને ઘર દગ્ધ થઇ જાય છે. વિજ્ઞાનશાસ્ત્રથી પણ માનવામાં આવે છે કે પતિ પત્નિમાં દૃઢ પ્રેમ નથી હોતો તો તેનાં સંતાન બળવાન, બુદ્ધિમાન અને શાંત સ્વભાવનાં હોતાં નથી, તેથી જો તમારે આ સંસારમાં સુખી રહેવાની ઇચ્છા હોય, પાપ, દુઃખ અને વ્યભિચારાદિ દોષોના વિકાળ મુખમાંથી બચવું હોય તો, નિરોગી, શાંત, બુદ્ધિમાન, અને સુંદર બાળકોનાં મુખ જોઇ તમારા હૃદય અને નેત્રોને શીતલ કરવાની ઇચ્છા હોય તો, જે પ્રમાણે વર્ત્તવાથી તમારો અને તમારા પતિનો પ્રેમ અવિચળ અને વિક્ષેપ વગરનો હંમેશને માટે રહે, તે પ્રમાણે વર્તો, અને જેવી વાણી, વિચાર કે વર્તનથી એ પ્રેમમાં જરા પણ વિઘ્ન પડે તેવી વાણી, વિચાર અને વર્તનથી દૂર રહેજો. દામ્પત્ય પ્રેમના મૂળમાં ભક્તિ અને શ્રદ્ધા રાખવી એ ઘણું જરૂરનું છે. જે પ્રેમમાં ભક્તિ અને શ્રદ્ધા હોતી નથી તે પ્રેમને પ્રેમ સમજતાં નહિ. શ્રદ્ધા અને ભકિત વગરના લુખા પ્રેમથી સુખની આશા રાખવી વ્યર્થ છે.

પતિનો આંતરિક સ્નેહ પ્રાપ્ત કરવો એજ પત્નિના સૌભાગ્ય

રૂપ છે. આ સ્નેહ શી રીતે પ્રાપ્ત કરવો એ દરેક સ્ત્રીએ શીખવાની આવશ્યકતા છે. ઘણી સ્ત્રીઓ કહે છે કે ઉત્તમ રૂપ વગર પતિના ચિત્તને પોતાના તરફ વાળી શકાતું નથી; જો સારૂં રૂપ હોય છે તોજ પતિને પોતાને વશ કરી શકાય છે. પણ તેમ નથી. જે આવા કુવિચારને વશ થઇ પોતાના રૂપ અને સૌંદર્યવડે જ પતિના હૃદય ઉપર પોતાનો અધિકાર જમાવવાનું ઇચ્છે છે તે મૂર્ખ અને અભાગિની છે. આવી સ્ત્રીઓ પતિના સાચા પ્રેમને મેળવી શકતી નથી. જ્યાં સુધી રૂપ હોય છે ત્યાં સુધી જ તેનું સૌભાગ્ય માનવું અને જ્યાં ઉમ્મર થતાં રૂપ નષ્ટ થવા માંડે છે ત્યાં જ તેના પ્રતિનો પતિનો પ્રેમ ઓછો થતો જાય છે. જે સ્ત્રીઓ પતિને સુખી કરીને જ પોતે સુખી થાય છે, જે પોતાના પતિના ચરણની રજને પોતાને માથે ચઢાવવામાં પોતાનું અહોભાગ્ય સમજે છે તેજ પતિનો આંતરિક સ્નેહ મેળવી શકે છે. આવી સ્ત્રીઓ ઉપર તેનો પતિ હમેશાં સંતુષ્ટ રહે છે અને તેના ઉપર ખરા હૃદયથી પ્રેમ રાખે છે. એ પ્રેમ રૂપના મોહની માફક ઝટ નષ્ટ થઈ જતો નથી.

ઘણી સ્ત્રીઓ પતિનો પ્રેમ પોતાના ઉપર ન દેખે તો તે તેના ઉપર પણ પ્રેમ રાખતી નથી અને અભિમાનના ગુમાનમાં મોં ચઢાવીને પોતાના પતિથી એવી વિમુખ અને અપ્રસન્ન રહે છે કે તે ઘણી વાર તો તેનું નામ સાંભળીને પણ કંટાળો ખાય છે. આવી સ્ત્રીઓ કદી પણ પતિ પ્રેમના ખરા સ્વાદનો અનુભવ કરી શકતી નથી. જો તમારા ઉપર તમારો પતિ પ્રેમ ન રાખે તો ભલે, પણ તમારે તો તેના ઉપર જરૂર પ્રેમ રાખવો જ જોઇએ. કેમકે તે તમારા સર્વ સ્વરૂપ અને આશ્રયદાતા છે. આ પ્રમાણે જો તમે તમારા પતિ ઉપર ખરા અંતઃકરણથી અનુરાગ રાખશો તો તે પણ

તમને પોતાનું હૃદય સમર્પણ કર્યા વગર રહેશે નહિ, અને ઘણે દિવસે પોતાની કઠોરતાનો પણ ત્યાગ કરી તમારી સાથે હળીમળી જશે. માનો કે કદાચ તમારો પતિ તમારા ઉપર સ્નેહ ન રાખતો હોય અને હંમેશાં તમારાથી વિરક્ત રહેતો હશે; છતાં પણ જો તમે તેના ઉપર હૃદયના ભાવપૂર્વક પ્રેમ રાખશો અને તેને માટે પ્રાણ આપવા પણ તૈયાર રહેશો તો, ઘણે દિવસે તે પણ તમારા ઉપર સ્નેહ રાખશે. અને વખત આવે તમારા સ્નેહથી આકર્ષાઈ તમારા પ્રેમને માટે એક દિવસ તેને રડતો જોશો. તમારો સદ્વ્યવહાર અને ઉચ્ચ હૃદયને જોઇને તેનું મન જરૂર તમારા પ્રતિ વળવાનું.

સ્ત્રીને માટે તો પોતાના પતિની ઇચ્છાનુસાર ચાલવું એજ તેના પ્રીતિપાત્ર બનવાનો મુખ્ય ઉપાય છે. ગમે તેમ હોય પણ તમારે તો તમારા પતિના મનને અનુકૂળ જ બનીને રહેવું જોઇએ. પતિનો સ્વભાવ જેવો હોય તેવો જ સ્વભાવ તમારે રાખવો જોઇએ. એમ કર્યા વગર પતિના મનને મેળવવું મુશ્કેલ છે. છતાં પણ તમારે એમ ન સમજવું કે સ્વામીનો સ્વભાવ નિંદનીય અને ચારિત્ર ખરાબ હોય તો તમારે પણ તેના સ્વભાવ અને ચારિત્રને અનુકુળ તમારો સ્વભાવ પણ ખરાબ અને ચરિત્ર નિંદનીય રાખવું. તમારે તો જો તમારા પતિનો સ્વભાવ ખરાબ હોય, તેની ટેવો નિંદનીય હોય કે ચાલચલ્કત હલકી હોય, તો જ્યાં સુધી તમારૂં ચાલે ત્યાં સુધી તેને સુધારવાનો પ્રયત્ન કરવો જોઇએ. કેમકે પતિ પત્નિનો એક ભાવ ન હોવાને લીધે એક બીજાને પરસ્પર વિવાદ ઉત્પન્ન થતાં સ્હેજસાજ બાબતમાં મન ઉંચાં થઈ જવાનો સંભવ છે, જેથી પતિપત્નિ બંને દામ્પત્ય સુખથી વિમુખ રહે છે. એથી તમારે ખરા દામ્પત્ય સુખને મેળવવાની ઇચ્છા હોય તો કોઇ બનાવટી ઉપાયની કે પતિને વશ

કરવા માટે મંતરજંતર અને સાધુ સંતને ખોળવા જવાના ઉપાયની મદદ ન લેતાં તમારે તમારા સ્વામીના મનને અનુકુળ બનીને રહેવું જોઇએ.

દામ્પત્ય પ્રણયના અનેક શત્રુ સ્ત્રીઓના હૃદયમાં વાસ કરીને રહે છે, આ શત્રુઓથી દરેક સ્ત્રીએ બચવું જોઇએ અને તેમને જીતી લઈ પોતાના સંસારના સુખના ખરા સ્વાદનો અનુભવ કરવા પ્રયત્ન કરવો જોઇએ. તે શત્રુઓનું સંક્ષિપ્ત રીતે હું આ પ્રમાણે વર્ણન કરૂં છું તે લક્ષમાં રાખશો તો તમે ભવિષ્યમાં તમારા દાંમ્પત્ય પ્રેમના ખરા સુખનો અનુભવ કરશો.

૧ કેટલીક સ્ત્રીઓ ઘણી અભિમાની અને રીસાળ હોય છે તે એમ સમજે છે કે વારંવાર રીસાવાથી પતિ મનાવશે અને માન આપશે, તેથી તે ઘણીવાર સ્હેજસાજ બાબતોમાં રીસાઇ મોં ચઢવી બેસે છે જેથી તેના પતિને તેને મનાવવી પડે છે. જો પતિ તેના ધાર્યા પ્રમાણે માન આપતો નથી, તો તેને ઘણો રોશ ચઢે છે. અને પતિ મનાવે છે કે તરત પાછી ખુશ ખુશ થઇ જાય છે, સ્ત્રીઓની આ પ્રકારની ટેવ ઘણી ખરાબ સમજવી એથી તો તેનો સ્વામી તેના ઉપર વધુ સ્નેહ રાખતો નથી; પરંતુ ઘણે દહાડે તેના ઉપરથી તેનું મન ઉતરી જાય છે.

આ પ્રકારની ટેવવાળી સ્ત્રીને પોતાના પતિના ખરા સ્નેહનો લાભ મળતો નથી અને તેના દામ્પત્ય પ્રેમમાં હમેશાં વિક્ષેપજ રહે છે. તે પતિના હૃદયના પ્રેમનો અધિકાર મેળવી શકતી નથી. જે સ્ત્રી પોતાના પતિના ચરણોમાં અભિમાન અને રોશને હોમી દે છે, તેજ સ્ત્રી પત્નિપદને યોગ્ય છે. સ્ત્રીઓનો પતિની સાથે ઘડી ઘડીમાં રીસાવાનો સ્વભાવ—એ પતિના પ્રેમમાં વિઘ્ન નાંખનાર

છે. તેણે પતિની વાણીથી કે વર્તનથી જરા પણ મનમાં ખેદ કરવો નહિ અને રીસાવું જોઇએ નહિ. વારંવાર રીસામણાં મનામણાં માગ· હૃદયથી પતિના મનથી ઉતરી જવાય છે અને તેથી તેનું મન કદી પોતાની સ્ત્રી ઉપર ઠરતું નથી. તેનું પરિણામ એ આવે છે કે તે ઘણે દહાડે પણ પતિના પ્રેમને જીતી શકતી નથી અને ખરા દાંમ્પત્ય પ્રેમના સુખને મેળવી શકતી નથી માટે દરેક સ્ત્રીએ જો પોતાનામાં આવી ખોડ હોય તો તે સુધારવી જોઇએ.

પતિપત્નિ વચ્ચે કપટ કે પ્રપંચ હોવો ન જોઇએ પણ તેમનો એક બીજા પ્રતિનો વ્યવહાર સરળ હોવો જોઇએ. કપટ યાને પ્રપંચ હૃદયની ઉદારતાને નષ્ટ કરે છે અને હૃદયને કઠિન બનાવે છે. જે પ્રેમમાં સરળપણાની ખામી હોય છે તે પ્રેમ સુખદાયક થઇ શકતો નથી. એક બીજાનામાં જો સરળ અને સત્ય વ્યવહાર હોતો નથી તો, એ પતિ પત્નિના પ્રેમમાં વિક્ષેપ રૂપ છે. પતિ પત્નિએ એક બીજાની સાથે મન ખોલીને સાચેસાચી વાત કરવી જોઇએ. જો સ્ત્રી પોતાના સ્વામીને દિલ ખોલીને પોતાના મનની વાત કહે નહિ, જે કહે તે, કે જે વિચાર કરે તે, પતિના હૃદયનાં કમાડ ખોલીને સરળ મનથી કહે નહિ તો નક્કી માનજો કે એવી સ્ત્રીઓ ઉપર તેમના પતિનો સાચો અનુરાગ પ્રકટતો નથી.

દરેક સ્ત્રીએ સમજવું જોઇએ કે જે આપણો સ્વામી છે, જે આપણો માલીક છે, તેનાથી છુપાવવા જેવો કઇ વાત છે? તેનાથી જુદાઇ રાખવી શા માટે? પતિ અને પત્નિ બંને એક જ હૃદયરૂપ છે, તે બંનેનાં શરીર, હૃદય અને મન તો એક જ હોવાં જોઇએ, તેમની વચમાં ભેદભાવ કે, કપટભાવ રાખવો એ ઇશ્વરના નિયમોનું ઉલ્લંઘન કરવા જેવું છે એથી પતિની આગળ તો તમારે સર્વ પ્રકારના

કપટ વ્યવહારનો પરિત્યાગ કરવો એજ તમારો પરમ ધર્મ છે.

દરેક પતિ અને પત્નિના વિચાર અને આચાર એક જ પ્રકારના હોવા જોઇએ. પત્નિની કોઇ પણ વાત પતિથી છાની હોવી ન જોઇએ, કે પતિની કોઇ વાત પોતાની પત્નિથી છાની હોવી ન જોઇએ. તેમણે એક બીજાથી જુદાઇ રાખવી ન જોઇએ એજ દાંમ્પત્ય પ્રેમના સુખનો અનુભવ કરાવનાર છે.

ઘણી સ્ત્રીઓ પોતાના કામકાજમાં જો કાંઈ ભૂલ થઇ જાય છે, કે કંઇ ચૂક પડે છે તો તે ભૂલ કે ચૂકને પતિની પાસે પ્રકટ કરતી નથી અને તે ભૂલ પતિથી છૂપાવવા માગે છે એ તેમની મોટી ભૂલ છે, ધારો કે તમારાથી કોઇ ભૂલ થઇ ગઇ અને તે પતિ જાણશે તો અપ્રસન્ન થશે એમ માની તે વાત પતિથી છૂપાવી રાખી. પરંતુ જ્યારે એ દોષ પાછળથી પતિના જાણવામાં આવે છે ત્યારે તે તમારા ઉપર તે ભૂલ કરી તો કરી પણ પાછી છૂપાવી રાખી તેને માટે વધુ અપ્રસન્નતા દર્શાવે છે. તો એ પ્રમાણે વધુ અપ્રસન્નતા વ્હોરવા કરતાં ભૂલ થાય તો તે પોતાની ભૂલ પતિના આગળ તરતજ કબુલ કરી દેવી એ ઉત્તમ છે. જ્યારે કોઇ પણ વખત પતિથી છુપી રાખવી એ પાપ તુલ્ય છે તો પછી પોતાની ભૂલ પણ પોતાના પતિની આગળ છુપાવવી એ પણ મહા પાપતુલ્ય છે.

સરળ મનથી પોતાની ભૂલને કબુલ કરી દેવાથી પછીથી તે ભૂલને સુધારી શકાય છે. એમ કરવાથી પછીથી બીજી હાનિ વેઠવી પડતી નથી. એક દોષને સંતાડવા જતાં બીજી ઘણી વાતો જુઠી અને બનાવટી ઉપજાવવી પડે છે, કે જેથી પાછળથી પતિનો અવિશ્વાસ વ્હોરી લેવા જેવું મહાસંકટ આવી પડે છે. પોતાનામાં દોષ હોય તો તે દોષથી બચવાને માટે પતિની પાસેથી ઉપાયો જાણી

લેવા જોઇએ અને જો તેમ કરવામાં આવતું નથી તો તે દોષો આ-
પણા હૃદયમાં પોષાઇને અંતે નાનામાં નાનો દોષ પણ મહાન દોષરૂપે
થઇ તમારૂં સર્વનાશ કરે છે. એથી દરેક સ્ત્રીએ પોતાના પતિની
આગળ પોતાના દોષને કબુલ કરીને તેના ક્ષમા માગી લેવી જોઇએ.
અને એવી રીતે પોતાના ચરિત્રના કલંકને દૂર કરીને પવિત્ર બનવું
જોઇએ. આમ કરવાથી તમારૂં પતિ પ્રેમનું બંધન પાકું થશે અને
તમે સ્હેજમાં જ તમારા પતિના હૃદયઉપર તમારો અધિકાર
જમાવી શકશો.

પતિ પત્નિનું હૃદય એક હોવું જોઇએ અને જો તેઓ એક
બીજાથી કોઇ ભૂલ કે દોષ થયો હોય છે, તે છાનો રાખવા જાય છે
તો તે બંનેની એકત્રતામાં વિક્ષેપ પડે છે અને તેથી તેમને દાંમ્પત્ય
પ્રેમના ખરા સુખનો અનુભવ થતો નથી, અને સ્હેજ સ્હેજ બાબતોમાં
મતભેદ પડી જતાં ઘર કંકાશ રૂપ બની જાય છે. માટે દરેક
સ્ત્રીએ પોતાના પતિથી કોઇપણ વાત છુપાવવી નહિ. પોતાની ભૂલ
થઈ હોય કે પોતાનાથી કંઇ હાનિ થઇ હોય તો તે વાત પણ પતિને
સાચે સાચી કહી દેવી જોઇએ. અને ફરી તેવો દોષ કે ભૂલ ન
કરવા માટે ક્ષમા માગી લેવી જોઇએ. આથી પતિના હૃદયમાં વિક્ષેપ
પડવાનો નહિ, અને અંતે એકબીજાનાં મન જુદાં પડવાનાં નહિ
આ પ્રમાણે દરેક સ્ત્રીએ પોતાના ગૃહસ્થાશ્રમના ખરા આનંદનો
અનુભવ કરવો હોય તો પતિની સાથે એકતા સાધવા માટે પોતાની
છાનામાં છાની વાત પણ પતિને કહેવી જોઇએ અને તેની સાથે
જરાપણ જુદાઇ રાખવી જોઇએ નહિ.

દરેક સ્ત્રીએ પોતાને સાસરે ગયા પછી સાસરીયા સાથે હળી
મળીને રહેવું જોઇએ અને તેમની સાથે સ્નેહ રાખો તેમના પ્રેમના

પાત્ર બનવું જોઇએ. પોતાના પતિનાં માતાપિતાને પોતાનાં માતા પિતા તુલ્ય માની તેમની સેવા કરવી જોઇએ. નણંદ, દીયેર, જેઠ વિગેરે જે પતિનાં કુટુંબીયો હોય તેમની સાથે પોતાના કુટુંબીયો માફક જ સ્નેહથી વર્તવું જોઇએ. તેમની સાથે સ્હેજસાજ બાબતોમાં બોલાબોલી કરવી, લડાઇ ઝઘડો કરવો, કે અવિનયથી અણબનાવ રાખવાથી પતિની પ્રસન્નતા આપણા ઉપર રહી શકતી નથી, એથી દરેક સ્ત્રીએ પોતાના ઘરમાં પોતાનો પતિ જે જે માણસો સાથે જેવું વર્તન રાખતો હોય તે પ્રમાણે તેણે પણ તેમની સાથે તેવું વર્તન રાખી તેમને સંતોષ આપવો જોઇએ. પતિ જેની મર્યાદા રાખતો હોય, જેનાથી ડરીને ચાલતો હોય, જેની સાથે મમતા કે સ્નેહ રાખતો હોય, કે જેની સાથે માન મર્યાદા રાખતો હોય તેની સાથે તમારે પણ તેવી જ મર્યાદા, પ્રેમભક્તિ અને સજ્જનતા રાખવી જોઇએ અને પોતાનાં સાસરીયાંની આપણા ઉપર અપ્રિતિ થાય તેવું વર્તન રાખવું જોઇએ નહિ.

સ્ત્રીએ સ્વામીની આગળ સ્વાર્થવૃત્તિ રાખવી ન જોઇએ. જે સ્ત્રી રાતદિવસ પોતાના સ્વાર્થમાં મગ્ન રહે છે તે સ્વામીને સુખી કરી શકતી નથી, તેમ પોતે પણ સુખી થઈ શકતી નથી. જે સ્ત્રી પતિના સુખને માટે પોતાના ભોગની ઇચ્છાનું દમન કરી શકતી નથી તેને પતિ સેવામાં કાંઇ પણ સુખ મળતું નથી. અને તેવી સ્ત્રી પોતાના પતિ ઉપર હૃદયના ભાવપૂર્વક પ્રીતિ પણ રાખી શકતી નથી. સ્વાર્થપરતા એ પ્રેમના મહાશત્રુરૂપ છે. પતિના ચરણોમાં તેને વિસર્જન કર્યા વગર તેનું કલ્યાણ થતું નથી. જો તમે સ્વાર્થને ત્યાગ કરીને સ્વામીને આત્મદાનદ્વારા સુખી કરી શકશો તો જ તમે પણ સુખી થઇ શકવાનાં. કેટલીક સ્ત્રીઓ પતિ રાજી રહે કે ન રહે તેની

દરકાર રાખતી નથી પણ પોતાના સ્વાર્થની ખાતર પતિને અમુક અમુક વસ્તુઓ માટે સતાવ્યાં કરે છે. આવી સ્ત્રીઓ પણ પતિના યથાર્થ પ્રેમને સંપાદન કરી શકતી નથી.

પ્રેમનાં જેટલા શત્રુ છે તેમાં ક્રોધ સર્વથી શ્રેષ્ટ છે. જે સ્ત્રીઓ જુજ બાબતોને માટે ગુસ્સે થઇ જાય છે, અને જેનો સ્વભાવજ ચીડીયો કે ક્રોધી થઇ ગયો હોય છે, અને તેથી નજીવાં કારણો માટે રીસાતાં, ગુસ્સે થતાં, મોં ચઢાવતાં કે ગમે તેવા હુંકારા તુંકારા કરી ક્રોધને પ્રદર્શીત કરતાં અચકાતી નથી, તેવી સ્ત્રીઓ પોતાના સ્વામીના પ્રેમરૂપી અમૃતનું આસ્વાદન કરી શકતી નથી. જે સ્ત્રીને પતિના સેંકડો દોષો હોવા છતાં પણ ક્રોધ થતો નથી, પતિની પાસે રીસામણાં મનામણાં કરી માન માગવાનું મન થતું નથી, તેનાથી પ[illegible] એક કલાક પણ વિરક્ત રહી શકાતું નથી, અને તેના ભ[illegible]નું પ્રેમમાં શિથિલતા થતી નથી; પરંતુ પોતાના દોષોનો ત્યા[illegible] કરવાની પ્રબળ ઇચ્છા રાખે છે તેજ સ્ત્રી પતિના પ્રેમરાજ્યની [illegible]ાર્થ રાણી થઇ શકે છે. પતિ પ્રેમને માટે તેને પ્રયત્ન કરવો પડતો નથી. પ્રેમજ તેને પોતાના પ્રતિ ખેંચી શકે છે અને પતિનો પ્રેમ સંપાદન કરાવે છે.

ઘણી વિલાસી—ભોગ ભોગવવાની ઇચ્છાવાળી સ્ત્રીઓ હંમેશાં મલિન વિલાસવાસનાને માટે પતિને પીડા આપ્યાં કરે છે. ઘણી સ્ત્રીઓ સારાં સારાં કપડાંની અને જણસોની શોખીન હોય છે તે પોતાના પતિના અણમૂલ્ય પ્રેમના બદલામાં તેને સતાવી સાધારણ કપડાંલત્તાં અને ઘરેણાંજ મેળવી શકે છે તેના ભાગ્યમાં પતિપ્રેમનું સુખ હોતુંજ નથી.

બ્હેનો તમારે તમારા ક્ષણિક સુખને માટે, નજીવા, શૃંગારને માટે, પતિને કષ્ટ આપવું ન જોઇએ. અને વારંવાર એમ જણસભાવ

કે કપડાંલત્તાંની હઠ કરી તેની અપ્રસન્નતાના કારણરૂપ ન બનવું. કદાચ તમારા પતિની સ્થિતિ હોય અને તે પોતાની ઇચ્છાથી તમને ઘરેણાં વિગેરે આપે તો તમારે તેનો નિરોધ કરવો ન જોઇએ. કેમ કે વસ્ત્રાભૂષણોની તૃષ્ણા એ વિલાસિતા સ્ત્રીઓનો એક મોટો અવગુણ છે. અનેક સ્ત્રીઓ વસ્ત્રાભૂષણોને માટે પોતાના પતિને હંમેશાં રંજાડયાં કરે છે. કોણ જાણે કે એવી સ્ત્રીઓનાં હૃદય કેવાં કઠોર હશે ! તેવી સ્ત્રીઓ પતિની મુશ્કેલી તરફ જરા પણ ધ્યાન આપતી નથી. પતિ રાત દિવસ પરિશ્રમ કરીને ઘણીજ કઠિનાઇથી ધન પેદા કરતો હોય, જરા પણ ઝંપીને બેઠા વગર સતત મહેનત કરીને તેના લોહીનું પાણી થઇ જતાં પણ પૈસો દેખતો ન હોય, તેના તરફ સ્ત્રીએ જરા પણ ધ્યાન ન આપતાં તેને રાત દિવસ ઘરેણાં અને વસ્ત્રો માટે સતાવ્યા કરવો એ કેવું નિર્દયપણું છું.

આવી સ્ત્રીઓ પોતાની હાલતનો વિચાર કર્યા વગર ઘરેણાંને માટે પોતાના પતિને દેવાના ફંદામાં ફસાવી દે છે, કે જે દેવામાંથી તે બિચારો છુટવા પણ પામતો નથી. આવી પતિ અહિતૈષિણી સ્ત્રીઓ સ્વામીના સર્વનાશકના મૂળ કારણરૂપ છે. આવી સ્ત્રીઓ પતિનો પ્રેમ જન્મારાભરમાં મેળવી શકતી નથી, એટલુંજ નહિ; પરંતુ તે બંનેનો જીવ કદી પણ મળતો નથી, અને તેથી એક બીજા પ્રતિનો જે ખરો દાંમ્પત્યસ્નેહ તેનો તેમને અનુભવ થતો નથી. માટે ડાહી સ્ત્રીઓએ કદી પણ પોતાના પતિનો વસ્ત્રો અને આભૂષણો માટે જીવ દુભવવો નહિ. ઘણી જગ્યાએ સ્ત્રીઓમાં દેખાદેખી ઘણી જણસો પહેરવાનો સ્વભાવ પડી ગયો હોય છે. ઘણા સારા ઘરોમાં સ્ત્રીઓ ઘણી શૃંગાર પ્રિય હોય છે. તેઓને નવી નવી સાડીયો, નવાં નવાં પોલકાં અને નવી નવી બંગડીયો, કંઠીઓ, વિગેરે આભૂષણો પહેરવાનો શોખ હોય

છે. પોતાની સ્થિતિ સારા હોય છે તો તો ઠીક, નહિ તો દેખાદેખી એવી સાડીઓ, પોલકાં અને જણસભાવો પહેરવાની ઉમેદ રાખવી, અને પોતાની સ્થિતિનો વિચાર કર્યા વગર અમુક સ્ત્રી અમુક ચીજ પહેરે તો મારે પણ તે જોઇએજ એ પ્રકારના દેખાદેખીના વિચારે પતિને તે તે વસ્તુઓ માટે આડાઈ કરી સતાવવો અને તેની અવકૃપાના પાત્ર બનવું એના જેવી બીજી મુર્ખાઇ નથી.

ઘણી સ્ત્રીઓ તો અમુક અમુક ચીજ લાવવીજ પડશે, એવો પતિને હુકમ કરનારી પણ મેં જોઇ છે. અથવા તો પોતે બજારમાં જઈ અમુક જણસ કે લુઘડાંની ખરીદી કરી લાવી તેનું બીલ પતિને આપે છે કે લ્યો આ ચૂકવી દેજો. વળી કેટલીક સ્ત્રીઓ મિથ્યા ખાનપાનની શોખી અને કેટલાક વ્હેમના ઘરરૂપ હોય છે, પોતાનો પતિ જાણતો પણ ન હોય ને કહેશે કે આજે તો સત્યનારાયણની કથા કહેવરાવાની છે, આજે તો બ્રાહ્મણ જમાડવાના છે, આજે તો દસ સાધુ જમાડવાની મેં બાધા રાખી છે, તે જમાડવાજ પડશે." આવા પ્રકારનાં ગજા ઉપરાંત ખર્ચ કરવા તૈયાર રહે છે અને વારંવાર પૈસા ટકા માટે પોતાના પતિને સ્ત્રીને સતાવ્યાં કરે છે.

બ્હેનો! આ પ્રકારે મિથ્યા ખાવા પીવાના પદાર્થોમાં કે કપડાં લત્તાં અને જણસભાવને માટે પતિને કષ્ટ આપતાં જેના મનમાં કાંઇ પણ દુઃખ કે સંકોચ થતો નથી, તેવી સ્ત્રીને પત્નિ ન કહેતાં રાક્ષસી કહેવી જોઇએ.

હમણાં થોડા વખત ઉપરજ મારા પીયેરમાં એક યુવક પોતાની સ્ત્રીની જણસભાવની આડઇને લીધે અને પોતાની પાસે પૈસા ન હોવાથી, તેમ ગામમાં કોઈ ધીરતું ન હોવાથી પોતાની પત્નિનાં કટુ વચનોથી આવેશમાં આવી જઇ, કુવામાં પડી મરી ગયો. તેની સ્ત્રી

કહેતી કે 'અમુક કંઠી તો મારે જોઇશેજ, આ બંગડીઓ તો તમારે કરાવવીજ પડશે, પરણવા આવ્યા ત્યારે વિચાર ન્હોતો કર્યો, ગમે તેમ કરો પણ મને તો મારે અમુક જણસ જોઇએ તે તમારે આપવીજ પડશે." રાતદિવસ આવાં વાક્યબાણ તેનાથી સહન થઇ શક્યાં નહિ. તેના ઘરમાં એક પણ દિવસ કંકાસ હોલાતો નહિ, અંતે તે બિચારો સ્ત્રીના ત્રાસથી ત્રાસી જીવ ખોઇ બેઠો. માટે બ્હેન ! આવા જણસભાવના મિથ્યા મોહનો ત્યાગ કરજો, અને કદી પણ તમે તમારા પતિને જણસભાવ માટે સતાવશો નહિ. કારણ કે તેથી તેનો તમારા ઉપર પ્રેમ રહેતો નથી, અને તે ઘણી મુંઝવણમાં પડી દુઃખી થાય છે. પતિપ્રેમ કરતાં જણસભાવની કીંમત વધુ ગણતાં નહિ, પતિ પ્રેમ આગળ વસ્ત્રાલંકારોની કાંઇ પણ કીંમત નથી એમ માનજો.

જો તમે ગૃહસ્થાશ્રમના ખરા સુખને મેળવવાની ઇચ્છા રાખતાં હો, જો તમે તમારા પતિના પ્રેમની ઇચ્છા રાખતાં હો, તો તમારે ઉત્તમોત્તમ ગુણોનાં તમારાં આભૂષણો બનાવવાં. એવાં આભૂષણોની પ્રાપ્તિને માટેજ તમારે હંમેશાં યત્ન કરતા રહેવું જોઇએ. લજ્જા, અને શીલ એ ગુણો સ્ત્રીઓના અપૂર્વ આભૂષણરૂપ છે. પવિત્રતા એજ તેના ગળાના હાર રૂપ છે અને ધર્મની કાંતિ એજ તેને પહેરવાના વસ્ત્રતુલ્ય છે.

જે કુલલલનાઓ વસ્ત્રાભૂષણોની એકદમ દાસીરૂપ બની જાય છે, તેના ચિત્તની અશાંતિ, હૃદયની દરિદ્રતા અને બીજાના મોં સામું તાકી રહેવાની ટેવને જોઇને ખરેખર મને દુઃખ થાય છે. તેમની તે હીનતા જલ્દી દૂર થાય એવુંજ આપણે ઇચ્છીશું કેમકે જણસભા-

વના વધુ પ્રેમથી તેને પોતાના રૂપના અભિમાનની જુઠી બડાઇઓ હાંકવાની ટેવ પડી જાય છે કે જે ટેવ ઘણીજ ખરાબ હોય છે.

જે સ્ત્રીઓ ભાગ્યશાળી આડોશીપાડોશી સ્ત્રીઓના જણુસભાવને જોઇને તે પ્રમાણેની જણુસભાવ મેળવવા માટે પોતાના પતિપ્રેમનો પણ દરકાર રાખતી નથી, તેવી સ્ત્રીઓ એવી અનુચિત લાલસાને વશ થઇ ગમે તે પાપ પણ કરી શકે એમાં નવાઈ શી છે ? અનુચિત વસ્ત્રાલંકારો મેળવવાની લાલસા રાખવી એ અનેક આપત્તિયોના મૂળરૂપ છે.

સ્ત્રી જ્યાં સુધી પોતાના ચારિત્ર્યને ઉત્તમ બનાવી શકતી નથી ત્યાં સુધી પોતાના પતિના પ્રિય પાત્રરૂપ બની શકતી નથી. દમ્પત્તિમાં વિશેષે કરીને સ્ત્રીનું ખરાબ હોવું એ મહા આપત્તિજનક છે. જેથી સ્ત્રીએ પોતાના વર્તનને પવિત્ર અને નિર્મળ બનાવવું જોઇએ. જો તેનું ચારિત્ર્ય ઉંચ્ચ પ્રકારનું હોય છે તો તેના ઉપર તેના પતિની પ્રીતિ વધે છે, અને કદી પણ કોઈ પણ બાબત માટે તેને શંકા રહેતીજ નથી. માટે દરેક સ્ત્રીએ જેમ બને તેમ પોતાના વિચાર અને વર્તનને નમુનારૂપ કરવા પ્રયત્ન કરવો જોઇએ.

બ્હેનો ! આ જગતમાં સ્ત્રીઓને પતિનો પ્રેમ મેળવવા જેવું બીજું ઉત્તમ કાર્ય કરવાનું નથી. તે ગમે તેમ ડાહી કે વિદ્વાન હશે તોપણ જો પોતાના પતિના પ્રેમને મેળવી શકતી નથી, પોતાના પતિના હૃદયને જીતી શકતી નથી તો તેનું તે તમામ ડહાપણ મિથ્યા છે એમ માનજો. તેને પતિ વગર બીજું કોઈ વ્હાલું નથી, તેને તારનાર કે બુડાડનાર તેનો પતિજ છે માટે દરેક સ્ત્રીએ પોતાના પતિનો પ્રેમ મેળવવા માટે ઉપર કહ્યા તે તમામ શત્રુઓને જીતી

પતિના શરીરથી શરીર, મનથી મન અને આત્માથી આત્મા મેળવી દઇ તેની સાથે એકરૂપ થઈ રહેવું જોઇએ.

લ્યો બ્હેનો ! આજે જરા વધુ વાર થઇ છે. વળી જેટલું જાણ્યું તેટલું જો આપણે આચારમાં ન ઉતારી શકીએ તો જાણેલું મિથ્યા છે, માટે આજ તો આટલેથીજ બંધ કરૂં છું. આજે કહેલી સર્વ વાતોનું મનન કરજો અને જેટલું બને તેટલું આચારમાં ઉતારવા પ્રયત્ન કરજો. આતો મેં નાનપણમાં સાંભળેલી વાતો તમને કહી બતાવી છે."

મંછા—"બ્હેન ! આજે તો મારાં ધનભાગ્ય ! આવી આવી વાતો તો મેં કદી પણ સાંભળી નહોતી. પતિ શું, પત્નિ શું, એની તો મને કદી સમજણ પણ ન્હોતી, આજ તો તમારી વાતો સાંભળી મારૂં પણ ભાગ્ય ફરી ગયું. હશે બા, રાંધવાનો વખત થયો છે માટે જઉં છું હવે તો રોજ આવીશ."

મેં કહ્યું—"વાહ શારદા બ્હેન! આજે તો હદ કરી છે, તમે અમારે માટે આટલો શ્રમ લો છો એ કાંઇ ઓછી વાત નથી. અમે સુધરીશું તો તમને આશીષ દઇશું. લ્યો માફ કરજો બ્હેન, હવે અમે પણ જઇએ છીએ. લ્યો ઉઠો."

આમ કહી અમે સર્વ પોતપોતાને ઘેર ગયાં, અને શારદા પણ કામે વળગી.



## પ્રકરણ ૪ થું.

### સ્ત્રીઓના ઉત્તમ ચારિત્ર્ય ઉપરજ સમાજની ઉન્નતિનો આધાર છે.



મારા પતિ આ વર્ષે મેટ્રીકની પરીક્ષામાં પાસ થઇ કૉલેજમાં જોડાયા હતા કૉલેજનું ખર્ચ પુરૂં કરી શકાય તેવી અમારી શક્તિ નહોતી તેથી મેટ્રીક પાસ થયા પછી કંઇ નોકરી કરવાનો તેમનો વિચાર થયો હતો, પરંતુ મેં મારી માતાને આ વાત જણાવતાં તેણે મારા પિતાને કહી—એમનું કૉલેજનું ખર્ચ જે થાય તે આપવાનું કબુલ કરાવ્યાથી તેમણે કૉલેજનો અભ્યાસ કરવા માંડયો. હું તેમના અભ્યાસમાં વિક્ષેપ પડે તેવું એક પણ કાર્ય કરતી નહિ. ઉલટી તેમનાં પુસ્તકો વિગેરેની સંભાળ રાખી તેમને બેસવા ઉઠવાના ખંડને સ્વચ્છ રાખી, તેમનું મગજ શાંતપણે અભ્યાસ કરી શકે તે પ્રમાણેની વ્યવસ્થા રાખતી.

સવારમાં પાણી ભરવા વિગેરેનું કાર્ય કરતી, દસ વાગ્યાની અંદર રસોઈ પણ હુંજ બનાવી દેતી અને બધા જમી રહ્યા પછી અબોટ કરી હું તથા મારી સાસુ શારદા બ્હેનને ત્યાં જતાં. ત્યાં ઘણીવાર શીવવાનું, ભરવાનું એવું પરચુરણ કામ શીખવાડવાની પણ વ્યવસ્થા કરેલી હોવાથી વાતો સાંભળતાં ગમ્મતની સાથે અમે ભરવા ગુંથવાનું કામ શીખતાં. વળી જે અભણ સ્ત્રીઓ હતી તેઓ પોતે

લખી વાંચી શકે તેટલો અભ્યાસ પણ ત્યાં કરતી. આ પ્રમાણે સ્ત્રીઓની એક શાળા જેવું શારદા બ્હેનનું મકાન થઈ ગયું હતું.

આ વાત જેમ જેમ બહાર પડતી ગઇ તેમ તેમ ઘણી સ્ત્રીઓ ત્યાં આવવા લાગી. બિચારી મંછા તો શારદા બ્હેનની વાતો સાંભળી દિગમૂઢજ બની ગઇ, તેણે ઘેર જઇ પોતાના પતિ પાસે જણુસોની હઠ કરવી છોડી દીધી, અને પોતાના ધણીની મરજી સાચવવા લાગી. આ પ્રમાણે અમે હંમેશાં શારદા બ્હેન પાસે બોધ સાંભળતાં અને અન્યને સંભળાવતાં. મંછાએ પણ બીજાં બે ચાર બૈરાંને આ વાત કહી તેથી તેઓ પણ ત્યાં આવવા લાગ્યાં. આ પ્રમાણે આજે તો અમારૂં મંડળ વધી ગયું હતું.

હું જમી પરવારી એંઠાં અબોટ કરી તૈયાર થઇ હતી, તેવામાં મંછા, ગિરજા વિગેરે બે ચાર બીજી સ્ત્રીઓને લઇ મારે ત્યાં આવી, તેને જોઇ મેં તેમને આદરસત્કાર આપી બેસાડયાં અને વખત થઇ ગયેલો હોવાથી સ્હેજસાજ વાતચિત કરી અમે સર્વે મારે ઘેરથી ઉઠી શારદા બ્હેનને ત્યાં ગયાં. આજે અમે જોયું તો ત્યાં મ્હેલ્લાની બધી સ્ત્રીઓ આવી ગઇ હતી. જેથી મેં શરમાઇને કહ્યું કેઃ—"શારદા બ્હેન ! આજે જરા માંડુ થયું છે તેથી ક્ષમા કરશો. આજે તો આ ગિરજાબ્હેન અને આ બીજી બ્હેનો તમારી મધુર વાણીનો સ્વાદ લેવા આવેલાં છે. આપના બોધથી અમારો તો ભવ સુધરી જ જવાનો.

જો આ પ્રમાણે દરેક ઠેકાણે સ્ત્રીઓ બપોર પછીનો પોતાની નવરાશનો વખત—આવી બોધકવાતોની ચર્ચા કરવામાં ગાળે અને પોતાની ઉન્નતિ કરે, તો આ આર્યસંસાર સુધરી શકે અને સંસારમાંથી ગૃહકલહનો નાશ થાય."

**શારદા**—"બ્હેન કૌમુદિની, ખરી વાત છે, આપણુ સ્ત્રીજાત વેલ જેવી છીએ, જેમ વેલને જે નજીકનું ઝાડ હોય ત્યાં વળતાં વાર લાગતી નથી તેમ સ્ત્રીને પણ જે રસ્તે વાળવામાં આવે તે રસ્તે વળતાં વાર લાગતી નથી, માટે નવરાશનો વખત દરેક સ્ત્રીએ પોતાની શી ફરજ છે તેના વિચારમાં ગાળવો જોઇએ અને જેમ બને તેમ પોતાના વર્તનને સુધારી પતિ શી રીતે સુખી થઇ શકે તેના વિચાર કરી તે પ્રમાણે વર્તવા પ્રયત્ન કરવો જાઇએ.

દરેક પુરુષ અને સ્ત્રીએ પોતાનું ચરિત્ર્ય ઉત્તમ પ્રકારનું કરવું જોઇએ. ચારિત્ર્ય એ એક કિંમતી રત્ન છે, જેના આગળ સંસારની કોઇ પણ કિંમતિ વસ્તુની તુલના થઇ શકતી નથી. ચરિત્ર મનુષ્યને સારી રીતે અને ઉત્તમ ગુણોથી અલંકૃત કરી દે છે, ચારિત્ર્યબળથી સ્ત્રીઓ પૂજનિય બની શકે છે. ઉત્તમ ચારિત્ર્ય વાળી સ્ત્રીજ દેવી તુલ્ય ગણાય છે અને તેવી સ્ત્રીના ઉપર મનુષ્યોના હૃદયમાં જેવી ભક્તિ, શ્રદ્ધા અને પ્રીતિ ઉત્પન્ન થાય છે તેવી અન્યના ઉપર થતી નથી. સર્વ લોક આદરસન્માન અને વિશ્વાસની સાથે તેના ચારિત્ર્યનું અનુકરણ કરી સર્વ કોઈ પ્રશંસા કરે છે. ખરાબ ચારિત્રવાળી સ્ત્રીનો કોઈ વિશ્વાસ રાખતું નથી અને તેના ઉપર કોઇ પ્રીતિ પણ રાખતું નથી; પરંતુ તે જે કાંઇ કામ કરે છે તે પ્રતિ સર્વ કોઇ શંકાની નજરથી જુવે છે. દુરાચારી વિદ્વાન કરતાં સદાચારી મૂર્ખ માણસ હજાર દરજજે સારો છે. જેનું ચારિત્ર્ય ઉત્તમ અને પવિત્ર હોય છે તેજ આ માનવસમાજમાં અનુકરણીય અને આદર્શરૂપ બની શકે છે.

આપણા સમાજનો બધો આધાર સ્ત્રીઓના ઉપર છે. સ્ત્રી આખો દિવસ ઘરમાં રહે છે, તેમજ બાળકો જન્મે છે ત્યારથી જ તેની માતાના સહવાસમાં ઉછરી મોટાં થાય છે તેનો નાનપણનો

તમામ સમય માતાના સહવાસમાં જ જાયછે, જેથી જો સ્ત્રીઓ ઉત્તમ ચારિત્ર્યવાળી અને પવિત્ર હોય છે તો તેનાં બાળકો પણ તેનું અનુકરણ કરી તેના જેવાં થાય છે. માટે આ સંસારમાં સ્ત્રીઓનાં ચરિત્ર પવિત્ર અને નિષ્કલંક બનાવવાનીજ સર્વથી પ્રથમ જરૂરછે. સ્ત્રીઓનાં ચરિત્ર પવિત્ર થયા વગર મનુષ્યોનાં ચારિત્ર્યની ઉન્નત્તિ થવી એ અસંભવિત છે.

સ્ત્રી એ ઘરની રાણી રૂપ છે. જે ઘરની રાણી જાતે જ દુરાચારિણી હોય છે, તે ઘરનું સત્યાનાશ વળી જાય છે. પુરુષોની ચારિત્રહીનતાથી સમાજની જેટલી હાનિ થતી નથી તેથી હજાર ઘણી વધુ હાનિ સ્ત્રીયોની દુશ્ચરિત્રાતાથી થઇ શકે છે. સ્ત્રી એ સંસારના મૂળ રૂપ છે. જેનું મૂળ સડેલું હોય તેનું પરિણામ કેવું આવે તેનો તમેજ વિચાર કરજો.

આજે સમાજમાં દૃષ્ટિએ પડતા ભિન્ન ભિન્ન જાતિના મનુષ્યો, સ્ત્રીઓ અને પુરુષો એક વખત સ્ત્રીના ઉદરમાંથી ઉત્પન્ન થયેલાં બાળકો હતાં. તેજ બાળકો તેમની માતાના સંસ્કારોથી વિભૂષિત થતાં મોટાં થઇ આજે સમાજરૂપે આપણી દૃષ્ટિએ પડે છે. જ્યારે બાળકનો જન્મ થાય છે ત્યારે માતાનો ખોળો જ તેના આશ્રયરૂપ અને માતાના સ્તનનું દુધજ તેના જીવનના હેતુ રૂપ હોય છે. તેનો પિતા તો જમવા જેટલોજ વખત ઘેર રહી બાકીનો વખત બહાર પૈસા કમાવામાં કાઢે છે. અને દિવસમાં કલાક બે કલાક પોતાના બાળકનો સમાગમ રાખતો હોય તો મહાભાગ્ય ! પણ ચોવીસે કલાક બાળકને તેની માતાનો સહવાસ હોય છે. અને એવી રીતે બાળક લગભગ દસ બાર વર્ષ સુધી તેની માતાના સંસર્ગમાં રહી ઉછરે છે. બાળક નાનું હોય છે ત્યારથી જ માતાના ધાવણની સાથે તેના સમસ્ત ગુણો, અવગુણો

અને ચારિત્ર્યના સંસ્કારને પણ પોતાનામાં ગ્રહણ કરે છે. તેથી જો માતા સુશીલ હોય છે તો તેના સત્સંગથી તેનાં સંતાન પણ સુશીલ બને છે. પણ જો માતાનું ચરિત્ર ઉત્તમ હોતું નથી તો નાનપણથીજ બાળકો તેની ચિકિત્સા કરતાં હોવાથી ભવિષ્યમાં તેનાં બાળકો પણ દુશ્ચરિત્ર અને અવગુણી બને છે.

દરેક જગ્યાએ જોઇશું તો બાળકો તેના માતા પિતાના જેવાંજ સ્વભાવવાળાં થાય છે. જો તેઓ ઉત્તમ ચારિત્ર્યવાળાં હોતાં નથી તો તેમનાં સંતાનોમાં પણ તેમના દોષો ઉતરી આવે છે, કેમકે મનુષ્યને ગુણનું અનુકરણ કરતાં વાર લાગે છે પણ અવગુણોનું તો તરત જ અનુકરણ કરી શકે છે માટે દરેક સ્ત્રીએ ઉત્તમ ચારિત્ર્યશીલ થવું જોઇએ કે જેથી તે પોતાના પતિને પણ સુખ આપી શકે, અને પોતાની પ્રજાને પણ ભવિષ્યમાં ઉત્તમ ચારિત્ર્ય વાળાં બનાવી શકે.

આ વિશ્વમાં સ્ત્રીઓએ માતા થવાનું છે અને માતાજ આ સમાજની ભવિષ્યમાં ઉન્નતિ કરી શકે છે માતા જ પોતાનાં સંતાનોની મુખ્ય શિક્ષા ગુરુ છે અને તેનું ચરિત્ર્યનું જ બાળકોને સર્વથી પહેલાં અનુકરણ કરવાનું છે. તે પોતાનાં નાનાં નાનાં કુમળી વયનાં બાળકોને રમતમાં ને રમતમાં જે કાંઇ શીખવી શકે છે, તેના કોમળ હૃદયમાં જે કાંઇ સંસ્કાર પાડી શકે છે, તે અનુસારજ તેઓ ભવિષ્યમાં નિવડી શકે છે, અને તેના શિક્ષણ અનુરૂપજ બાળકોનું ભવિષ્ય ખીલવાનું. જેથી પ્રત્યેક સ્ત્રીએ કાળજી રાખી પોતાનું ચારિત્ર્ય ઉત્તમ અને આદર્શમય બનાવી દેવું જોઇએ.

ભવિષ્યમાં બાળકોની ચારિત્ર્યની ઉન્નતિ કે અવનતિ થવી એ તેની માતાના ચારિત્ર ઉપર આધાર રાખે છે આ વિશ્વમાં જેટલા

મહાપુરુષો પોતાના ચારિત્ર્યબળથી સંસારમાં નિર્મળ સુખને ભોગવીને, પાછળને માટે અક્ષય કીર્તિ સ્થાપન કરી ગયા છે. તે સર્વની માતાઓ ઉત્તમ શિક્ષણ પામેલી અને સચ્ચરિત્રા હતી. ઉત્તમ ચરિત્રવાળી માતાનાં સંતાન જ વિરલ અને ઉત્તમ ચારિત્ર્યશીલ થઇ શકે છે અને હીન ચરિત્રવાળી માતાના બાળકો જ ભવિષ્યમાં નિર્બળ અને દુરાચારી થઇ શકે છે.

જે કુળમાં સ્ત્રીઓનાં ચારિત્ર્ય ઉત્તમ હોય છે તે કુળનું સૌભાગ્ય દિનપ્રતિદિન વધતું જાય છે અને એવાજ કુળનાં સંતાન ચરિત્ર બળથી પોતાના વંશનું મુખ ઉજ્વલ રાખી શકે છે અને ભગવાન્ પણ એવા કુળના માણસો ઉપર જ હંમેશાં પ્રસન્ન રહે છે.

પતિને સતાવનારી, સ્હેજસાજ બાબતોમાં રીસામણાં મનામણાં માગનારી, નજીવા કારણથી ક્રોધ કરનારી, અધર્મ કરતાં નહિ ડરનારી અને અસત્ય બોલનારી માતાને લીધે જ તેનાં સંતાનો ભવિષ્યમાં અધમ અને દુરાચારી નીવડી શકે છે, અને તેમને મોટી ઉમ્મરે જે દુઃખ વેઠવું પડે છે તેનો કોઇપણ ઉપાય તેમને સુઝતો નથી.

દરેક સ્ત્રીએ નાનપણથી જ પોતાનાં બાળકોને સુધારવા માટે પ્રયત્ન કરવો જોઇએ. તેને માટે સર્વથી ઉત્તમ રસ્તો પોતાનું ચારિત્ર્ય સુધારવાનો છે, કે જેનું અનુકરણ કરી બાળકો પણ ઉત્તમ ચારિત્ર્ય વાળાં થઇ શકે. તેમણે પોતાની પુત્રીઓને નાનપણથી જ તેમનાં ચારિત્ર્ય સુધરે તેવું શિક્ષણ આપવું જોઇએ અને ઉમ્મર થતાં તો તેને એવી બનાવી દેવી જોઇએ કે જે પોતાનાં સંતાનને પણ શીલસ્વભાવ વાળાં અને સદાચરણી બનાવી શકે. જો સ્ત્રીઓ નાનપણથીજ પોતાની પુત્રીઓને ઉત્તમ પ્રકારનું શિક્ષણ આપતી હોય તો તેજ

પુત્રીઓ કે જે ભવિષ્યમાં ઉત્તમ ગૃહણિપદ અને માતાનું સ્થાન ભોગવનારી છે તે પદને દિપાવી શકે, અને એવી રીતે આ સમાજ સુધરી શકે. દુરાચારિણી સ્ત્રીઓ આ સંસારમાં કંટક સમાન છે.

મનુષ્યોની દુર્ગતિનું કારણ સ્ત્રીઓની ચારિત્ર્યહીનતા એજ છે. જેવી રીતે સારા ચારિત્ર્યવાળી, સરળ સ્વભાવની અને પવિત્ર હૃદયા સાધ્વી સ્ત્રીઓ પોતાના પતિને સુખ અને સંતોષ આપનાર હોય છે તેવી રીતે દુરાચારી અને ઉત્તમ ચારિત્ર્ય વગરની સ્ત્રીઓ પોતાના પતિનો ઘાત કરનારી અને પતિના કુલને કલંકિત કરનારી હોય છે. ખરાબ અને દુષ્ટ સ્ત્રીઓ જ પતિનું સર્વ નાશ કરનાર હોય છે. દુષ્ટ સ્ત્રીના વર્તનથી ઘરમાં હંમેશાં કલહ અને આપત્તિ આવ્યાં જ કરે છે. આપણા શાસ્ત્રમાં તો કુલ્ટા સ્ત્રિયોનો ત્યાગ કરવાનું જણાવેલું છે. આવી સ્ત્રીઓને નરકમાં જે દુઃખ ભોગવવાનું લખ્યું છે તે વાંચતાં હૃદય કંપી ઉઠે તેમ છે. આવી સ્ત્રીઓનું આ લોકમાં પણ કંઇ ઠેકાણું હોતું નથી જ્યાં ત્યાં તેની સર્વ નિંદાજ કર્યા કરે છે.

સુશીલા અને સતિ સ્ત્રીઓ ઘરમાંના દીપકરૂપ છે અને તેના નિર્મળ પ્રકાશથી તેનાં સાસુ, સસરા અને કુટુંબીયોનાં પણ મુખ ઉજ્વળ રહે છે. તેના સરળ વ્યવહારથી સર્વ કોઇ સુખી થાય છે. જેને આવી સુશીલ અને પવિત્ર હૃદયા સ્ત્રી મળી હોય છે તેનાં પણ ધનભાગ્ય સમજવાં. તેને આ અસાર સંસારમાં પણ સ્વર્ગના સુખનો અનુભવ થાય છે. સુશીલ, નિર્મળ અને પવિત્ર હૃદયની સ્ત્રીના નિષ્કપટી વ્યવહાર અને સચ્ચરિત્રથી તેના પતિના સુખની સીમા રહેતી નથી. તેને આ દુઃખમય સંસાર નંદનવનતુલ્ય સુખ આપનાર જણાય છે. અને પરિવારનાં સમસ્ત મનુષ્યો તેના સુંદર ગુણોથી અનેક પ્રકારનાં સુખ ભોગવી શકે છે.

જેનું ચરિત્ર પવિત્ર હોય છે તે અનેક પ્રકારનાં સુખ ભોગવી શકે છે. આ વિશ્વમાં જેનું ચરિત્ર જેટલું નિર્મળ અને ઉત્કૃષ્ટ હોય છે તેને સુખ અને માન મર્યાદા પણ એટલાં જ વધારે મળે છે. ઉત્તમ સ્વભાવથી મનુષ્યો સંસારની અનેક આપત્તિયોથી બચી શકે છે સ્ત્રીઓને માટે તો ઉત્તમ સ્વભાવ એ તેના સૌંદર્યરૂપ છે, તેજ અબળાના બળરૂપ અને રક્ષક છે. સ્ત્રીઓને વિપત્તિની વખતે તેનો ઉત્તમ સ્વભાવ જ બચાવી શકે છે ચાણાક્ય કહે છે કે:—" પૃથ્વીની શોભા પ્રતાપી રાજાથી અને સ્ત્રીઓની શોભા તેના ઉત્તમ સ્વભાવથી છે."

પતિ ગમે તેવો દુરાચારી હોય છે, તો તેને પણ તેની સુશીલ સ્વભાવની સ્ત્રી સુધારી શકે છે.

હું નાની હતી ત્યારે મારે મોશાળ રહેતી હતી, ત્યાં મારી પાડોશમાં એક વાણીયો રહેતો હતો તે સાધારણ રીતે વેપાર રોજગાર કરતો અને કચેરીમાં અરજીઓ વિગેરે લખવાનું કામ કરીએ પૈસા પેદા કરી પોતાનું ગુજરાન નભાવતો હતો. તેને જરા મોટી ઉમ્મર સુધી પ્રજા થઇ નહિ અને ત્રીસેક વર્ષની ઉમ્મરમાં પુત્રનો જન્મ થયો, આ પુત્રને તે વ્હાલથી ઉછેરતાં, અને નાનપણમાંથી જ મોઢે ચઢાવી જે કહે તે લાવી આપી, તેનું મન સંપાદન કરી, તેને ખુશી રાખતો. છોકરો મોટો થયો ત્યારે થોડું ઘણું ગુજરાતી ભણી અંગ્રેજીમાં બેઠો. આ ગામમાં અંગ્રેજી નિશાળ ન હોવાથી તેને બહારગામ મોકલવો પડયો. લાડકવાયો પુત્ર એટલે તેની મરજી પ્રમાણે તેનો બાપ તેને રૂપિયા મોકલતો હતો. આ છોકરો પણ જેમ ફાવે તેમ પૈસા ઉડાવા લાગ્યો. ત્યાં તે ખરાબ મિત્રોની સોબતે જરા અવળે માર્ગે વળ્યો. તેનો બાપ જાણે કે ભઇ ભણવા ગયા છે. ને બાઇ

જાણે કે અમે મોજ ઉડાવવા આવ્યા છીએ. એમ ચાર પાંચ વર્ષ સુધી તેણે બહારગામ રહી મોજ મઝા ઉડાવી, નિશાળમાં કાંઇ ભણ્યો નહિ અને મહામુશીબતે ચાર પાંચ ચોપડી અંગ્રેજી ભણી, ઉઠી ગયો. તેથી તેના બાપે તેને ઘેર બોલાવ્યો. અહી તેને પોતાના ધંધામાં નાંખવા તેના બાપે પ્રયત્ન કર્યો પણ મજુરીનો ધંધો તેને પસંદ નહોતો, તેથી તેણે કહી દીધું કે મારે તો દેશાવર નોકરી ધંધા માટે જવું છે. અહીં રહી તમારી માફક હલકો ધંધો કરવાનું મને ફાવશે નહિ. મારે તો કોટ પાટલુન પહેરવા જોઇશે, આ ગામડામાં રહી કાંઇ મારે મારી જીંદગી બગાડવી નથી. આથી તેનાં માબાપે ધાર્યું કે:—" દીકરો અંગરેજી ભણ્યો છે, માટે તેને તો લાયક ધંધો હોય તો શોભે, તે કાંઇ આપણી માફક આવો હલકો ધંધો ન કરી શકે." એમ માની તેમણે તેને બહાર મોકલવાનો વિચાર કર્યો. આ ભાઇનું નામ વસંતલાલ હતું, તેણે પોતાના બાપને કહ્યું કે મારે બહારગામ જવા માટે એક હજાર રૂપીયા જોઇશે. કારણ કે રસ્તામાં ખર્ચ થશે, વળી જ્યાં સુધી નોકરી ન મળે ત્યાં સુધી ખાવા, પીવા ને રહેવા પણ જોઇશે. વળી જો બનશે તો વેપાર પણ કરીશ માટે તેટલી રકમ આપો. તેની મા પણ શી વાત કે પુત્ર ! એમ સમજતી. તેથી તેણે પણ કહ્યું કે હા, આપો. તેથી તેના બાપે તેને હજાર રૂપિઆ આપ્યા, તેથી વસંતલાલ કમાવા માટે બહાર ગામ ગયા. વસંતલાલ ભણેલા બારા સુધી એટલે તેમને લાયકની નોકરી ક્યાંથી મળે ! દસબાર રૂપીઆની નોકરી તો તેમનાથી થાય નહિ. પૈસા વાપરવા તો પુષ્કળ જોઇએ, શહેરમાં રહેવા, ગાડી ઘોડે ફરવા અને સેકન્ડ કે ફર્સ્ટ ક્લાસમાં મુસાફરી કરવા જોઇએ. વળી સાથે એક બે હજુરીયા પણ જોઇએ. આ બધું હલકી નોકરીમાં શી રીતે મળે ?

તેમણે વડોદરા, કાઠીયાવાડ ફરી રજપુતાના ભણી થઈ કોઈ સ્ટેટમાં નોકરી શોધવા પ્રયાણ કર્યું. છેવટે જ્યારે કંઈ પણ પત્તો ન ખાધો એટલે જેપુર ગયા અને ત્યાં જઈ તેના બાપને પત્ર લખ્યો કે:—"પિતાજીને માલુમ થાય કે જેપુરમાં મને ન્યાયાધિશની બસો રૂપિયાના પગારની નોકરી મળી છે અને ભવિષ્યમાં દીવાન થવાની આશા છે. તમે આપેલા રૂપિયા ખર્ચાઈ ગયા છે, અને અહીં હજુ ત્રણ મહીને પગાર થશે. મારે મારા હોદ્દાના પ્રમાણમાં રહેવું જ પડે, માટે બીજા બે હજાર રૂપિયા તારથી મોકલી આપશો. નહિ તો નોકરી છોડી ઘેર આવવું પડશે."

તેના બાપે પત્ર વાંચ્યો, તે વાંચી ખુશી ખુશી થઇ ગયો, "શી વાત કે બેટો ન્યાયાધિશ બન્યો, તેમણે તરતજ ત્યાંથી દશેક માઇલ ઉપર આવેલા એક ગામમાં પોસ્ટ ઓફીસમાં જઈ વસંતલાલને તાર થી રૂપિયા મોકલી આપ્યા. તેમણે જાણ્યું કે ઠીક, ભાઇ ઠેકાણે પડયા. વસંતલાલને બે હજાર મળતાં પાછો વ્યવહાર શરૂ થયો. જેપુરમાં એક બંગલો સો રૂપિયા ભાડાનો રહેવા માટે રાખ્યો, બે ઘોડાની એક ઘોડાગાડીનું માસીક ભાડું ઠરાવી પોતાના બંગલે રાખી. બીજા બે ત્રણ નોકરો રાખી લીધા. પોસ્ટમાં ખબર આપી કે ' ન્યાયાધિશ વસંતલાલના કાગળો અમને મોકલવા,' ત્યાં જે પૂછે તેને કહેવામાં આવતું કે વડોદરાના ન્યાયાધિશ સાહેબ સ્ટેટના કામે અત્રે આવેલા છે. જો જોતામાં પૈસા તો પાણીની માફક વપરાવા લાગ્યા, ત્યાંથી તે મહીનામાં એકવાર ઘેર જતા; ત્યાં ખાસા રાજસીઠાઠથી રહેતા. તેના ગામના લોકોપણ વિચાર કરવા લાગ્યા કે:—"વાહ! વસંતલાલને આવી સારી જગ્યો મળી! નાત જાતમાં પણ બધા વિચાર કરવા લાગ્યા કે, 'ભાઇ ભણ્યા છે તો બારા સુધી ને ન્યાયાધિશ બન્યા શી રીતે?

હોય ભાઈ, આજે એલ, એલ, બી. ને પણ ઝટ નોકરી મળતી નથી, પણ આ વસંતલાલને મળી તે તેનું ભાગ્ય કહેવાય, ઠીક.' વળી કોઈ કહેવા લાગ્યા કે: ભાઇ તેના બાપની લાગવગ ખરીને, વસંતલાલ જાતે ખટપટીઓ કંઇ ઓછો છે જ્યાં જાય ત્યાં માથું મારે." આવા ઠેકાણે ઠેકાણેથી ઉદ્‌ગાર સંભળાવા લાગ્યા.

વસંતલાલે પણ પોતે ન્યાયાધિશ બન્યા છે એમ ગામમાં અને નાતજાતમાં બતાવવાની ખાતર રસાલા સાથે ફરવા માંડયું. સેકન્ડ અને ફર્સ્ટ ક્લાસમાં મુસાફરી કરે. સાથે નોકર ચાકરનું ટોળું ફરતુંજ હોય. છુટે હાથે ચ્હા પાણી, મિજબાની, અને પાર્ટીઓમાં પૈસા વપરાય આ જોઈ દરેક માણસો વિચાર કરવા લાગ્યા કે–" આ શું ?"

છેવટે બાપે મોકલેલા રૂપીઆ ખૂટવા આવ્યા. એએક મહીના જેપુરમાં રહ્યા અને ત્યાં પણ દરરોજ દિવસમાં બેત્રણવાર બે ઘોડાની ફૈટનમાં ફરવા જતા, ઉત્તમ પોષાકમાં રહેતા, અને કોઇ કોઇ વારતો વારંગનાઓના નાચગાનના જલસા પણ થતા. જેપુરમાં લોકો જાણતા કે:–વડોદરાના ન્યાયાધિશ આવ્યા છે. જેપુરમાં રૂપિયા ખૂટયા જેથી એક મારવાડી વેપારીને ત્યાંથી પાંચસેક રૂપિયા આઠેક દિવસનો વાયદો કરીને આણ્યા. જે લાવે તે નામે લાવતા. લોકો માનતા કે મોટા માણસ છે તે રૂપિયા કયાં જવાના છે. છેવટે દેવું વધી ગયું. ઘેર રૂપિયા માટે કાગળ લખ્યો અને લખ્યું કે પગાર હજુ મળ્યો નથી માટે રૂપિયા મોકલો પણ રૂપિયા આવતાં વાર લાગી, ત્યાંતો લોકોએ તગાદો કરવા માંડયો. ઘોડાગાડીવાળો, બંગલાવાળો અને એવી રીતે બીજા ઘણા માણસો રૂપિયા લેવા આવવા લાગ્યા. આખરે તેમને ત્યાંથી ઘેર આવવું પડયું. અને સાથે માગતાવાળાને પણ રૂપિઆ આપવા માટે તેડી આણ્યા. તેઓ જો વડોદરે આવે તો

પોગળ ફુટી જાય, માટે તેમને અધવચ એક ગામમાંથી પોતાના પિતાના મિત્ર પાસે નાણાં અપાવી વિદાય કર્યા અને બેએક હજાર રૂપિયા દેવું કર્યું. સામાન ત્યાંનો ત્યાં પડી રહ્યો. ઘેર આવી લોકોને કહ્યું કે મને ત્યાંનું પાણી માફક આવ્યું નહિ તેથી નોકરી છોડી દીધી. બાપને પણ તેમ કહ્યું અને કહ્યું કે ત્યાં જઉં તો પગાર મળે, રાજા તો નોકરી કરવા આવો એવું કહે છે પણ હવે મારે નોકરી કરવી નથી.

આમ વસંતલાલ નાનપણથી કુમાર્ગે વળ્યો પણ તેની સ્ત્રી સુ-શીલ અને ઉત્તમ સંસ્કારવાળી હતી. તેણે જ્યારે આ બધી વાત જાણી ત્યારે તે ઘણી દુઃખી થઈ. શરૂઆતમાં વસંતલાલ તેનું કાંઇ માનતો નહિ. તેને મારપીટ કરવા ચૂકતો નહિ. ઘેર આવ્યા પછી તેના બાપે તેને પાડોશના એક ઠાકોરના ગામમાં કારભારીની વીસેક રૂપિઆની નોકરી અપાવી. ઠાકોર ભલો માણસ હતો. ત્યાં પણ આ ભાઇ રહ્યા અને સ્વભાવે ઉદાર એટલે શીલીકમાંથી પૈસા વાપરવા માંડ્યા. ઠાકો-રને ખબર પડી એથી ખૂટતી શીલીકતો બાપે પુરી કરી, પણ વસં-તલાલને ડીસ્મીસ કરી રજા આપી. મૂળથી ખરાબ રસ્તે દોરવાયલો અને માબાપે મોંઢે ચઢાવેલો હોવાથી વસંતલાલ સુધર્યો નહિ. તેને જોઇતા પૈસા બાપ ન આપે તો કહે કે—કુવે પડીશ, લડાઈમાં જતો રહીશ. આવી બીક બતાવે, કે તુરત તેનો બાપ તેને વાપરવા નાણાં આપતો.

વસંતલાલને તેના બાપના ભેગુ રહેવું પાલવ્યું નહિ, જેથી જુદો રહેવા માંડ્યો. ત્યાં પણ દેવું ઘણું કરી નાંખ્યું. વસંતલાલ ખરાબ મિત્રોની સોબતે દુર્વ્યસનમાં પણ સપડાયો હતો. તેમ ગા-મના લોકો મશ્કરી કરે તે માટે એકવાર ન્યાયાધિશ થયો છું, એવી ખોટી ગપ ઉડાડેલી હોવાથી ખર્ચ પણ ઉડાઉ રાખ્યું હતું. અંતે થોડાં વર્ષમાં માબાપ મરી ગયાં એટલે તેમની મિલ્કત પોતાને મળી.

વસંતલાલના ઉદાર હાથે આ મિલ્કત કેટલા દિવસ ટકે? જો જોતામાં તમામ મિલ્કતનું પાણી થઇ ગયું ને દેવું થઈ ગયું. લોકો પણ હવે તેનાથી ચેતવા લાગ્યા. એટલે એક પાઇનું મીઠું પણ તેને હવે કોઇ ધીરતું નહિ. જેથી તેને જોઇતાં નાણાં મળવા ન લાગ્યાં, અને દુઃખ પડવા લાગ્યું. પાછળ લોકો મશ્કરીઓ કરવા લાગ્યા કે જુઓ "કારભારી સાહેબ જાય છે." આ સર્વ તેને સાંભળવું પડતું. આટલું છતાં પણ તેનું દુર્વ્યસન અને મિથ્યા મોટાઈ બતાવવાની ટેવ ન ગઈ. તેની પત્નિ રોજ કરગરતી પણ કંઈ વળતું નહિ. અંતે જ્યારે ખર્ચી ખૂટી અને તેની સ્ત્રીએ રોજ તેને રડી રડીને પ્રાર્થના કરવા માંડી ત્યારે તેને જરા સાન આવી. હવે તો તેને બે છોકરાં પણ થયાં હતાં. માબાપ મરી ગયાં હતાં, મિલ્કત રહીજ નહોતી, કોઈ પૈસાનું ધીરતું નહિ. આવી સ્થિતિમાં તેણે પોતાની સ્ત્રીની પલ્લાની જણસો વેચી ગુજરાન ચલાવવા માંડયું. તેની સ્ત્રી રોજ પોતાના પતિને કરગરવા લાગી કેઃ—"પ્રભુ! દયા લાવો, છોકરાં છૈયાંની શી વ્હલે થશે! પૈસા ક્યાંથી લાવીશું, કંઈ રોજગાર કરી કમાતાં શીખો, હવે મિથ્યા મોટાઈ જવાદો. મારી અને આ છોકરાંની દયા લાવો તમને અહીં ન ફાવે તો મારે પીએર ચાલો. આ જુવો માગનારા કેટલા ફેરા ખાય છે. વળી મલુકચંદનું તો કેદનું વારંટ પણ તમારા ઉપર નીકળ્યું છે! મારી શી વલે થશે, આપ હવે દયા કરો. તમે તો સમજુ છો. કર્યું તો ઘણા દિવસ, હવે આબરૂ સાચવી ચાલો તો આપણું શ્રેય થાય." આમ વારંવાર કરગરતી. અંતે તેનું હૃદય પલળ્યું. તેને ઠોકરો વાગી, સંસારનો નવાંણુંનો ધક્કો વાગ્યો. અને કંઇક ભાન આવ્યું, તે ધીમે ધીમે સારે રસ્તે વળ્યો. તેણે મદ્યપાન, સિગરેટ અને ચ્હાપાણીનો ત્યાગ કર્યો. જોઇ વિચારી ખર્ચ કરવા લાગ્યો. તેને પોતાની પત્નિ અને છોકરાંની શી વલે થશે! એવો વિચાર

થતાં તેનું હૃદય પીગળ્યું. અને તે પછી સમજી પોતાની પત્નિને અનુકુળ ચાલવા લાગ્યો. તેણે માન અપમાનનો ત્યાગ કરી તરતજ એક વેપારીને ત્યાં ઉઘરાણી કરવાની નોકરી લીધી અને તેમાં પ્રમાણિક પણે નોકરી કરી શેઠની પ્રીતિ સંપાદન કરી. હવે વસંતલાલ નરમ થઇ ગયો, તેણે ધાર્યું કે હવે મિથ્યા બડાઇ નભવાની નથી. તેણે પોતાનો સ્વભાવ પૈસા ઉદ્ધારપણે આવે તેટલા ખર્ચવાનો હોવાથી જે રૂપિઆ પગારના આવતા તે પોતાની પાસે ન રાખતાં પોતાની પત્નિને આપવા માંડયા.

તેની પત્નિ સુશીલ અને પવિત્ર હૃદયની હતી, તેથી જોઇ વિચારી જોઇતીજ વસ્તુઓ ખરીદતી અને જે પગાર આવતો, તેમાંથી દરમાસે થોડી ઘણી રકમ બચાવતી. એમ કરતાં વસંતલાલનો કારભાર ચાલવા લાગ્યો. અને શેઠની પ્રીતિ વસંતલાલ વધુ મેળવી શકયો. તેથી તેણે પોતાની સાથે રૂના વેપારમાં ચાર આની તેનો ભાગ રાખ્યો. તેમાં વસંતલાલને એએક હજાર રૂપિઆ મળ્યા, એમ કરતાં કરતાં તે વેપાર કરવા લાગ્યો, અને તેમાં જે નફો મળતો તેમાંથી દેવું વિગેરે ચૂકાવી થોડો ઘણો બચાવ કરતો, તેની પત્નિ તેના પૈસા ટકાનો અને આવકખર્ચનો હિસાબ રાખતી. અંતે બંને દંપતિ સુખી થયાં અને સુશીલ પત્નિએ છકી ગયેલા વસંતલાલને ઠેકાણે આણ્યો.

સતી સ્ત્રીઓ પોતાના પતિને આ પ્રમાણે સીધે માર્ગે લાવી તેના દુર્વ્યસનને પણ છોડાવી શકે છે. જુવો, પતિના દુઃખને વખતે ધીરજ, હીંમત અને મદદ આપી પત્નિ તેને શી રીતે સુધારી શકે છે, તે ઉપરના દ્રષ્ટાંતથી તમે સર્વે સમજી શકશો. આવી સ્ત્રીઓનાં ચરિત્રોની નિર્મળતા, હૃદયની પવિત્રતા અને તેના દેવીત્વતુલ્ય પ્રભાવને જોઇ સર્વ કોઇને તેના પ્રતિ માન અને પુજ્યબુદ્ધિ ઉત્પન્ન થાય છે.

પૂર્વે થઈ ગયેલી સતિઓનું સ્મરણ કરવાથીજ પાપનો નાશ થાય છે. જુવો સાવિત્રી, સીતા, દમયંતિ, દ્રૌપદિ એ સતિ સ્ત્રીઓનાં પવિત્ર ચારિત્ર અને નિર્મળ બુદ્ધિ જોઇ સર્વ કોઇને તેમના તરફ પુજ્યબુદ્ધિ ઉત્પન્ન થયા વગર રહેતી નથી. એવી સ્ત્રીઓનાં દ્રષ્ટાંત અનુકરણિય છે. તેમણે પોતાના પતિને માટે કેટલું સહન કર્યું છે? પતિને દુઃખી થતાં પોતાના સુખને તિલાંજલી આપી હતી. અને પતિને સુખી કરવા પ્રાણ અર્પવા પણ તૈયાર થઇ હતી. આવી સ્ત્રીઓ જ સમાજનું હિત કરી શકે છે.

દરેક સ્ત્રીએ ઉત્તમ ચારિત્ર્યશીલ થવાને માટે પોતાના મન અને ઇંદ્રિયોને વશ રાખવી જોઇએ. પોતાના આત્માના પરિચયમાં આવી આત્મસામર્થ્યને ખીલવી પોતાના ગુણદોષોનું અવલોકન કરતાં શીખવું જોઇએ. દરેક સ્ત્રીએ પોતાનું ચારિત્ર્ય ઉન્નત અને પવિત્ર બનાવવા માટે રોજ સાવધાનતા પૂર્વક પ્રયત્ન કરવો જોઇએ. આ જગત્મા જો જરાક બેદરકારી કે અસાવધતા રાખી તો દુરાચારમાં ફસાતાં વાર લાગતી નથી, વસ્ત્રાભૂષણોની લાલચમાં સપડાયાં અને 'એમાં શું' એમ માની જરા પણ દઢ વિચારથી ચસ્યાં, તો દુરાચાર રૂપી ઉંડા ખાડામાં ગબડી કલંકિત થયા વગર રહેવાનાં જ નહિ. માટે મનને કબજે રાખી પતિસેવા અને પતિપ્રેમ મેળવવા સિવાયની તમામ લોભ અને લાલચોને તિલાંજલી આપજો. અને જરાપણ મનમાં લાલચ ઉત્પન્ન થાય કે તરત જ સાવધાન થઇ જજો અને જે કાર્ય કરવાથી પાપ થાય છે તે કાર્યોને ખરાબ સમજી ત્યાગ કરજો. જો કોઇ વખતે કોઈ ખરાબ ભાવના ઉત્પન્ન થાય કે કોઈ અવળે માર્ગે જવાની બુદ્ધિ થાય, કે કોઇ વસ્તુ મેળવવાની મનમાં ઇચ્છા થાય તો તેજ વખતે સાવધાન થઈ તમારી આત્મ-

શક્તિથી તે ઇચ્છાઓને દબાવી દેજો. નહિ તો તમે તમારા ચારિત્ર્યથી ભ્રષ્ટ થઇ જશો. અને નિર્મળતાનો ત્યાગ થઈ જશે.

દરેક સ્ત્રીએ પોતાના મનના આવેગોને દબાવવા જોઇએ અને પોતાના ચરિત્રનું નિરીક્ષણ કરતા રહી તેમાં કોઈ દોષ ભરાઇ જાય નહિ તેની સાવધાનતા રાખવી જોઇએ. આત્મસામર્થ્યથી તમારે તમારા મનને કબજે રાખવું અને તમારા ચરિત્રના ગુણ દોષ તરફ દૃષ્ટિ રાખ્યાં કરવી. તમારે હંમેશાં ખરાબ સ્ત્રીઓની સોબત કરતાં ડર રાખવો. નહિ તો દેખાદેખી તેવી દુશ્ચરિત્રા સ્ત્રીઓના સંસર્ગથી તમારા ચરિત્રને કલંક લાગતાં વાર લાગશે નહિ. આમ કર્યા વગર ઉત્તમ ચારિત્ર્યશીલ થઇ શકાતું નથી. માટે દરેક સ્ત્રીએ ઉત્તમ સંસ્કારી થઇ પોતાના ગુણદોષ તરફ દૃષ્ટિ રાખ્યાં કરવી.

સ્ત્રીઓએ પોતાના ચરિત્ર્યને ઉચ્ચ બનાવવા માટે સુશિક્ષણ મેળવવાની આવશ્યકતા છે. સુશિક્ષણ અને સુસંસર્ગથી અંતઃકરણ નિર્મળ અને ઉદાર બની કર્તવ્યશીલ થઈ પરિપક્વ થાય છે. ઉત્તમોત્તમ પુસ્તકો વાંચવાથી અને ઉત્તમ સ્ત્રીઓનાં દૃષ્ટાંતોનું બારીકાઇથી અવલોકન કરવાથી મનમાં સત્કર્મ કરવાની ઇચ્છા પેદા થાય છે. આ પ્રકારના શિક્ષણથી ચરિત્ર નિર્મળ અને ઉન્નત બની શકે છે. માટે દરેક સ્ત્રીએ જેમ બને તેમ પોતાના ચારિત્ર્યને ઉચ્ચ બનાવવા માટે ઉત્તમ પુસ્તકો અને ઉચ્ચ ચારિત્ર્યશાલી સ્ત્રીઓનો સંસર્ગ રાખવો. અને કદી ભૂલે ચૂકે પણ દુશ્ચરિત્રશીલ સ્ત્રીઓના સંસર્ગમાં આવવું નહિ. અને હંમેશાં આપણા ચરિત્ર્યનું અને ગુણદોષનું અવલોકન કરતા રહેવું જોઇએ. આપણામાં જો કોઇ દોષ પેસી ગયો હોય તો તેનો ત્યાગ કરવો અને જેમ બને તેમ નિર્દોષ, નિર્મળ અને પવિત્ર રહેતાં શીખવું જોઇએ. પવિત્રહૃદયા અને નિર્મળ ચારિત્ર્યવાળી

સ્ત્રીઓજ પોતાના પતિને તારી શકે છે અને પતિના પ્રેમને સંપાદન કરી શકે છે, માટે દરેક સ્ત્રીએ પોતાનું ચારિત્ર્ય સ્વચ્છ કાચજેવું નિર્મળ રાખવું જોઇએ. અને તેને કદી પણ ખરાબ સંસ્કારો અને દોષોથી ડાઘવાળું કરી દેવું જોઇએ નહિ.

બ્હેનો! હવે જો બધાની ઇચ્છા હોય તો એટલેથી બંધ કરીએ. કારણ કે આજે તો આટલું જ મનન કરશો તો બસ છે. જેમ ખોરાક પણ થોડો હોય અને ચાવીને ખાધો હોય છે તો પચી શકે છે તેમ આજનો વિષય જરા કઠિન હોવાથી આટલેથી જ બંધ કરીએ તો ઠીક. કારણ કે વધુ સાંભળીએ અને તે પ્રમાણે મનન કરી આચારમાં ન ઉતારીએ તો તે મિથ્યા છે. માટે આટલું રાત્રે મનન કરજો અને તમારામાંથી જો કોઇનામાં કંઈ દોષ હોય તો તેનો ત્યાગ કરવા અને તમારાં ચારિત્ર્ય નિર્મળ બનાવવા પ્રયત્ન કરશો તો સાંભળેલું બધું મજરે આવશે."

આ સાંભળી મેં કહ્યું:-"હા, શારદા બ્હેન! અમારી પણ એજ ઇચ્છા છે. આજે આપને પણ શ્રમ વધુ પડયો છે. માટે હવે બંધ કરો તો સારૂં. રોજ આટ આટલું સાંભળીશું તો તે કાંઈ ઓછું નથી. આટલું જ જો આચારમાં ઉતરે તો પછી અમારામાં કાંઈ ખામી રહે નહિ,"

**ગિરીજા**—"વાહ! બ્હેન! આજે તો અમારો જન્મારો પણ સફળ થયો. આ બધી વાત તો અમે જાણતાં પણ ન્હોતાં. આતો બધી શાસ્ત્રની વાતો છે. આ બધું જો આપણે શીખીએ તો ઘેર એકે દિવસ લડવાડ ટંટા થાય નહિ. હું તો બા, રોજ આવીશ લ્યો વે જઉં છું."

આ પછી અમે સર્વ ઉઠી પોતપોતાને ઘેર ગયાં. હું પણ મારે ઘેર ગઈ. રાત્રે આ બધી સાંભળેલી વાતનું હું મનન કરતી અને રાત્રે સુતા પછી મારા ખંડમાં મારા પતિને આ બધી વાત કહી સાંભળાવતી તે સાંભળી તે ઘણા ખુશી થતા અને આ પ્રમાણે જો દરેક સ્ત્રીઓને આવી રીતે શિક્ષણની વાતો સંભળાવવામાં આવે તો જરૂર આપણા સમાજની ઉન્નતિ થાય એમ કહેતા.



# પ્રકરણ પાંચમું.



## સતિત્વ એ સ્ત્રીનું અમુલ્ય રત્ન છે.




પ્રમાણે દરરોજ અમે શારદાની વાતો સાંભળવા માંડી. દિનપ્રતિદિન સ્ત્રીઓનું ટોળું વધતું ગયું આથી હવે પછી અમારો મ્હોલ્લો કલોલ જેવો લાગવા માંડ્યો. જે જે સ્ત્રીઓ શારદાબ્હેનને ત્યાં આવતી તે સર્વ સુધરવા માંડી, તેમના ઘરમાં કલેશ કંકાશ ઓછો થવા લાગ્યો. તેમણે પોતાના પતિ પાસે કોઇ પણ ચીજ મેળવવાની આડાઇ કરવાની ટેવ છોડી દીધી. અહીં આવનારી સ્ત્રીઓ જેટલું સાંભળતી તેટલું આચારમાં ઉતારવા પ્રયત્ન કરતી, અને દેખાદેખી સ્વભાવ અને વર્તન સુધારવા લાગી. તે ધારતી કે જો આપણામાં ભૂલ આવશે કે ઘરમાંની બોલ-ચાલ કોઇ સાંભળશે તો આપણી મશ્કરી કરશે. માટે હવે આપણા

ઘરમાં લડાઈ ટંટા તો થવો જ ન જોઇએ. તે સર્વે પતિની આજ્ઞામાં રહેવા લાગી. એ જોઈ તેમના પતિ પણ આશ્ચર્ય પામવા લાગ્યા કે "આ સ્ત્રીનો સ્વભાવ આમ એકદમ શી રીતે બદલાઇ ગયો હશે!" તે સ્ત્રીઓ હંમેશાં સવારમાં ચાર વાગે ઉઠતી અને પતિના ઉઠતા પહેલાં જ ઘરમાંથી પુંજો કચરો વાળી સ્વચ્છ કરી, દાતણ પાણીથી પરવારી પાણી ઉનું મૂકી ન્હાતી. અને પતિ ઉઠે એટલે તેમને દાતણ પાણી, ન્હાવાનું પાણી વિગેરે આપી તેમને શું જોઇએ, તેની કાળજી રાખતી. છોકરાંવાળી સ્ત્રીઓ છોકરાંને નાનપણથી સારા સંસ્કારો પાડવા માટે તેમને ન્હવરાવી ધોવરાવી સ્વચ્છ રાખી સારી સારી વાતો સંભળાવતી, પોતે પ્રસન્ન રહેતી અને છોકરાં અને પતિને પણ પ્રસન્ન રાખતી.

આમ અમારા મહેલ્લામાં શારદા બ્હેનને લીધે સુધારો થવા લાગ્યો. એમ કરતાં કરતાં બે ચાર વર્ષ વીતિ ગયાં. હું પણ મારે પીએર જતી ત્યારે આડોશી પાડોશીની મારી સહીપણીઓને આ વાત કહેતી. તેથી તે સ્ત્રીઓ પણ આ સાંભળી ચકિત્ થતી. મારી રીતભાત અને વાણીવર્ત્તન જોઇ સર્વ કોઇ તે પ્રમાણે વર્ત્તવા યત્ન કરતાં. આ વર્ષે મારા પતિએ બી, એ. ની પરીક્ષા પાસ કરી રેવન્યુ ખાતામાં–મામલતદારની કચેરીમાં કારકુનની નોકરી લીધી.

મારી રીતભાતથી મારા પતિ હંમેશાં મારા ઉપર પ્રસન્ન રહેતા. હું તેમનાથી સંતોષ માનતી અને તે મારાથી સંતોષ માનતા. મેં શરૂઆતમાં જણાવ્યું તેમ મારા પતિની અવસ્થા ગરીબ હતી એટલે અન્ય ધનવાન પુરુષોની માફક હું કપડાં લત્તાં અને ઘરેણાં ગાંઠાં કરતાં ગુણરૂપી આભૂષણોને વધુ પસંદ કરનારી હતી. જેથી મને કોઈ પણ દિવસે સારાં કિંમતી સાડીઓ, પોલકાં કે જણસ

ભાવ પહેરવાનું મન થતું નહિ. વળી હાલ મારા પતિ ગ્રેજ્યુએટ થયા ખરા, પણ પગાર તો મહીને દિવસે પચીસ રૂપિઆ જ મળતા. તેમાં અમારૂં મૉડમોડ પુરૂં થતું. તો પછી તેમાં મોજશોખની વસ્તુઓ મેળવવાની તો શી વાત !

હવે તો શારદા બ્હેન તરફ સર્વ કોઈ માનની નજરે જોતાં હતાં. તેમની મધુર વાણી અમને ઘણી જ પ્રિય લાગતી હતી. અને જાણે આખો દિવસ તેમના સહવાસમાં રહીએ એવું મન થતું.

તેમને ત્યાં રોજ બૈરાં ભેગાં થતાં હોવાથી એક બીજાના સહવાસથી આનંદ મળતો, તેમ દેખાદેખી સર્વે પોતપોતાની વર્તણુંક સુધારવા યત્ન કરતાં. ત્યાં કોઈ અજાણ્યું બૈરૂં આવતું તો તેને અતડું ન લાગે તેને માટે અમે સર્વ તેને હળી મળી જતાં. અને તેની સાથે સ્નેહ રાખતાં. તેથી અરસ્પરસ પ્રીતિ વધતી. અમે કોઇને એક અક્ષર પણ કડવો કહેતાં નહિ, તેથી સર્વ કોઇના માન્યામાં અમારી વાત આવતી.

આજે પણ વખત થતાં અમે શારદા બ્હેનને ત્યાં ગયાં, તો ત્યાં અમારા પહેલાં જ ઘણાં બૈરાં આવી ગયાં હતાં.

મેં જઇ વાતની શરૂઆત કરવા શારદા બ્હેનને કહ્યું—"બ્હેન ! હવે તો દિવસે દિવસે તમારા પ્રતાપથી અમારાં ભાગ્ય ફરવા માંડયાં. આપણા મહેલામાં આનંદનું રાજ્ય ચાલી રહ્યું છે. આપના કૃપાપ્રસાદથી અમારાં જીવન સુધરવા મંડયાં છે. લ્યો ત્યારે આજે પણ રોજની માફક કંઈ સંભળાવવા કૃપા કરશો."

આજે અમારા મહેલ્લાની જોડેના બીજા મહેલ્લાની સ્ત્રીઓ પણ આવેલી હતી. તેમાં એક સવિતા નામની સ્ત્રી પણ જણાતી હતી.

આ સવિતા તેના પતિને એટલો બધો ત્રાસ આપતી કે જે વાત સાંભળીને તેના પતિ ઉપર અમને પણ દયા ઉત્પન્ન થતી હતી. એમના ઘરમાંથી કોઈ દિવસ કંકાશ ઓલાતો નહિ. તેમની દેખાદેખી છોકરાં પણ ચિડિયા સ્વભાવનાં અને રડકણાં બન્યાં હતાં. પતિ થાકી પાકીને જ્યારે ઘેર આવે ત્યારે આ સવિતા તેને કહેતી કે "આજે પણ મારે માટે સાડી ન લાવ્યા, તમને રોજ કહી કહીને જીભનો કુચો વળી ગયો, પણ એક સાડી ન લાવ્યા તે નજ લાવ્યા. આજે તો હું તમારા કપાળમાં ડામ જ દેવાની છું. રોજ ઘડી ઘડીને ઠોકીએ અને તમારાં ભુંડાપણાં કરીએ પણ તમારા હીસાબમાં નહિ. હું તો કાલે મારે પીએર જઇશ, આ તમારાં છોકરાં ને આ તમારૂં ઘર, ગરજ હોય તો ખાવા કરો ને ખાવ." આવાં હલકાં વાકયો સંભળાવતી તેના ત્રાસથી તેના પતિનું હૃદય રોજ બળતું હતું; પણ શું કરે ! કાંઇ ઉપાય ન્હોતો તે બિચારો બધું સહન કરતો. જો કાંઇ સામો ઉત્તર આપે તો સવિતા સામી વધુ કંકાશ કરતી.

આ સવિતાને પણ આજે અહીં આવેલી જોઇ મને આશ્ચર્ય થયું. તેને જોઇ મેં કહ્યું—"કેમ સવિતા બ્હેન, આવ્યાં છો ? બહુ સારૂં થયું. તમને આવેલાં જોઇ અમને આનંદ થાય છે. કેમ છોકરાં ખુશીમાં છો ને ?"

**સવિતા**—"હાસ્તો બ્હેન તમને કેમ આનંદ ન થાય, આતો ગિરજા બ્હેને એક વખતે મને વાત કરી હતી કે તમે શારદા બ્હેનને ત્યાં કેમ આવતાં નથી, ત્યારે આજે નવરી હતી તેથી કહ્યું લાવ, જઇ આવું. આખો દિવસ ઘેર બેસી રહીને શું કરવાનું હતું."

**મંછા**—"વાહ બ્હેન ! અમને પણ તમારા આવ્યાથી લાભ થશે. આમ રોજ આવતાં રહેજો. ભલા ઠીક છે. એ ધર્મનો બોલ

સાંભળી પવિત્ર થવાનું છે. લ્યો ત્યારે શારદાબ્હેન હવે ચલાવો."

**શારદા**—"હા બ્હેન, તમને બધાંને જોઇ મને બહુ આનંદ થાય છે. આપણે સમાજના એક મૂખ્ય અંગરૂપ છીએ. જ્યાં સુધી સ્ત્રીઓ સુધરતી નથી ત્યાં સુધી સમાજ સુધરવાની આશા રાખવી વ્યર્થ છે, માટે આપણે આપણી જાતને સુધારવા રોજ સાવધાની રાખવી જોઇએ. સ્ત્રીઓની શારીરિક શોભા તેના હૃદયની પવિત્રતાથી સો ઘણી વધી જાય છે. સ્ત્રીઓ ગમે તેવી રૂપવાન હોય તોપણ જો તેમનામાં હૃદયની પવિત્રતા હોતી નથી, તો તેઓ ઈન્દ્રવરણાની માફક બહારથી સુંદર હોવા છતાંપણ અંદરથી કડવા ઝેર જેવી હોય છે. તેવી સ્ત્રીઓ લોકોના મનમાં અનેક પ્રકારની ઘૃણા અને ભય ઉત્પન્ન કરનારી છે. હૃદયની આ પ્રકારની પવિત્રતાના અભાવને લીધે સ્ત્રીઓની આવી શોચનીય દશા થાય છે. તે પવિત્રતાનું નામજ સતીત્વ છે. સતિત્વ એ સ્ત્રીઓનું જીવન અને સ્વર્ગીય રત્ન રૂપ છે. આ રત્ન જ સ્ત્રીઓને મેળવવા લાયક આ સંસારમાં અમૂલ્ય વસ્તુ છે.

સતિત્વ એ સ્ત્રીઓના ચિરપૂજ્ય પરમધન રૂપ છે. તેને મેળવવાથી જ અને તેના આરાધનથી જ સતી સ્ત્રીઓ આ સંસારમાં પ્રાતઃસ્મરણીય અને પૂજ્ય ગણાઇ શકે છે. જેવી રીતે ચંદ્રમાના ઉજ્વળ ચંદ્રથી પૃથ્વી પ્રકાશિત અને શીતલ થઇ શકે છે તેવી જ રીતે સતી સ્ત્રીઓના હૃદયના સૌન્દર્યથી સમસ્ત સંસાર પ્રકાશમાન અને ઉજ્વલ બની શકે છે. પતિવ્રતા સ્ત્રી જ ઘરની પૂર્ણલક્ષ્મી તુલ્ય છે. શાસ્ત્રોમાં લખ્યું છે કે;—"સતીત્વના સમાન બીજું કોઇ રત્ન નથી અને સતીના જેવી બીજી કોઈ દેવી નથી." તમારે જો આ જન્મારામાં જ દેવીતુલ્ય પૂજનિય બનવું હોય તો તમારા સતીત્વને

મેળવવા કાળજી રાખશો. જે સ્થળમાં મધુર વચનો બોલનારી પતિવ્રતા સ્ત્રી અને પતિની સેવા કરવામાંજ પ્રસન્નતા માણનારી સતી સ્ત્રીઓ નિવાસ કરે છે તે સ્થળ નંદનવનના જેવું સુખ શાંતિના ભૂવન તુલ્ય બની જાય છે. પતિભક્તા પ્રાણતોષિની સતીના પવિત્ર મુખ મંડલને જોઇને સ્વામીના સમસ્ત રોગ શોક દૂર થઈ જાય છે. તેનાં મધુર સાન્ત્વનનાં–વાક્યોથી પતિનું દુઃખ સંતપ્ત મટી હૃદય શીતલ થઈ જાય છે. દરિદ્રની ઝુંપડીમાં રહીને પણ સતી સ્ત્રી પોતાના પતિને સ્વર્ગના આનંદનો અનુભવ કરાવી શકે છે. આ વિશ્વમાં એવું કોઇ કાર્ય નથી કે જે સતી સ્ત્રી પોતાના પતિને માટે ન કરી શકે. તે પોતાના પતિને પર્વતના શિખરની માફક ઉચ્ચ, અટલ અને અચલ માને છે. સ્વામી સતીના સહવાસથી જેવા નિર્મળ, અને મધુર સુખનો ઉપભોગ કરી શકે છે તેની આ સંસારમાં તુલના થઇ શકતી નથી.

સતી સ્ત્રીઓ પોતાના પતિને પોતાના પ્રાણથી પણ વધુ પ્રિય અને સ્વર્ગથી પણ અધિક સુખપ્રદ સમજે છે. જે સ્ત્રીઓ પોતાના પતિ ઉપર દ્વેષ કરે છે તેવી સ્ત્રીઓનાં મોં જોવાની પણ સતી સ્ત્રીઓ ઇચ્છા રાખતી નથી. પતિના ચરણોની સેવાથી સતી સ્ત્રીઓ જેવા દુર્લભ સુખનો ઉપભોગ કરી શકે છે તેવું સુખ બીજી સ્ત્રીઓને મળી શકતું નથી. સતી સ્ત્રીઓ પતિના હિતકર કાર્યોમાં પોતાના પ્રાણ પણ આપવાને તૈયાર રહે છે. તેનું મન પતિના ચરણોમાં અને નેત્ર પતિના મુખકમળની શોભાનું નિરીક્ષણ જ કરવામાં લાગેલું રહે છે. સાધ્વી સ્ત્રીઓ પતિની પ્રસન્નતા જોઇને જેવી રીતે સુખી અને સંતુષ્ટ થઇ શકે છે તેવી જ રીતે પતિના મલિન મુખને જોઇને તેના દુઃખનું ઠેકાણું રહેતું નથી.

બ્હેનો, જે સતીત્વના બળથી તમે આ સંસારમાં માનવીદેવી કહેવાવ છો અને જેને લીધે તમને પૂજ્ય અને આદરની દ્રષ્ટિથી જોવામાં આવે છે તે અમૂલ્ય સતીત્વનું અપમાન ન થવા દેવું જોઇએ. સતી સ્ત્રીઓને બળતા અગ્નિમાં પડી મરવાને માટે કાંઈ પણ ભય કે સંકોચ થતો નથી; પરંતુ સતીત્વના પવિત્ર અને ઉચ્ચ સિંહાસનથી એક તસુ પણ નીચે ઉતરતાં તેમનું હૃદય કંપી ઉઠે છે."

આ સાંભળી મેં કહ્યું—"**શારદા** બ્હેન, એ સતીનો ધર્મ આ પ્રપંચજાળવાળા અને મોહમયસંસારમાં શી રીતે પવિત્ર રહી શકતો હશે?

**શારદા**—જુવો બ્હેન, સ્ત્રીઓએ પોતાના સતીત્વ ધર્મથી ન ચસવાને માટે અને તેને પવિત્ર રાખવાને માટે, ખરાબ વિચાર અને અયોગ્ય ઇચ્છાઓને મનમાં સ્થાન આપવું ન જોઇએ. કારણ કે, ખરાબ ભાવનાઓને જરા પણ હૃદયમાં સ્થાન આપતાં સતીત્વમાં કલંક લાગે છે. સતીત્વ એવી પવિત્ર વસ્તુ છે કે તેમાં એક જરા પણ દોષ ભળે છે, તો તેને કલંકિત થતાં વાર લાગતી નથી. દરેક રીતે પોતાના પતિને સંતુષ્ટ રાખવો એ સતીત્વનું મુખ્ય લક્ષણ છે. પતિની સાથે જરા પણ અપ્રસન્નતા કે ખરાબ વર્તણુંક ચલાવી અણબનાવ રાખવો એ સતીત્વને નષ્ટ કરનાર છે. પતિની ગેર હાજરીમાં સ્ત્રીએ કોઇપણ પ્રકારના આમોદપ્રમોદમાં કે ગમ્મતના આનંદ ઉત્સવમાં સામેલ થવું એ અનુચિત છે કેમકે એ અધર્મરૂપ છે. પતિનો તમારી પાસેથી જે મેળવવાનો અધિકાર છે તે જો તમે બીજા કોઇને આપો છો તો તેથી તમે વ્યભિચારિણી કહેવાવ છો અને નિંદા તથા તિરસ્કારને પાત્ર થાવ છો.

પતિ પત્નિને એક બીજાની પાસેથી ધર્મપૂર્વક જે મેળવવાનો અધિકાર છે તેને અધર્મથી કોઈ બીજાને આપવા પ્રયત્ન કરવો એ વ્યભિચાર છે.

મનુભગવાન કહે છે કેઃ—"પતિથી છુપાવીને કોઇ ચીજ કોઇ પરપુરુષને આપવી, યા કોઇ ખેલતમાસા નીમીત્તે પરપુરુષોના અંગનો સ્પર્શ કરવો કે એકાન્તમાં ઘણીવાર સુધી એક આસને અન્ય પુરુષની સાથે બેસી સંભાષણ કરવું એ પણ વ્યભિચાર છે." કેટલીક સ્ત્રીઓને એવી ખરાબ ટેવ હોય છે કે બે પુરુષો એક બીજાની સામે પાસે પાસે બેઠા હોય છે તેમની વચમાં થઇને જતાં આવતાં તે જરા પણ સંકોચ પામતી નથી, એ ઘણી જ ખરાબ ટેવ છે. એ પણ સતીત્વને ધક્કો પહોંચાડનાર છે. પરપુરુષને કદીપણ તમારા પતિ કરતાં શ્રેષ્ટ સમજશો નહિ. બીજાનાં સુખ, સૌભાગ્ય અને સૌંદર્ય જોઇને તમારા પતિને તેના કરતાં હલકો કે તુચ્છ માનવો એ ઘણું અનુચિત છે. આવી સ્ત્રીઓ ભલેને વ્યભિચારિણી ન હોય તોપણ તેને સતી કહી શકાતી નથી.

જે સ્ત્રીઓ પોતાના પતિના ચરિત્રના દોષથી કે ખરાબ આચરણથી, દુઃખ કે આપત્તિને ભોગવવાથી એમ કહે છે કે "મુવો આ ધણી, આની સાથે મારાં ક્યાં પાનાં પડયાં, આથી તો વિધવા થઇ હોત તો સારૂં કે આટલું દુઃખ તો ન પડત." આવી સ્ત્રીઓ કદાપિ પણ સતી થઈ શકતી નથી. દરેક સ્ત્રીએ જો પોતાનામાં આ દોષો હોય તો તેનો તરત ત્યાગ કરવો જોઇએ. અનુચિત આમોદપ્રિયતા, મોજમઝા કે વિલાસવાસનાને કદી પણ તમારા હૃદયમાં સ્થાન આપશો નહિ, જે સુખની અભિલાષાથી આપણો ધર્મ નષ્ટ થવાનો સંભવ હોય તેવા સુખને કોઇ પણ સતી સ્ત્રી ઇચ્છતી નથી. કારણ

કે એવા સુખની અભિલાષાઓ અને ખરાબ ભાવનાઓ જ મનુષ્યને કુમાર્ગગામી બનાવી દારુણ દુ:ખને આપ્યાં કરે છે,

ઘણી સ્ત્રીઓ અનેક દુરાચારી અને પાપિષ્ટ લોકોની ઠગાઇથી ભોળવાઇને પતીત થઇ જાય છે. આવા નરાધમોથી દરેક યુવતિએ સાવધાન રહેવું જોઇએ અને તેવા માણસોનાં મુખ પણ કદી જોવાં ન જોઇએ. કારણ કે આવા દુષ્ટ પુરુષો જ ઘણીવાર સારી સ્ત્રીઓના પણ સર્વનાશના કારણ રૂપ બને છે.

આવા નરપિશાચોનાં હૃદય જ સાક્ષાત નરક કુંડ જેવાં છે, એમ સમજજો. એવા પુરુષો ગમે તો તમારી નાતના હોય, સગા હોય, કે ગમે તો રસ્તાના જનાર હોય તોય તમારે તો તેમનાથી નિર્દય, ચોર લુંટારાઓની માફક હંમેશાં ડરતાં રહેતું જોઇએ. આ પ્રકારની ઘણી દુષ્ટ સ્વભાવની કુલ્ટા સ્ત્રીઓ પણ હોય છે. તે ઘણીવાર સારા કુટુંબની ભોળી વહુ દીકરીઓના સંસર્ગમાં આવી તેમનો સર્વનાશ કરાવી દે છે. તે ઘણીવાર તો ઉપરથી જોતાં ઘણીજ ચતુર અને સારી જણાતી હોય છે; પરંતુ તેવી સ્ત્રીઓ ઘણીવાર સોનાના ઘડામાં વિષ ભર્યા જેવી દુષ્ટા હોય છે. તેમનાં કામ કાળાં અને હૃદય ભયંકર હોય છે. ઉત્તમ કુળની વહુદીકરીઓએ તો આવા દુષ્ટ સ્વભાવની સ્ત્રિયોની સાથે કદી વાતચિત પણ ન કરવી જોઇએ. નહીંતો દુષ્ટાઓની અપવિત્રતાથી કોઇવાર તમારાં મનપણ મલીન થઇ જાય છે. અને તેમ થતાં તમારા હૃદયમાં પાપરૂપી પિશાચનો પ્રવેશ થઇ જવાનો ભય રેહે છે; આવી સ્ત્રીઓ ઘણી લલોપતુ, ફેરાશંટા કરનારી અને મહેનત હોવાથી ભોળી સ્ત્રીઓને ભોળવી દે છે.

સાધ્વી સ્ત્રીઓએતો અસતિ અને દુરાચરણી સ્ત્રીઓનો વિષની માફક ત્યાગ કરી દેવો જોઇએ અને તેમને તિરસ્કારની દ્રષ્ટિથી જોવી

જોઇએ. તેમણે પાપ તેમજ પાપી મનુષ્યોના સંસર્ગમાં આવતાં ડરવું જોઇએ. જેમ ગમે તેવું સ્વચ્છ અને નિર્મળ જળ હોય છે; તોપણ તેમાં સ્હેજ ગંદા કે કાદવવાળા જળનો સ્પર્શ થતાં તમામ નિર્મળ જળ ગંદુ અને દુર્ગંધિમય થઇ જાય છે, તેમ ગમે તેવી પવિત્ર હૃદયની સ્ત્રી પણ દુરાચરણવાળી કુલટા સ્ત્રીઓના સંસર્ગમાં આવતાં અપવિત્ર થઇ શકે છે. માટે હંમેશાં દરેક સ્ત્રીઓએ કોઇપણ તેવી સ્ત્રીના સંસર્ગમાં આવતાં વિચાર કરવો જોઇએ.

વળી બ્હેનો, ખરાબ વિચારથી ભરેલાં પુસ્તકો વાંચતાં પણ વિચાર કરજો. આજકાલ નવલકથાનો પવન ફુંકાયો છે અને તેમાં અનેક કુલટા સ્ત્રીઓનાં ચરિત્રો વાંચનારને પણ અવળે રસ્તે દોરી જાય તેવાં હોય છે. શૃગારરસ પ્રધાનવાળાં પુસ્તકો જે સ્ત્રી પુરુષોને ઘણીવાર આડે રસ્તે દોરી જાય છે તેવાં પુસ્તકો અને વ્યભિચારમય નવલકથાઓ વાંચતાં વિચાર કરજો. જે વાત બે માણસમાં આપણે બોલતાં શરમાઇએ તેવી વાતો જેમાં લખેલી હોય તેવાં પુસ્તકોને કચરાપટીમાં ફેંકી દેવા જેવાં છે. તમારે કોઇપણ દિવસે આવાં પુસ્તકો વાંચવાં નહિ અને ઘરમાં રાખવાં નહિ. તમારે તો ધર્મ અને નીતિનાં અને જે વાંચ્યાથી આપણામાં નવીન ઉત્સાહ, નવીન બલ અને આપણા પતિવ્રતપણાને કે સતીત્વપણાને મજબૂતી મળતી હોય, જે વાંચવાથી આપણા આચાર અને વિચાર સુધરી શકે તેમ હોય તેવાં પુસ્તકો વાંચવાં.

જેમ ખરાબ અને દુરાચરણનાં વૃતાંતોથી ભરેલાં પુસ્તકો ન વાંચવાં જોઇએ, તેમ મોઢેથી મલીન અને દુરાચારમય વાણી પણ ન બોલવી જોઇએ. કોઇપણ ખરાબ વિષયની વાતચિત પણ ન કરવી જોઇએ. તમે ચાર જણ ભેગાં થાવતો તે વખતે અન્ય નિંદનીય વાતો

ન કરતાં હસવાની, આનંદની અને પવિત્રતાની વાતો કરજો. જે બોલતાં શરમ આવે, જે બોલતાં કોઈ સાંભળશે તો શું કહેશે, એવી શંકા થાય તેવી વાણી બોલવી નહિ.

અતિશય સુખ ભોગવવાની આસક્તિ રાખવી એ સ્ત્રીઓના હૃદયમાં વિષનું કામ કરે છે. ઇંદ્રીયસંયમ કરવો, અર્થાત ઇંદ્રીઓને પોતાના વશમાં રાખવી એ આપણા ધર્મરક્ષણનો મુખ્ય ઉપાય છે. જે સ્ત્રીની ઇન્દ્રિયો વશમાં હોતી નથી, તેનું અધઃપતન થતાં વાર લાગતી નથી. ઇંદ્રિયોની ચંચળતા જ મનુષ્યોને પશુ બનાવી શકે છે. તમારી વર્તણુંક ઉપર તીક્ષ્ણ દ્રષ્ટિ રાખવી જોઇએ કે જેથી તેમાં કોઇપણ રીતે દોષનો સંચાર થઇ શકે નહિ.

દરેક સ્ત્રીએ પરમેશ્વર ઉપર અટલ ભક્તિ રાખવી જોઇએ અને પોતાના તથા પતિના ચરિત્રની મંગલ કામનાને માટે ભક્તિ ભાવથી ઇશ્વરની આરાધના કરતા રહેવું જોઇએ. તમારે તમારા દોષ કે અવગુણોને પતિથી છુપાવવાને માટે કદી પણ યત્ન ન કરવો જોઇએ: પણ તે દોષો અને અવગુણોનો ત્યાગ કરવા માટે પતિની પાસેથી ઉપાય જાણી લેવા અને પછી યત્ન કરી તેનો ત્યાગ કરવો જોઇએ.

સ્ત્રીએ કોઇપણ વાત, દોષ, કે ભૂલ થઇ હોય તો તે પતિથી છાની રાખવી ન જોઈએ. તે વાત પતિને કહેવામાં શરમ રાખવી નહિ પણ હવે તેવી ભૂલ ન થાય તે માટે સાવધાનતા રાખવા યત્ન કરવો જોઇએ.

સતી સ્ત્રીઓનાં પરાક્રમ અપાર અને સતીત્વનો મહિમા અપૂર્વ હોય છે તેમની દૃષ્ટિમાં અમૃત અને અગ્નિ બંને રહે છે. તમે સર્વેએ સતિ દમયંતિનું ચરિત્ર્ય સાંભળ્યું હશે. જ્યારે નળરાજાની સાથે

તે વનમાં ગઇ અને જંગલમાં નળ તેને રખડતી એકલી મૂકી ચાલ્યો ગયો, ત્યારે દમયંતી એકલી પડી, તે પછી નિર્જન વનમાં નળને શોધતી એકલી આમતેમ રખડતી હતી, તેવામાં ત્યાં અજગરે તેને ગળવા માંડી, તે અજગરને એક શિકારીએ મારી નાખી દમયંતિને ઉગારી તો ખરી, પણ તેનાં રૂપયૌવનને જોઇ તે પાપી શિકારીનું મન લોભાયું અને આવા નિર્જન અરણ્યમાં આવી રૂપવાન સ્ત્રીને જોઇ તેને મેળવવા તે તેની સામે આવ્યો. જેથી તેણે તે શિકારીને ઘણો સમજાવ્યો અને કહ્યું કે:—ભાઇ, મારા જેવી એકલી અરણ્યમાં રખડતી સતિ સ્ત્રીને તારે મદદ કરવી જોઇએ, તેને બદલે તું મને ભ્રષ્ટ કરવા ઇચ્છે છે, પણ તેથી તું નાશ પામીશ. માટે મને મારે રસ્તે જવા દે. આમ છતાં જ્યારે તે શિકારીએ ન માન્યું ત્યારે તે દમયંતી જેવી સતી સ્ત્રીની અગ્નિમય દૃષ્ટિથી બળી ભષ્મ થઇ ગયો. આવી રીતે જે સ્ત્રીઓ પતિવ્રતને પાળનારી હોય છે તેના સામર્થ્યની સીમા હોતી નથી. આવી સ્ત્રીઓની દૃષ્ટિ પવિત્ર હોય છે.

સાવિત્રી નામની સતીએ પોતાના સતીત્વના તેજોમય પ્રભાવથી પોતાના મૃત્યુ પામેલા પતિ સત્યવાનને પણ જીવાડયો હતો. તેનું દૃષ્ટાંત પણ તમારા વાંચવામાં આવ્યું હશે. સતીત્વનો આવો અદભૂત મહિમા છે. જુવો બ્હેનો, તમારે પણ દમયંતિ અને સાવિત્રી જેવાં થવું હોય તો તમારા સતીત્વનું સંરક્ષણ કરજો અને પતિ સેવામાં મગ્ન રહી પતિવ્રતપણાને પ્રાણથી પણ અધિક ગણજો. સતી સ્ત્રીઓનો એવો અપૂર્વ પ્રભાવ છે! કે જે સેંકડો મુખે વર્ણન કરવા છતાં પણ સતીના અને સતીત્વના ગુણોનું વર્ણન થઇ શકતું નથી. સતી સ્ત્રીઓ કેવી રીતે પોતાના ઉપર આવી પડતી ઘોર વિપત્તિઓ અને લાલચોમાંથી પોતાની પવિત્રતાનું રક્ષણ કરી શકે છે એ વાત

સીતાના દૃષ્ટાંતથી સારી રીતે જાણી શકાય છે. સતી સીતાએ પરમ પરાક્રમી રાવણના વશમાં પડયા છતાં પણ પોતાના સતીત્વરૂપ ધનનું પૂર્ણપણે રક્ષણ કર્યું હતું. રાવણે હજાર પ્રકારે સમજાવવા છતાં ભય બતાવવા છતાં, વિનય, તિરસ્કાર અને ક્રોધ કરવા છતાં પણ તે જરા પણ વિચલિત થયાં નહોતાં. અને તેમણે રાવણના અતુલઐશ્વર્ય, પ્રબળપરાક્રમ અને દેવોને પણ વશ કરવાની શક્તિને એક તૃણસમાન તુચ્છ માની. તે સમજતાં હતાં કે પતિ એક જ હોઈ શકે છે. અન્ય પુરુષની સાથે વાત કરવી તે પતિવ્રત ધર્મથી ભ્રષ્ટ કરનાર છે. તે સમજતાં કે સતીત્વ એજ સ્ત્રીઓનું જીવન અને તેમની સઘળી સમ્પત્તિ છે. સતીત્વ ધર્મને ખોયા પછી જીવવા કરતાં મરવું ઉત્તમ છે. જે સ્ત્રીને સતીત્વ પ્રાણથી પણ પ્રિય, પૂજ્ય, આદરણીય અને અમૂલ્ય છે તે સતી, પાપી અને દુરાચારિયોના વશમાં રહેવા છતાં પણ પવિત્ર અને નિષ્કલંક રહી શકે છે. શુદ્ધ આચરણનું સેવન કરનારી સતી સ્ત્રિયોનાં મન ઘણાં જ સૌમ્ય અને સ્થિર હોય છે. તેનું હૃદય સમુદ્રના સમાન ગંભીર, આકાશની માફક અનન્ત, ફુલની સમાન કોમળ તથા સતીત્વનું રક્ષણ કરવાને માટે વજ્રથી પણ વધુ કઠિન છે. તેના સાહસની હદ હોતી નથી. ધર્મ અને વિપત્તિગ્રસ્ત પતિનું રક્ષણ કરવાને માટે તેનું સાહસ બહુ જ દૃઢ અને પ્રશંસનીય હોય છે. સત્સાહસના પ્રભાવથી સીતા અને દ્રૌપદી પોતપોતાના પતિને ચતુર મંત્રિની માફક ઉત્તમ સલાહ આપ્યાં કરતાં હતાં.

જેવી રીતે સતી સ્ત્રીઓ પોતાની પવિત્રતાને નિષ્કલંક રાખીને ખરા સુખ અને ઇશ્વરના આશીર્વાદને મેળવે છે. તેમ સર્વ લોકોની પ્રીતિભાજન બનીને તે પતિ સેવાથી આલોકમાં અક્ષય સુખની અધિકારિણી થાય છે, તેવી જ રીતે કુલ્ટા સ્ત્રિયો જ્યાં ત્યાં તિરસ્કારને

પામે છે અને દારુણ આપત્તિ ભોગવીને જીવતાં જ મરવા સમાન થઈ રહે છે. લોકો તેના પ્રતિ અરુચી રાખે છે. અને એવી રીતે તેનો જ્યાં ત્યાં ધિક્કાર થતો જોઇ તે અધીર થવાથી સંસાર તેને અંધકારમય જણાય છે.

આપણાં પુરાણોમાં જણાવ્યું છે કે દુરાચારિણી સ્ત્રીઓ નરકના ભયંકર અગ્નિમાં પડીને અત્યંત કષ્ટ ભોગવે છે. સતી સ્ત્રી સ્વર્ગની દેવી સમાન ઉચ્ચ, પવિત્ર અને પૂજનીય હોય છે. અને કુલ્ટા સ્ત્રીઓ નરકના કીડા કરતાં પણ તુચ્છ, અપવિત્ર, વ્યભિચારિણી અને સંસારમાં કંટકસ્વરૂપ છે. આવી સ્ત્રીઓથી સમાજને જે હાનિ થાય છે તે ઘણી જ ભયંકર હોય છે.

સંસારમાં સતીની તુલના બીજા કશાથી થઇ શકે તેમ નથી. તેનો મહિમા અનંતકાલ સુધી ગાય તોપણ ઓછો છે. સાધ્વી સ્ત્રીઓનાં સુખ, સન્માન અને શાંતિ અટલ હોય છે. કલંકિની સ્ત્રી હંમેશાં દુઃખ, અનાદાર અને અશાંતિ ભોગવ્યાં કરે છે. સતી સ્ત્રિયો સેંકડો થીગડાંવાળું જીર્ણવસ્ત્ર પહેરી પોતાના ભિખારી પતિની ઘાસની ઝુંપડીમાં રહીને પણ પવિત્ર સુખનો ઉપભોગ કરે છે. જ્યારે દુરાચારિણી સ્ત્રિયો મનોહર ઉંચા મહેલોમાં રહી, સુવર્ણનાં રત્નજડિત આભૂષણો પહેરી સર્વ તરેહના રાજસી સુખ હોવા છતાં પણ પતિસેવા તુલ્ય ખરા સુખના આનંદનું મોં જોઇ શકતી નથી.

સતી સ્ત્રીયો દેવી સમાન પૂજનીય અને કુલ્ટા સ્ત્રીયો શીયાળ કે કુત્તરીની સમાન તિરસ્કાર કરવા લાયક છે. તેમના દુઃખ અને આપત્તિની હદ નથી. તે હસતાં હસતાં પતિને ભોળવી તેનું માથું પણ ઉડાવી દેવાને ચૂકતી નથી, આ સંસારમાં એવું કોઇ કુકર્મ નથી કે જેને કુલ્ટા સ્ત્રી ન કરી શકતી હોય. ચાણુકય કહે છે કેઃ—“જે ધ-

રમાં સાપ રહેતો હોય તે ઘરમાં રહેવું, તેમ જ દુષ્ટા સ્ત્રીના પતિ હોવું એ બંને સરખું છે. હજારો પ્રકારની સાવધાની રાખવા છતાં પણ કોઇ પણ એક દિવસે તેને જરૂર પ્રાણને ખોવો પડે છે."

આ વિષે વધુ કહેવાની જરૂર નથી, માત્ર એટલુંજ યાદ રાખજો કે પવિત્રતાનો ત્યાગ ન કરવો જોઈએ. દરેક સતી સ્ત્રીએ પ્રત્યેક કામમાં પવિત્ર રહેવું એજ તેનો ઉચિત ધર્મ છે. પવિત્રતા રહિત સ્ત્રી અને પ્રાણ રહિત શરીર એ બંને સરખું છે. માટે બ્હેનો, તમારે પણ જો સુખનો અનુભવ કરવો હોય તો તમારી પવિત્રતાને જાળવી તમારા પતિવ્રતનું રક્ષણ કરજો. સ્ત્રી પોતે જ જો પોતાના સતીત્વનું રક્ષણ કરવાની ઇચ્છા રાખશે, તો જ તે તેનું રક્ષણ કરી શકશે. જે પોતાનુ રક્ષણ કરવાનું ઇચ્છે છે તેજ સુરક્ષિત રહી શકે છે. નહિ તો સંસારનાં કોઇ પણ અન્ય મનુષ્યો તેનું રક્ષણ કરી શકતાં નથી.

મનુ ભગવાન કહે છે કેઃ–"વિશ્વાસુ અને હિતેચ્છુ લોકોથી રક્ષાયલા ઘરમાં પણ સ્ત્રીઓ સુરક્ષિત રહી શકતી નથી. જે જાતે જ પોતાનું રક્ષણ કરી પવિત્રતાને જાળવવાની ઇચ્છા રાખે છે, તે જ સુરક્ષિત રહી શકે છે." અને તેથી તમારે જાતે જ તમારૂં રક્ષણ કરવાને માટે હંમેશાં સાવધાન રહેવું જોઇએ. જે સ્ત્રીઓ પોતાનું રક્ષણ શી રીતે કરવું તે ન જાણતી હોય તેણે પોતાના પતિ પાસેથી તેનું શિક્ષણ મેળવવું જોઈએ. દરેક સ્ત્રીએ પોતે પોતાના હૃદયને પવિત્ર રાખી ચરિત્ર નિર્મળ બનાવી પોતાના સતિત્વનું રક્ષણ કરવું એ તેનો ધર્મ છે. તેણે પોતાના પતિને જ પોતાનું સર્વસ્વ સોંપી દેવું જોઇએ. અને જે કાંઈ જરૂર હોય તે પતિ પાસેથી મેળવી પતિથી સંતુષ્ટ રહેવું અને તેમને સંતુષ્ટ રાખવા. કેમ કુમુદિની

બ્હેન હવે અટકાવીશું. આજે તો મેં આપણા સ્ત્રીઓના અમૂલ્ય રત્નને સાચવવાનો ઉપદેશ આપ્યો છે. હવે વળી કાલે બીજું કંઈ કહીશું. ”

આ સાંભળી મેં કહ્યું–હા બ્હેન! જો તમારી મરજી હોય તો ભલે બંધ કરો. રસના ઘુંટડા તો થોડા થોડા પીવાય તો પચે. આજનો ઉપદેશ તો અમૂલ્ય છે. જે ધનને સાચવવાથી સ્ત્રી દેવી બને છે તે ધનને સાચવવા દરેક સ્ત્રીએ લક્ષમાં રાખવું એ કાંઈ ઓછું છે? લ્યો હવે ત્યારે ઉઠીએ, કેમ રજા છે?

શારદા—“ હા બ્હેન! આવજો. હું પણ જરા કામ છે તે આજે બહાર જવાની છું. આજની વાત દરેક બ્હેનો બરાબર યાદ રાખશો એવી આશા છે અને જેમ બને તેમ દરેક સ્ત્રી પોતાના આવા સત્તિત્વરૂપ અમૂલ્ય રત્નને સાચવવા યત્ન કરશે એવી આશા છે. ”

આ પછી અમે સર્વ ઉઠી પોત પોતાને ઘેર ગયાં.

---

## પ્રકરણ છઠું.

### સ્ત્રીએ પોતાના પતિની સાથે કેવી રીતે વર્ત્તવું.



આજે પણ અમે સર્વ પરવારી શારદા બ્હેનને ત્યાં ગયાં. અને ત્યાં દરરોજના નિયમ પ્રમાણે શારદા બ્હેને ઉપદેશ શરૂ કર્યો.

મેં કહ્યું કે—“ શારદા બ્હેન! પતિની સાથે અમારે કેવી રીતે વાતચિત કરવી અને તેમના મનને સંતોષ આપવો તે વિષે આજે કંઈ કહો તો સારૂં. ”

**શારદા—** " હા બ્હેન, આજે તેવા જ બે બોલ કહેવાનો મારો પણ વિચાર છે. જેની સાથે રાત દિવસ રહેવાનું છે અને જન્મારો ગાળવાનો છે તે પતિની સાથે શી રીતે રહેવું, શી રીતે વાતચિત કરવી અને તેના મનને સંતોષ આપવો તે દરેક સ્ત્રીએ જાણવાની ખાસ અગત્ય છે. સ્ત્રીનો પોતાના પતિની સાથે અનન્ત સંબંધ છે, જેની સાથે આવો દૃઢ સંબંધ છે, જેની કૃપા અને શ્રદ્ધા ઉપર જ સ્ત્રીના સમસ્ત જીવનના સમસ્ત સુખ સૌભાગ્યનો આધાર છે, તેની સાથે ઘણો જ વિચાર કરીને દિલખોલીને વાતચિત કરવી જોઈએ. ઘણી સ્ત્રીઓ પોતાના પતિની સાથે નિર્લજ્જ વાતો કરવામાં પ્રસન્નતા માને છે. એક બે જુઠી ગમે તેવી આડી અવળી વાતો કરીને સ્વામીના મનને રંજન કરવાનું ઘણી સ્ત્રીઓ પસંદ કરે છે. પણ તે યોગ્ય નથી. સ્વામી અને સ્ત્રી એક હૃદયરૂપ છે. તેઓ એક બીજાને અત્યંત પ્રિય હોય છે. એમ માનીને સ્ત્રીએ તેની સાથે નિર્લજ્જ અને અશ્લીલ વાતો કરવી કે એવો જ અયોગ્ય વ્યવહાર રાખવો એ શું સ્ત્રીનું કર્ત્તવ્ય છે? નહિ. એમ પતિની સાથે સરળપણે, નમ્રતાપૂર્વક અને ધૈર્યથી સત્ય વાતચિત કરવી જોઇએ. મિથ્યા આડો અવળો બકવાદ કરવો એ પતિને અપ્રસન્ન કરવા જેવું છે. એવી કોઈ વાત ન કહેવી કે જેથી પતિના મનને કષ્ટ થાય કે તેવી વાતથી તેનો જીવ ઉંચો થાય. જેમ પતિની સાથે અશિષ્ટ વાતચિત કરવી એ ખરાબ છે તેમ તેની સાથે અશિષ્ટ વ્યવહાર રાખવો કે નિર્લજ્જતા પ્રકટ કરવી એ પણ તેવું નિંદનીય છે.

કેટલીક સ્ત્રીઓ એવી હોય છે કે જે આખો દિવસ શુંઢમૂંઢ બેસી રહે છે અને પતિની સાથે ઘણીજ થોડી વાતચીત કરે છે. દસ વાતો પૂછતાં મહામૂશીબતે એક બે વાતોનો ઉત્તર આપે છે.

આવી સ્ત્રીઓ ઉપર એટલે થોડા બોલી સ્ત્રીઓ ઉપર અને આખો દિવસ મોં ચઢાવી બેસી રહેવાની ટેવવાલી સ્ત્રીઓ ઉપર તેના પતિનો અણગમો ઉત્પન્ન થાય છે; કારણ કે, સ્વભાવથી જ પુરુષ સ્ત્રીની પાસે મધુર વાર્તાલાપ કરવાની ઇચ્છા રાખે છે, જ્યારે તેની તે ઇચ્છા આપણે પુરી કરતાં નથી ત્યારે તે તેને પુરી કરવા આમતેમ ભટકર્યા કરે છે. જેથી દરેક સ્ત્રીએ હમેશાં મીઠી, નમ્ર અને નિસ્કપટ વાર્તાલાપથી સ્વામીના મનને પ્રસન્ન રાખવાની કોશીશ કરતા રહેવું જોઇએ. જયારે તે સંસારિક અનેક પ્રકારની ચિંતાઓથી બળ્યો ઝળ્યો શોકાગ્નિથી સંતપ્ત થઇને, વિષાદવાળા મુખે યા પોતાના જીવનના અંધકારના ઉંડા ખાડામાંથી ડુબતો બચવા માટે નિરાશ થઈ તમારી પાસે આવે ત્યારે તેવખતે તમારે મધુર અને ધૈર્યવાળી વાતોથી તેના મનને શાંત કરવાનો પ્રયત્ન કરવો જોઇએ.

સ્ત્રીએ જ્યાં સુધી બને ત્યાં સુધી પતિની મનોવેદનાને દુર કરવા માટે યત્ન કરવો એ તેનો પરમ ધર્મ છે. જે સ્ત્રીઓ પોતાના પતિની ઉપર ઉપલક સ્નેહ બતાવીને તેના મનને શાંત કરતી નથી અને તેની સાથે દીલખોલીને વાર્તાચિત કરતી નથી, તે કદી પણ પતિ પ્રેમને મેળવી શકતી નથી. આવી સ્ત્રીનું પોકળ કોઇએક દિવસે પકડાઈ જાય છે અને અંતે એક બીજામાં વિખવાદ ઉત્પન્ન થાય છે.

પતિને મોંઢે કહેવું કે હુંતો તમારા ઉપર બહુ પ્રેમ રાખું છું. એ યોગ્ય નથી, પણ પોતાના વર્તનથી પોતાનો તેના પ્રતિનો પ્રેમ બતાવી આપવો જોઇએ. મોંઢે વાતો કરવી અને કહી બતાવવું કે હું તમને ઘણા ચાહું છું એ કપટ તુલ્ય છે, બોલવું કંઈ અને ચાલવું કંઈ એ સ્ત્રીને અધમ દશાએ પહોંચાડનાર છે. માટે હમેશાં દરેક સ્ત્રીએ પોતાના પતિને પોતાની વર્તણુંકથી અને પતિસેવાથી પોતાનો પ્રેમ બતાવી આપવો જોઇએ.

ઘણી સ્ત્રીઓ પોતાના સ્વામીના કહ્યામાં બીલકુલ રહેતી નથી તે પતિનું કહ્યું માનતી નથી. પતિ કહે આમ તો તે કહે આમ, એમ ઉલ્ટું જ બોલનારી અને પતિ કહે તેથી વિરૂદ્ધ માર્ગે ચાલનારી હોય છે. આવી સ્ત્રીઓ પણ પતિના પ્રેમને મેળવી શકતી નથી. દરેક સ્ત્રીએ તો પોતાનાં મન, વચન અને કર્મથી પતિને તાબે થઇ પતિના કહ્યામાં રહેવું એમાં જ તેનું ભૂષણ છે. ઘણી સ્ત્રીઓ પોતાનો સ્વામી જે કહે તે પ્રમાણે જ વર્તનારી હોય છે. તે સ્ત્રીઓ પતિને વશ વર્તે છે અને પતિ જે કામ કરવાનું કહે તે તરત કરવા તૈયાર થાય છે; પતિ ખોટું કામ કરવાનુ કહે તો તેમાં પણ પોતાની હાયે હા ભેળવી દે છે. પતિ કહે કે " ચોરી કરવામાં કે જુઠું બોલવામાં પાપ નથી " તો તે પણ તે કબૂલ કરે છે; પણ કોઈ પણ વિષયમાં પોતાની સલાહ આપવાનું કે પતિ અવળે માર્ગે જતો હોય તો તેને ધૈર્યથી સલાહ આપવાની હિંમત રાખતી નથી. આવી રીતે 'હા એ હા' કરવાથી ભલે કદાચ પતિનું ચિત્ત પ્રસન્ન થઇ શકે છે, પરંતુ તેથી તેનું હિત થઇ શકતું નથી. માટે તેવે વખતે હીંમત રાખી પતિને સારે રસ્તે વાળવા ઉત્તમ માર્ગ બતાવવો જોઈએ.

પતિને અનેક કામમાં પોતાની પત્નિની સલાહ લેવાની જરૂર પડે છે તો તેવે વખતે સ્ત્રીએ તેને ઉત્તમ અને ખરી સલાહ આપવાને બદલે હામાં હા ભેળવી દેવી એ અનિષ્ટકર્તા છે. પતિ કોઇ પણ વાતને માટે આપણી સલાહ પૂછે તો તે વખતે ખરા ખોટાનો વિચાર કર્યા વગર તેની 'હા એ હા'માં આપણો મત ભેળવી દેવો નહિ. આવી બાબતોમાં વગર વિચાર્યે અને વગર સમજે હા એ હા કરવી એ મૂર્ખતા અને અવિચારનું કામ છે. પતિ કદાચ તમારી કોઇ ખરાબ કામ કરવા માટે સલાહ પૂછે, તો તે વખતે તમારાથી

જ્યાં સુધી બની શકે ત્યાં સુધી નિર્ભય થઇને, હિંમત રાખી તેના મનને કબજે કરી, પછી તેમાં તમને જણાતા દોષો સાફ સાફ બતાવી આપવા. આવા કામમાં જો તમે હા એ હા મેળવી દો અને ખરી સલાહ ન આપો, તેમ તેને ખરાબ કામ કરતાં ન અટકાવો, તો તમે જાતે જ તમારા હાથે તમારા પતિને એક મહા અંધકારમય અનિતિના ખાડામાં ધકેલી તેનું સર્વનાશ કરો છો. માટે આ વખતે દરેક સ્ત્રીએ હીંમત રાખી પોતાના પતિને ખરી સલાહ આપી તેને અવળે માગે જતો રોકવો જોઈએ.

અનેક સ્વાર્થી દુષ્ટ સ્ત્રીઓ પોતાના પતિને પોતાની સાસુ, નણંદ, દીયેર, કે એવાં બીજાં સગાંને માટે જુઠું ભરવી તેના પ્રતિ અપ્રીતિ કરાવે છે. અને ઘણીવાર તેમને માટે પોતાના પતિને એવું ભરાવી દે છે કે જે પતિ સાચું જ માને છે. અને ઘરમાં રાત દિવસ ક્લેશ કરાવે છે. આ પ્રમાણે પતિને જુઠું ભરવો કંકાશ કરાવવો અને એક બીજાનાં દીલ ઉંચાં કરાવવાં એ પણ નીચ કામ છે. માટે દરેક સ્ત્રીએ આ કાર્યથી પણ બચવું જોઈએ.

બ્હેનો ! તમારે આવા નિંદનિય કાર્યથી બચવું જોઇએ અને સર્વ કોઇની સાથે હળીમળીને સંપથી રહેવું. અને કોઈ દિવસ પોતાની સાસુ, નણંદ કે દીયેર, જેઠ વિરૂદ્ધ પોતાના પતિના કાન ભંભેરવા નહિ અને ઘરમાં એક બીજાના મન ઉંચા કરાવી કંકાશ વ્હોરી લેવો નહિ.

સ્ત્રીનું કર્તવ્ય છે કે તેણે પોતાના પતિને ઉત્તમ સલાહ આપી તેને પોતાનાં કુટુંબીયો સાથે સલાહ સંપથી રહેવામાટે સલાહ આપવી. અને પોતાના પ્રેમાળ સ્વભાવથી પોતાના ઉપર દરેકની પ્રીતિ થાય તેવું વર્તન રાખવું જોઇએ. પોતાના પતિની સાથે હંમેશાં તેનું મન

પ્રસન્ન થાય. તેવી રીતે ધીરજ અને શાન્તિથી વાતચીત કરવી અને હંમેશાં પતિને જોઇ પ્રસન્નતા દર્શાવી વાતચીત કરવી. કોઇપણ દિવસે પતિની સાથે ચઢેલું મોં રાખવું નહિ અને રીસાવું નહિ. પતિ બહારથી આવે તો તેને કોઇપણ એવી વાત ન કરવી કે તેને ઉકળાટ થાય પણ બહારથી ગમે તેવો બજ્યોઝજ્યો કે કામથી કંટાળી કે થાકી ઘેર આવે ત્યારે તમારી મધુર અને હાસ્યમય વાણીથી તેનો થાક અને કંટાળો મટી જવો જોઇએ અને તેની સાથે તેમના મનમાં શાંતિ અને આનંદ ઉદ્‌ભવવો જોઇએ. તેને એમ થવું જોઇએ કે કયારે ઘેર જઇ પતિનું હાસ્યવદન જોઇ મારાં નેત્રોને શિતળ કરૂં.

આ પ્રમાણે તમારે આખો દિવસ તમારા પતિની સાથે હસમુખા સ્વભાવથી વાતચિત કરવી જોઇએ. અને તમને જોઇને તે પ્રસન્ન થાય અથવા તમારી વાત સાંભળી તેનો ઉત્સાહ વધે કે આનંદ થાય તેવી રીતે તમારે તેમની સાથે વાતચિત કરતાં શીખવું જોઇએ. લ્યો ત્યારે હવે બંધ કરૂં છું. રોજ થોડું થોડું સારૂં, આટલું મનન કરશો તોજ ઘણું છે.”

આ સાંભળી સર્વેએ પણ તેવો જ વિચાર દર્શાવ્યો તેથી શારદા બ્હેને પોતાની આ વાતને બંધ કરી. અને અમે સર્વ અમારે ઘેર ગયાં.



# પ્રકરણ ૭ મું.

## સ્ત્રીઓનું શરમાળપણું અને લજ્જાશીલ સ્વભાવ.



આજે કામકાજથી પરવારી અમે સર્વે શારદાબ્હેનને ત્યાં વ્હેલાં ગયાં, ત્યાં ગયાં તો શારદાબ્હેન પણ પોતાના કામકાજથી પરવારી વ્હેલાં તૈયાર થઇને બેઠાં હતાં. અમને આવેલાં જોઈ તેમણે કહ્યું:—

શારદા—"જુવો બ્હેન, કાલે મેં તમને આપણા સતિત્ત્વ ધર્મ સંબંધે બે બોલ સંભળાવ્યા હતા તે સર્વ તમારા ખ્યાલમાં હશે જ. આજે સ્ત્રીઓએ પોતાનાં લજ્જા અને શીલને શી રીતે સાચવવું તેનું અને તેના મહત્ત્વનું વર્ણન કરૂં છું.

શીલધર્મને બરોબર પાળવાથી સ્ત્રીઓની સુંદરતા વધે છે અને મન પ્રફુલ્લિત રહે છે. સ્ત્રીઓને માટે શીલ અને લજ્જા એ બે ગુણ તેના હૃદયના એક કિંમતી અને સુંદર ભૂષણરૂપ છે. જે સ્ત્રીઓમાં શરમ કે લજ્જા હોતી નથી તે સ્ત્રીઓ ગમે તેટલી સુંદર હોવા છતાં પણ કુરૂપ છે એમ સમજવું જોઇએ. લાજશરમ વગરની સ્ત્રી નિર્લજ્જ અને કુલટા માનવી. તેને જોવાથી તેમજ તેનો સંસર્ગ રાખવાથી પણ ભય ઉત્પન્ન થાય છે. ખરેખર લાજ અને શરમ રાખવી તે તેમજ પોતાના શીલધર્મનું પાલન કરવું એ ગુણ એવા છે કે જેના વગર સ્ત્રીઓના સઘળા ગુણો પણ ફીકા પડી જાય છે. જે સ્ત્રીઓ

પોતાના શીલને પ્રાણ કરતાં પણ ઉત્તમ ગણે છે તેજ સ્ત્રીઓ લાજ અને શરમવાળી હોય છે. આવી સ્ત્રીઓ પરપુરુષની સાથે વાતપણ કરી શકતી નથી અને કદાચ તેવો પ્રસંગ આવે તો તેની સાથે વાત કરવામાં પણ તેને મોંઢે ફાકા પડી જાય છે. પોતાના પતિ સિવાય અન્ય કોઈપણ પુરુષ સાથે તે સંભાષણ કે છુટથી વાતચિત કરી શક્તી નથી.

લજ્જાશીલ વગરની સ્ત્રીઓ ઉપર લોકોની અંતરની શ્રદ્ધા કે પુજ્યબુદ્ધિ ઉત્પન્ન થતી નથી. ઘણી જગ્યાએ જોઇશું તો લાજ-શરમ વગરની સ્ત્રીઓ ઉપર મનુષ્યમાત્રનો સ્વભાવથી જ કાંઇક આંતરિક ક્રોધ અને તિરસ્કાર રહે છે. આવી સ્ત્રીઓ જ્યાં ત્યાં તિરસ્કારને પાત્ર થવી જ જોઇએ. કેમ કે જો તેમના ઉપર જ્યાં ત્યાં તિરસ્કાર ન થતો હોય તો તે જરૂર પોતાના મૂલ્યવાન રત્નને ખોઇ બેસતાં વાર લગાડતી નથી.

મર્યાદાશીલવાળી સ્ત્રીઓનું લજ્જાવાળું મુખકમળ ઘણું જ મધુર હોય છે, તેને જોઇ પવિત્ર ભાવ ઉત્પન્ન થાય છે. અને મન ભક્તિભાવથી ભીંજાઈ જાય છે. લજ્જાશીલવાળી સ્ત્રીઓનું હૃદય પવિત્ર, કોમલ અને સ્નેહપૂર્ણ હોય છે. પુરુષના જેવા જ સ્વભાવવાળી લજ્જાવગરની સ્ત્રીઓનાં હૃદય ઘણે ભાગે અપવિત્ર અને કઠોર હોય છે. તેના મનના ભાવ, વાતચિતની રીતભાત, ચાલચલ્કત સર્વ જુદા જ પ્રકારનાં હોય છે. તે સહેજ બાબતમાં પણ નિંદનીય મોજમઝામાં પ્રીતિ રાખ-નારી હોય છે અને અંતે તેનો સ્વભાવ પણ જલ્દી બગડી જાય છે. જો તેનામાં કદી કાંઈ ગુણ હોય છે તો તે પણ મલીન થઈ જાય છે અને તેના દ્વારા સમાજને નુકશાન થયા વગર બીજો કંઈ પણ લાભ થવાનો સંભવ નથી. જે સ્ત્રીમાં લાજશરમ નથી, તેવી સ્ત્રી ગમે તેવી વિદ્વાન હોય છતાં પણ તેના કરતાં લાજમર્યાદાશીલ મૂર્ખ સ્ત્રી

હજાર દરજ્જે શ્રેષ્ટ છે. લજ્જાશીલ ગુણુવાળી સ્ત્રીની તો વાત જ જુદી છે. તેના ઉપર લોકોની પૂજ્યબુદ્ધિ અને પ્રીતિ ઉત્પન્ન થાય છે. સ્ત્રીઓમાં મર્યાદાનો ગુણુ એવો હોય છે કે જો તેઓ તેનું યથાર્થ રીતે પાલન કરે છે તો તે ગમે તેવી હોય છે તોપણુ તેને ગુણુવાન અને સાધ્વીબનાવી દે છે.

આજકાલ કળિકાળમાં સ્ત્રીઓમાંથી લજ્જાશીલતાનો ગુણુ લુપ્ત થતો જાય છે. તેમાં પશ્ચિમની વિદ્યા અને સુધારાવાળાઓના સંસર્ગથી જે થોડો ઘણો પણુ લજ્જાશીલતાનો ગુણુ સ્ત્રીઓમાં રહેલો છે તે નષ્ટ થવા બેઠો છે. જ્યાં પરપુરુષ સાથે વાત કરવી કે તેના સંસર્ગમાં આવવું તે પણુ સ્ત્રીને આ ગુણુથી ભ્રષ્ટ કરનાર છે, ત્યાં આજે સ્ત્રીસ્વાતંત્ર્યનો પવન ફુંકાતાં—ભાષણોમાં અને પાર્ટીઓમાં સ્ત્રીઓએ અન્ય પુરુષો સાથે જવું, તેની સાથે હસ્ત મેળાપ કહો કે જે કહો તે કરવું, છુટથી બોલવું, તેના સંસર્ગમાં આવવું, આ સર્વ સ્ત્રીઓની સ્વતંત્રતાના પવને જે હીલચાલ કરવા માંડી છે તે સર્વ અનિષ્ટકર્ત્તા અને સ્ત્રીની લજ્જાશીલતાના અમૂલ્ય ગુણુનું નિકંદન કરનાર છે.

જે સ્ત્રીઓ લાજમર્યાદાને માટે લજ્જાળુ–વૃક્ષ–( રીસામણી મનામણીના ઝાડ ) જેવી શરમાળ છે તેના હૃદયને ખરાબ ભાવનાઓ સ્પર્શ પણુ કરતી નથી. તેવી સ્ત્રીઓ લજ્જાશીલતાના ઉત્તમ ગુણુના બદલામાં ભીરુતા, દયાલુતા, નમ્રતા, સત્યપ્રિયતા અને પરદુઃખ ભંજનતા વિગેરે અનેક ઉત્તમ ગુણોને મેળવી શકે છે. આવી સ્ત્રીઓ ઈશ્વર કૃપાથી જેવું સુખ ભોગવી શકે છે તેવું સુખ લાજશરમ વગરની સ્ત્રીઓને માટે દુર્લભ હોય છે. પરમાત્મા પણુ આ ગુણુ-વાળી સ્ત્રીઓ ઉપર હંમેશાં પ્રસન્ન રહે છે.

લાજશરમ વગરની સ્ત્રીઓ ઉપર જેવી રીતે લોકોની ફિટકાર રહે છે અને તે જ્યાં ત્યાં તિરસ્કારને પાત્ર થાય છે, તેવી રીતે ઇશ્વરની પણ તેના ઉપર ફિટકાર રહે છે અને તેમની અપ્રીતિના પાત્ર રૂપ તે થઈ રહે છે. આવી સ્ત્રીઓ ખરાબ સ્વભાવની, કલેશકંકાશ કરનારી, જ્યાં ત્યાં લડવા ઝઘડવા તૈયાર રહેનારી અને અશ્લીલ વાણી બોલનારી હોય છે. જેથી આવી સ્ત્રીઓની સાથે વાતચીત પણ ન કરવી જોઇએ. આવી સ્ત્રીઓ સમાજના કંટક રૂપ હોય છે અને તેમના સંસર્ગમાં આવનારને બગાડનાર હોય છે.

લજ્જાવતી સ્ત્રીઓનું હૃદય અત્યંત શક્તિશાલી હોય છે. અને તે પોતાની ઇન્દ્રિયોને પોતાને વશ રાખનારી હોય છે તે પોતાની શક્તિથી દુશ્ચરિત્રોને વશ કરી તેનો પરાજય કરી શકે છે. ખરાબ રસ્તે લઈ જનારી આપત્તિઓ તેની નજીક આવી શકતી નથી. પવિત્રતાથી તેનામાં આંતરિકભક્તિ અને પ્રીતિ રહે છે. આ સંસારમાં રહેવાને માટે દરેક સ્ત્રીએ પોતાની પવિત્રતાને જાળવવા માટે પ્રથમ પ્રયત્ન કરવો જોઇએ. જે ઘરમાં પવિત્રતા નથી તે ઘરમાં સુખ શાંતિની આશા રાખવી એ વ્યર્થ છે. માટે દરેક સ્ત્રીએ પોતાની પવિત્રતા જાળવવાને માટે આ લજ્જાશીલતાના ઉત્તમ ગુણને ધારણ કરી રાખવો જોઇએ. જે સ્ત્રીઓમાં લજ્જા નથી તેવી સ્ત્રીઓ પવિત્ર રહી શકતી નથી અને તે સ્હેજ લાલચમાં કલંકિત થઈ જાય છે. જે સ્ત્રીમાં જેટલી લજ્જા ઓછી તે સ્ત્રીઓમાં દુસ્સાહસ ઉત્પન્ન થાય છે અને તેને પગલે પગલે આપત્તિ અને વિઘ્નને સહન કરવાં પડે છે. એથી દરેક સ્ત્રીએ લજ્જાહીનપણાને વિષની માફક ત્યાગ કર્યા વગર છૂટકો જ નથી.

ઘણી સ્ત્રીઓ પોતાના બનેવી, નણદોઇ, કે એવાજ અન્ય

સગાંઓ સાથે છુટથી બોલનારી હોય છે અને તેની મશ્કરી ઠઠ્ઠા કરવાને માટે ગમે તેવી અસ્લીલવાણી બોલતાં જરાપણ શરમાતી નથી. આ સ્ત્રીઓ ઘણીવાર તેમની સાથે એવી બેશરમી અને નિન્દિત રસીકતાપૂર્ણ વાતો કરે છે કે જે સાંભળી આપણા મનમાં ક્રોધ ઉત્પન્ન થયા વગર રહેતો નથી. આવી વાતો સ્ત્રીઓએ હાસ્યરસને જમાવવા કે મિથ્યા આનંદ ને માટે પરપુરુષો સાથે કરવી એ શરમની વાત છે. સ્ત્રીઓએ નિર્લજ્જ મનુષ્યોની માફક કોઇપણ પ્રસંગે ગમેતો બનેવી કે નણદોઇ કોઇની પણ સાથે મિથ્યા હાસ્યમશ્કરીમાં પણ જે સાંભળતાં શરમ આવે એવી વાતો કરવી એ અનુચિત છે. અને તેને અનીતિના ઉંડા ખાડામાં લઇ જનારૂં છે. આ પ્રમાણે સ્ત્રીઓ જ્યારે તેમની છુટથી શરમ ભરેલી વાતોથી ઠઠ્ઠામશ્કરીઓ કરતાં અચકાતી નથી ત્યારે તેમની સાથે તે પુરુષો પણ છુટથી ગમે તેવું નિર્લજ્જ બોલે છે. અને તેથી એક બીજા છુટથી બોલતાં લાજ મર્યાદાનો ત્યાગ કરી અવળેરસ્તે વળતાં વાર લાગતી નથી. આમ જેવી સ્ત્રીઓ તેવાજ પુરુષ થઇ બંનેએ એકમેકથી ચઢે તેવી બેશરમી વાતો કરી ઠઠ્ઠા મશ્કરીઓ અને હાસ્યવિનોદ કરવો એ ઘણુંજ નિંદનીય છે. આવી સ્ત્રીઓ ઘણીવાર એમ સમજે છે કે અન્ય પુરુષોની આગળ આમ બોલચાલ કરવાથી પોતાની હોંશીયારી અને બોલે બંધાતી નથી તેવી ચાલાકી જણાય છે, પરંતુ આ તેમની મોટી ભૂલ છે. આવી લાજશરમ વગરની સ્ત્રીઓને ભલે મોંઢામોઢ કોઇ કશું ન કહે; તો પણ પાછળથી તેની સર્વ કોઇ નિંદા કરે છે. અને તે ગમે તેટલી પવિત્ર હોય છતાં પણ તેને માટે લોકો શંકા કરે છે. માટે કોઈપણ સ્ત્રીએ આવી રીતે પોતાના સગાં વ્હાલાંની સાથે પણ ઠઠ્ઠા મશ્કરીઓ કે નિર્લજ હાસ્યવિનોદ કરવો નહિ.

કદાચ જો તમારે તમારા બનેવી કે નણદોઇની સાથે સાધારણ હાસ્યવિનોદની વાતો કરવી હોય તો કરવી પણ તે મર્યાદાની બહાર કે નિર્લજ ન હોવી જોઇએ, કે જેથી તમારી પવિત્રતાને માટે કોઇને શંકા જાય કે તમારામાં દુષિત ભાવ ઉત્પન્ન થાય. યાદ રાખજો કે પવિત્રતા એજ સ્ત્રીઓનું જીવનસર્વસ્વ છે. કાંઇ પણ વાતચિત કે કોઇ પણ કામ કરતાં તમારી પવિત્રતાને ધોકો ન લાગે તેની સાવધાની રાખજો. તમારે સર્વ કરતાં તમારી પવિત્રતા ઉપર દ્દઢ અનુરાગ રાખવો જોઇએ. અને તેથી દરેક સ્ત્રીએ એવી નિંદનિય હાસ્યવિનોદ અને મોજમઝાનો ત્યાગ કરવો જોઇએ. કદાચ જો કોઇને આ પ્રમાણે બોલવા ચાલવાની ટેવ પડી ગઇ હોય તો, તેનો ત્યાગ કરવા પ્રયત્ન કરવો એજ તેનું ભૂષણ છે.

દરેક સ્ત્રીએ ગમે તેમ બોલવું અને ગમે તેમ ચાલવું અને મનમાં ફાવે તેમ કરવું એ ઘણુંજ નિંદનીય છે. આપણામાં દરેક નાતમાં લગ્ન પ્રસંગે ખરાબ ગીતો ગાવાનો સ્ત્રીઓમાં ચાલ પડી ગયો છે. આ પ્રસંગે ઘણી સ્ત્રીઓ બોલવા ચાલવામાં અને ગીતો ગાવામાં એવી નિર્લજ્જ અને શરમ વગરની બની જાય છે કે તેઓ ગમે તેવાં કાને પણ સંભળાય નહિ તેવાં, સ્ત્રીઓને મોઢે તો શું, પણ પુરૂષોને બોલતાં પણ શરમ આવે તેવાં ફટાણાં ગાય છે. અને વેવાઇ પક્ષને, વેવાણને અને તેનાં સગાંવહાલાંને ગાળો ભાંડે છે. અને તેના પોતાના બાપ, ભાઇ કે પતિ હોયતો તે સાંભળશે, તો શું કહેશે તેની પણ દરકાર રાખ્યા વગર ઉન્માદપણે ગમે તેવું નિર્લજ બોલે છે. આ ગીતો એવાં હોય છે કે જે સાંભળવાથી પણ મનને ગ્લાનિ પેદા થાય છે. આવાં ગીતો ગાવાં એ પણ નિંદનીય અને સ્ત્રીને અપવિત્રતાના અવળે રસ્તે દોરી જનાર છે. આવાં ગીત ગાનારી સ્ત્રીઓ પોતાના મનને

દૂષિત કરે છે. અને અન્ય સાંભળનારને પણ નિર્લજ્જ અને દૂષિત બનાવવાનું શિક્ષણ આપે છે. માટે દરેક બ્હેને આ મોટામાં મોટા અવગુણનો પણ ત્યાગ કરવો જોઇએ. સતી અને સાધ્વી સ્ત્રીના મોંમાંથી કદી પણ અશ્લીલ અને નિર્લજ વાણી નીકળતી નથી. તેનાથી તેવી વાણી કે ગીતાં સંભળાતાં પણ નથી, તો ગાવાની તો વાતજ શી ?

દરેક સ્ત્રીએ પોતાને નિર્લજ બનાવનાર કે કલંકિતનો દોષ લગાડનાર વાણી બોલવી નહિ. અને લગ્ન પ્રસંગે પણ આવાં નિર્લજ અને શરમ ભરેલાં ગાળોથી ભરપુર ગીતાં ગાવાં ન જોઇએ.

ઘણી શરમની વાત છે કે સ્ત્રીઓમાંથી ધીમે ધીમે હવે આ લજ્જાશીલતાનો મુખ્ય ગુણ ઓછો થતો જાય છે. અને દેખાદેખી ઘણી સ્ત્રીઓએ હવે લાજ શરમ છોડી છૂટથી બોલવાના રીવાજને અને અન્ય પુરુષો સાથે ગમેતેમ સંભાષણ કરવાના રીવાજને ગ્રહણ કરવા માંડયો છે. લજ્જા એ સ્ત્રીઓની શોભારૂપ છે. લજ્જા જ તેની સુંદરતા અને લજ્જા જ તેના સદ્‌ગુણોના મૂળ રૂપ છે. છતાં કાંણજાણેકે કેમ સ્ત્રીઓ પોતાના આવા રમણીયરત્નને તિલાંજલી આપવા બેઠી છે ? કાંણ જાણેકે કેમ આવા અમૂલ્ય રત્નનો ત્યાગ કરવાની તેમની મતિ પ્રકટે છે ! આનું કારણ જોતાં હાલના જમાનાનો પાશ્ચિમાત્ય કેળવણીના સંસર્ગનો દોષ હોય એમ લાગે છે. વળી વધુ તપાસ કરતાં આમાં મુખ્ય દોષ, પુરુષો અને ઘરની મુખ્ય સ્ત્રીઓનો હોય એમ લાગે છે, ઘરની મુખ્ય સ્ત્રીઓ વધુ છુટથી લાજમર્યાદાનો ત્યાગ કરીને વર્તે છે તો તેને લીધે પેદા થયેલાં વિષમય ફળ ઘરનાં સર્વ માણસોને ભોગવવાં પડે છે. અને તેની દેખાદેખી તેની નાની છોકરીઓ પણ મોટી થતાં લાજશરમને ખોઇ બેસે છે માટે દરેક સ્ત્રીએ અને પુરુષે પોતાના ઘરમાં લાજ અને મર્યાદાનો

ત્યાગ ન થાય તેની કાળજી રાખવી જોઇએ અને વિવેકથી મર્યાદામાં રહી લજ્જાશીલતાનું પાલન કરીને વાતચિત કરવાની અને વર્તવાની ટેવ રાખવી જોઈએ.

જે સ્ત્રી લાજમર્યાદાશીલ હોય છે તેની ચાલચલકત અને રીતભાત જે પ્રકારની હોય છે તેના કરતાં લાજશરમ વગરની સ્ત્રીની વર્તણુંક જુદાજ પ્રકારની હોય છે. નિર્લજતા માત્ર વાતચીતથી જ જાણી શકાય છે એમ નહિ પણ તેની વર્તણુંકથી પણ જાણી શકાય છે. લજ્જાશીલ સ્ત્રીઓ કદી પણ પુરુષોના સંબંધમાં આવતી નથી તેને તેમની પાસે જવાની ઇચ્છાજ થતી નથી; છતાં કદાચ કોઇ કારણસર તેને અન્ય પુરુષોની પાસે જવાની જરૂર પડે છે, તો તે લાચાર થઇને પોતાનું મુખ નીચુ રાખીને અને પોતાના સમસ્ત અંગ અને આભૂષણોને ઢાંકીને ધીમે પગલે જાય છે. અને તેની સાથે વાતચિત પણ શરમાઇને નીચી નજરે કરે છે. આવી સ્ત્રીઓને અન્ય પુરુષ સાથે વાત કરતાં મોં ફીકું પડી જાય છે અને તેના મોં ઉપર શરમના શેરડા પડી જાય છે. આ લજ્જાશીલ સ્ત્રીઓનું લક્ષણ છે.

આપણા શાસ્ત્રમાં સ્ત્રીઓએ ઉતાવળાં ચાલવું, આછાં અંગ દેખાય તેવાં કપડાં પહેરવાં અને અંગ તથા આભૂષણો ખુલ્લાં દેખાય તેવી રીતે સાલ્લાનો છેડો ઉઘાડો રાખવાની મનાઈ છે. તમારે પણ આ ઉપદેશને ગ્રહણ કરવો જોઇએ. સ્ત્રીઓએ છુટથી ઉતાવળે અશ્લીલ વાક્યો બોલી વાતચીત કરવી એ અયોગ્ય છે. ઘણી સ્ત્રીઓ ઉતાવળે અને ઘાંટા પાડીને બોલવામાં પોતાની મોટાઈ માને છે. પણ તેમાં તેમની ભૂલ છે. આવી સ્ત્રીઓથી તો પુરુષોને પણ લજ્જિત થવું પડે છે. જ્યારે કોઈ મોટો માણસ આપણે ત્યાં બેસવા આવે છે તે વખતે તે સાંભળે તેમ ઘાંટા પાડીને બોલવું કે ઉતાવળે વાતો

કરવી એ તેની નિર્લજ્જતા સૂચવે છે. આથી તો સામો માણુસ આ-પણી અને આપણા ઘરની આબરૂ જોઈ જાય છે અને આપણી અ દનામી થાય છે. ઘણી સ્ત્રીઓ જ્યારે કંઈ સારાં ઘરેણાંગાંઠાં કે ઉત્તમ કસબી સાડી પોલકાં પહેરે છે ત્યારે તેની સુંદરતા જણાઈ આવે તે માટે હાથ ઉપરનો છેડો ઉંચો નાંખે છે, અને ગળાનો હાર કે પોલકું દેખાય તેમજ હાથનાં કડાં બંગડીયો દેખાય તે માટે તેના ઉપર સાડીનો છેડો ઢાંકતી નથી. તે ધારે છે કે મારી જણુસ ભાવ ને લુઘડાંલત્તાં અન્ય જુવે તો મનુષ્યો મારાં વખાણુ કરે અને તેથી તે જેમ બને તેમ પોતાનું અંગ તથા છાતી દેખાય તેવી રીતે કપડાં પહેરે છે. પણુ તે વિચાર કરતી નથી કે આપણાં ગુપ્ત અંગોને બીજા માણુસો જુવે છે. વળી કેટલીક સ્ત્રીઓ લગ્ન પ્રસંગે કે કોઇ બીજા સગાં વ્હાલાંને ત્યાં જાય છે ત્યારે આવીજ રીતે કપડાં પહેરે છે, એ ઘણુંજ ખરાબ છે. સ્ત્રીએ પો-તાનું શરીર ઢંકાય અને શરીરનો કોઈપણુ ભાગ બહાર જણાઇ શકે નહિ તેવી રીતે પોતાનું અંગ ઢાંકવું અને તેવી રીતે મર્યાદાપણે કપડાં પહેરવાં જોઈએ, તેમાંજ તેની આબરૂ છે. પોતાનું અંગ દેખાય તેવી રીતે કપડાં પહેરી જણુસભાવ બહાર બતાવવી એતો નિર્લજ્જતા છે. અને એથી કાંઈ મોટાઇ જણાતી નથી પણુ આપણી વાતો થાય છે, અને લોક આંગળીઓ કરી પાછળથી આપણી નીંદા કરે છે. માટે દરેક સ્ત્રીએ જો પોતાનામાં આ કુટેવ હોય તો તેનો ત્યાગ કરવો જોઈએ.

કેટલીક સ્ત્રીઓ બહારથી જોતાં તો ઘણી શરમાળ જણાય છે. પરંતુ ખરી રીતે જોતાં તે ઘણી બેશરમી હોય છે. આવી સ્ત્રીઓ ઉપરથી જોતાં અન્ય પુરુષોથી ઘણી શરમાય છે. પણુ તેનું અંતર નિર્લજ્જ હોય છે. આ સ્ત્રીઓ જ્યારે પોતાના પરિચિત માણસો સાથે વાતચીત કરે છે ત્યારે શરમાતી હોય તેવી અને જાણે મગનું

નામ મરી પણ જાણતી નહિ હોય તેવી લાગે છે; પરંતુ જ્યારે તે કોઇ અજાણ્યા માણસ સાથે વાત કરે છે ત્યારે તેનામાં જરાપણ શરમ જણાતી નથી. આવી સ્ત્રીઓ ગરીબ અને શરમાળ દેખાય છે પણ તેનું અંતર નિર્લજ્જતાનો માર્ગ શોધનારૂં હોય છે. માટે બ્હેનો તમારે અંતર અને બહાર તમારા મનને કબજે રાખી તમારા અમૂલ્ય આભૂષણ રૂપ આ લાજ અને શરમના ગુણનો ત્યાગ કરવો ન જોઈએ. અને કોઈ પણ પ્રસંગે નિર્લજ્જતાથી વાત કરવી કે વર્તવું નહિ.

તમારે તમારી ચાલચલ્કતને માટે એટલા સાવધાન રહેવું કે જેથી તમને કોઇપણ દિવસે નિર્લજ્જતા ડૂબાડી શકે નહિ. ઘણે પ્રસંગે સચ્ચરિત્રશાલ સ્ત્રીઓ પણ છુટથી બોલવા ચાલવાની કે વર્તનની રીત ભાતથી દોષિત યાને કલંકિત બની પોતાની પવિત્રતાને ખોઈ બેસે છે. માટે તમારે હંમેશાં તમારી બોલવા ચાલવાની રીત અને વર્તણુક ઉપર પણ સાવધાનતા રાખી તમારી પવિત્રતા જળવાય તેવી રીતે લજ્જા અને શીલનો ત્યાગ થાય નહિ તેવી રીતે વર્તવું.

ઘણી સ્ત્રીઓ પવિત્ર હોય છે, લાજમર્યાદાને પાળનારી હોય છે, અન્ય પુરુષો સાથે છુટથી વાતચિત કરતાં શરમાય છે, તોપણ તે જ્યારે પોતાની સરખી વયની અન્ય સ્ત્રીઓ મળે છે ત્યારે તેની સાથે વાતચિત કરતાં શરમને તિલાંજલી આપી દે છે. આ ટેવ પણ ખરાબ છે. અને તે સ્ત્રીને અપવિત્રતાને રસ્તે કોઈ વખતે લઈ જનાર છે, માટે તેનો પણ સાધ્વીસ્ત્રીએ ત્યાગ કરવો જોઇએ. ઘણી સ્ત્રીઓ પવિત્ર હોવા છતાં પણ દુરાચારી સ્ત્રીઓની સોબત કરવામાં કે તેના સંસર્ગમાં આવતાં અચકાતી નથી. કેટલીક પોતાના સગાં વ્હાલાંને ત્યાં જાય છે ત્યાં પોતાની બરોબરીની યુવતિયો સાથે ગમે

તેમ ચાલે છે અને ગમે ત્યાં હરફર કરે છે. અને આવી રીતે અન્ય સ્ત્રીઓ સાથે છુટથી બોલવા ચાલવામાં પોતાની લાજમર્યાદાને ભૂલી જાય છે. અને સ્ત્રીઓ સાથે હસવા બોલવામાં શી અડચણ છે એમ માની તેમની સાથે છુટથી વર્તે છે. નિર્લજ સ્ત્રીઓ તેવી પવિત્ર હૃદયની અને પોતાના બરોબર વયની યુવતીગો સાથે છુટથી વર્તનારી સ્ત્રીને અવળે રસ્તે ચઢાવી દે છે અને વખત આવતાં તે ઉપર રહી તેની પવિત્રતાનો ભંગ કરવારૂપ અત્યાચાર કરવાને પણ ચૂકતી નથી. માટે દરેક સ્ત્રીએ સાવધાન રહેવું જોઇએ અને પોતાની બરોબરીયા સ્ત્રીઓ સાથે પણ લાજમર્યાદા મૂકી વાત કરતાં અચકાવું જોઇએ: નહિતો કોઈ દિવસ અવળે રસ્તે ચઢી જતાં વાર લાગતી નથી.

બ્હેનો, તમારી પવિત્રતાને જાળવવા માટે, સતિત્ત્વનું રક્ષણ કરવા માટે અને પતિવ્રતપણામાંથી મન ચસવા માટે આ લજ્જાશીલતાનું પાલન કરવું જોઇએ. એજ તમારૂં જીવન અને એજ તમારૂં સર્વસ્વ છે એમ માનજો. તમે બોલવા ચાલવામાં લાજ મર્યાદાનું ઉલ્લંઘન કરશો નહિ તો તમારા ઉપર તમારા પતિની પણ પ્રીતિ વધતી જવાની અને ઘરમાં પણ સર્વ કોઈ તમારી મર્યાદા રાખી વર્તવાનાં. અને જ્યાં જશો ત્યાં તમારા ગૌરવ અને પ્રતિભાથી સર્વ કોઈ તમારૂં માન સાચવી વર્તવાનાં. માટે તમારે આ અમૂલ્ય આભૂષણને ગ્રહણ કરવું જોઇએ. કેમ ગિરજા બ્હેન ખરૂં છે ને ?”

ગિરજા—“હા બ્હેન ! એમાં ખોટું શું હોય, આ અમેય અહીં ન્હોતાં આવતાં ત્યારે એવાં જ હતાં, ગમે તેમ બોલતાં ને ગમે તેમ ચાલતાં. બપોરે નવરાશના વખતે ચાર જણીયો ભેગી થઈ ને ઠઠ્ઠા મશ્કરીયોમાં અને અન્યની કાથા કુબલીમાં ગાળતાં.”

મંછા—"હાસ્તો બા, તમારા તો રૂડા પરતાપ, કેવી કેવી ડાહી વાતો કહો છો. હું તો જ્યારની અહીં આવવા શીખી ત્યારથી જ મારે ઘેર જે રોજ કંકાશ થતો તે મટયો છે. અને એ પણ કહે છે કે તારે રોજ શારદા બ્હેનને ત્યાં જવું."

આ સાંભળી મેં કહ્યું—"ખરી વાત છે બ્હેન, આપણો સુધારો થયો છે તે એમના પ્રતાપ. એતો કહી છુટે પણ તે પ્રમાણે વર્તવાનું આપણા હાથમાં છે ને, બાકી આ કાંને સાંભળ્યું ને આ કાંને કાઢી નાંખ્યું. એમાં શો શુકરવાર થવાનો? જેટલું સાંભળી એ તેનું મનન કરી તે પ્રમાણે જો વર્તીએ તોજ આપણે સુખી થઇએ. એ તો આપણે માટે કહે છે. લ્યો બ્હેન! ત્યારે હવે રજા લઇએ?"

શારદા—"જેવી સૌની મરજી. આવજો બા. અને આ કહ્યું તે પ્રમાણે બને તેટલી રીતે વર્તવા પ્રયત્ન કરજો."

આ પછી અમે સર્વ અમારે પોત પોતાને ઘેર ગયાં,



## પ્રકરણ ૮ મું.

### સ્ત્રીઓએ ગુપ્ત વાત પ્રકટ કરવાની ટેવ અને વાચાળપણાનો કરવો જોઈતો ત્યાગ.



આ પછી મારા પતિની બદલી અંકલેશ્વરના મામલતદારની કચેરીમાં થઈ, જેથી મારે શારદાનો સંગ છોડી મારા પતિની સાથે અંકલેશ્વર જવું પડયું. અહીં આવ્યા પછી પણ મારા પતિની તો વિદ્યાર્થી અવસ્થા હતી. કારણ કે આખો દિવસ તેમને કચેરીમાં કારકુન તરીકેનું વૈતરૂં કરવું પડતું. ઉપરાંત—મામલતદારી મેળવવાની લાયકાત મેળવવા માટે ગ્રેજ્યુએટ થયા છતાં પણ તેમણે અહીં લોઅર અને હાયર સ્ટેન્ડર્ડની પરીક્ષા આપવાની હતી. જેથી રાત્રે અને સવારે તેમને કાયદા ગોખવા પડતા. તેમને પગાર હજુ પાંત્રીસ રૂપીઆજ મલતો. કચેરીમાં ઇન્કમટેક્ષ દફતરનું કામ કરવાનું જેથી ગામના ઘણા લોકો એમને મળવા આવતા, અને ઘણા સલામો ભરતા. એટલે એક રીતે પગારમાં જો કે અમારૂં પુરૂં થાય તેમ નહોતું, પણ આબરૂ સારી ગણાતી. જેથી અમારે લપડાક મારીને મોં રાતું રાખવાની માફક અમારી આબરૂના પ્રમાણમાં રહેવું પડતું. અહીં આવ્યા પછી અમે એક બ્રાહ્મણના મ્હોલામાં ઘર ભાડે રાખી રહેવા માંડયું. બપોરપછી મારા પતિ કચેરીમાં જાય ત્યારે હું નવરી પડતી, જેથી કોઈ સારાં સારાં પુસ્તકો વાંચી મારો દહાડો કાઢતી. એકાદ બે મહીના થયા એટલે ઓળખાણ પારખાણ

થતાં અડોશી પડોશીની સ્ત્રીઓની સાથે સહીપણાં થયાં. જેથી બપો-રના વખતે જે મને પહેલાં ગમતું નહિ તે હવે ગમવા માંડયું. અ-મારી પડોશમાંજ એક નવલરાંમ કરીને કારકુન રહેતા હતા તેમ-ની ચાલીસ પીસ્તાળીસ વર્ષેકની ઉમ્મર હતી. તેમની સ્ત્રી પણ આધેડ ઉમ્મરની હતી, છતાં તેમનો પગાર ત્રીસ રૂપીયાજ હમણાં થયો હતો. આ નવલરાંમની પત્નિ મહાલક્ષ્મીકરીને હતી તે રોજ રાત્રે બિચારો નવલરાંમ કચેરીમાથી ઘેર આવે ત્યારે 'ફલાણી વસ્તુ લાવતા નથી. કાલેતો મારે આ ચીજ જોઇશેજ.' આમ કહી તેને સતાવતી. આ બાઇને મોટા બે પુત્રો હતા. તે સુરત હાઇસ્કુલમાં ભણુતા હતા તે-મને પણ રૂપિયા નવલરાંમને મોકલવા પડતા હવે ત્રીસ રૂપિયામાં છોક-રાંને શું ભણાવે કે ઘરનું પુરૂં શી રીતે કરે! એટલે આમ રોજ કકળાટ થતો.

આ જોઈ મને તેમના ઉપર દયા આવતી. હું ઘણીવાર તેમને ત્યાં જતી, અને આડીઅવળી વાતો કરી પાછી આવતી. એમ કરવાથી તે પણ મારે ત્યાં આવવા લાગી. ત્રણ ચારેક મહિનામાં તો અમારી શેરીનાં બૈરાં બધાં મારે ત્યાં આવવા લાગ્યાં. મેં પણ સમય જોઈ કંઈ સ્ત્રી ઉપયોગી વિષયોની ચર્ચા ચલાવવા માંડી અને કંઇક ખારી મીઠી વાતો કહેવા માંડી. મને કંઇક વાતચિત સંભળાવવાની ઇચ્છા એટલે મારેપણ તેમનો સુધારો થાય તેવી વાતો કહેવા માંડી. આજે મેં સ્ત્રીઓએ પોતાની ગુપ્ત વાતો પોતાના પતિ સિવાય બીજાને ન કહેવી એ સંબંધી કંઇક ચર્ચા નીચે પ્રમાણે ચલાવવા માંડી.

જુવો બ્હેન, આપણા મનની જે વાતો અત્યંત ગુપ્ત હોય તે વાતો, જે ગુપ્ત ભાવ આપણા મનમાં પ્રકટે તેને બહાર પ્રકટ કરવાથી નુકશાન થવાનો સંભવ છે, તેને ઘણીજ સાવધાનીથી ગુપ્ત

રાખવી જોઇએ. આપણી સખી સ્ત્રીઓને પણ આપના મનની ગુપ્ત વાત કરવી ન જોઇએ. કારણ કે આપણી કોઇ ગુપ્ત રાખવાની વાત જો આપણે બીજાના આગળ ભૂલેચૂકે પણ પ્રકટ કરી દઇએ છીએ, તો તેથી જે ભય, ચિંતા અને ઉદ્વેગ થાય છે તે બીજા કશાથી થતો નથી. સાધારણ રીતે કહેવત છે કે બિલાડીના પેટમાં ખીર ટકે તો સ્ત્રીઓના મનમાં વાત રહે. એટલે આપણો સ્ત્રીઓનો સ્વભાવજ એવો ચંચળ હોય છે કે કોઈ ગુપ્ત વાત આપણા મનમાં રહી શકતી નથી. તમે કદાચ કોઇને તે વાત, તે બીજાને નહિ કહે એવા વિશ્વાસથી કહેવા દોરાવ છો, પણ તે કેમ જાણ્યું કે તમારી માફક તે વાત બીજાને નહિ કહે ? આપણી છાનામાં છાની વાત પણ આપણે આપણા પતિ વગર બીજા કોઇને કહેવી નહિ. અને પતિથી જુદાઇ માની કોઇ વાત તેનાથી છાની રાખવી નહિ. સ્ત્રીને માટે તેના પતિથી છાની રાખવાની કોઇ પણ વાત ગુપ્ત હોતી નથી, કેમકે સ્વામી અને સ્ત્રી તો એક હૃદયરૂપ છે. માટે તેને પોતાની ગુપ્તમાં ગુપ્ત વાત પણ કહી દેવી જોઇએ.

આપણા દેશમાં સ્ત્રીઓ કોઇ વાતને પોતાના મનમાં રાખી શકતી નથી એ તેનો એક મોટો અવગુણ છે. તે એમ સમજે છે કે આપણા મનની વાત જેવી હોય તેવી કહી દેવી જોઇએ. કપટી મનુષ્ય-જ પોતાના મનની વાત છુપાવી રાખે છે. આ પ્રમાણેના અંધવિશ્વા-સને વશ થઇ ઘણી સ્ત્રીઓ પોતાની ગુપ્ત વાત અન્યના આગળ કહી દે છે અને ઘણીવાર સંકટમાં આવી પડે છે.

આપણે આપણા ઘરની કોઇ ગુપ્ત વાત હોય તે બીજાને કહેવી નહિ. ઘણી સ્ત્રીઓ ભોળવાઇને આવી પોતાના ઘરની ગુપ્ત વાતો બીજી સ્ત્રીઓના આગળ કહેતાં શરમાતી નથી અને સ્હેજસાજ લાલચ

થી કે કોઈ એવા કારણથી તે પોતાની ગુપ્ત વાત આડોશીપાડોશીની સ્ત્રીઓને કહેવાને સંકોચાતી નથી. ઘણી સ્ત્રીઓની સલાહ લેવા માટે તેનો પતિ પોતાની કોઇ ગુપ્ત વાત તેને જણાવે છે. આ વાતનું મહત્ત્વ જેવું તેનો પતિ જાણતો હોય છે તેવું સ્ત્રી સમજતી નથી. આમાં ઘણી ધંધારોજગારની વાતો પ્રકટ થતાં પતિને નુકશાન થવાનો સંભવ હોય છે, તેવી વાતો પણ કેટલીકવાર સ્ત્રીઓદ્વારા બહાર પડી જાય છે. અને ઘણીવાર તો તેના પતિને બિચારાને નુકશાન જાય છે. માટે દરેક સ્ત્રીએ કોઈ પણ પોતાની, પોતાના ઘરની કે પોતાના પતિએ કહેલી ગુપ્ત વાત અન્ય સ્ત્રીપુરૂષોના આગળ કહેવી નહિ. આ પ્રકારે જે પોતાના ઘરની ગુપ્ત વાતો બહાર પ્રકટ કરે છે તે સ્ત્રી ઘરની શત્રુરૂપ છે. ઘણી સ્ત્રીઓ એવી હોય છે કે તે ઘરમાં કોઇ વધુ ખાતુ હોય, ને કામ ઓછું કરતું હોય, કે કોઇથી કાંઇ ખરાબ કામ થઇ જાય, કે દેરાણી જેઠાણી ચોરી છૂપીથી કાંઇ ખાય, યાતો સાસુ સસરો ઠપકો આપે તો તે સર્વ ઘરની વાતો બપોરની બહાર જાય, ત્યારે કે તળાવ, ચકલે કે કુવે પાણી ભરવા જાય ત્યાં બીજી સ્ત્રીઓને કહી દે છે. આ વખતે વાતમાં ને વાતમાં ઘણીવાર તો આવી સ્ત્રીઓ ઘરની એવી ગુપ્ત વાતો બીજાને કહી દે છે કે જે પ્રકટ થતાં પોતાના ઘરનું બદનામ થાય છે. આવી વાતો પણ અન્ય સ્ત્રીઓને કહેતાં સંકોચાતી નથી અને પોતાના ઘરની આબરૂ બે-આબરૂ કરે છે.

આવી સ્ત્રીઓ ઘરનું સર્વનાશ કરનારી હોય છે. ઘરની ગમે તેવી ગુપ્ત વાત પણ તે અન્યના આગળ પ્રકટ કરતાં શરમાતી નથી. ઘણીવાર તો કેટલીક સ્ત્રીઓ એવી મૂર્ખ હોય છે કે પોતાના ઘરની જે ગુપ્ત વાત બહાર પ્રકટ થાય તો કોઇનું મોત થવાનો સંભવ

હોય છે તેવી વાતોને પણ અન્યના આગળ કહેતાં સંકોચાતી નથી. પણ તે એમ નથી સમજતી કે આવી વાતો બહાર પ્રકટ કરવાથી આપણી પણ બદનામી થશે અને આપણું પણ નાક કપાવા જેવું થશે. ઘરમાં હજારો ટંટા તકરાર થવા છતાં પણ જે સ્ત્રી પોતાના ઘરની ગુપ્ત વાત ગમે ત્યારે પણ પ્રકટ કરે છે, કે ઘરના છિદ્રને પ્રકટ કરે છે તે સ્ત્રી મનુષ્ય નથી પણ પશુ છે.

ચાણાક્યે કહ્યું છે કેઃ–"બુદ્ધિમાને પોતાના ધનનું જવું, પસ્તાવો થયો હોય તો તે, ગૃહછિદ્ર અને પોતાના અપમાનની વાત કદી પણ બીજાને કહેવી નહિ." આપણા દેશની સ્ત્રીઓને નકામી આડીઅવળી વાતો કરવાની ખરાબ ટેવ પડેલી હોય છે, તે બીજાની વાતો કરવામાં નાહક પોતાનો વખત ગુમાવે છે. આ દોષ એટલો બધો તેમનામાં જામી ગયેલો હોય છે કે તે તેને છોડી શકતી નથી. વળી સ્ત્રીઓમાં બહુ બોલબોલ કરવું એ પણ મોટો દોષ છે. કેમકે જે સ્ત્રી અધિક વાચાળ હોય છે તેની વાતોઉપર કોઇનો વિશ્વાસ રહેતો નથી. ઘણી સ્ત્રીઓને બીજાની વાતો કરવાનો ઘણો પ્રેમ હોય છે. ઘણી સ્ત્રીઓ એવી હોય છે કે પોતાનો નવરાશનો વખત બીજાની વાતો કરવામાં કે અન્યની નિંદા કરવામાં ગાળે છે, એ ઘણીજ ખરાબ ટેવ છે. બુદ્ધિમતી સ્ત્રીઓએ તો પોતાના ઘરનો ધંધો છોડી બીજાની કુથલી કરવામાં સમય ખોવો ન જોઇએ. કેવળ આજ અવગુણથી ઘણીવાર સ્ત્રીઓને પરસ્પર લડાઈ ટંટા થાય છે, અને સ્ત્રીઓમાં વિખવાદ ઉત્પન્ન થતાં પુરુષોનાં મન પણ ઉંચાં થઇ જાય છે. જે સ્ત્રી વધુ ચપળ અને બહુ બોલબોલ કરનારી હોય છે તેના પતિને સમાજમાં લજ્જિત થઇ અપમાન સહન કરવું પડે છે. બુદ્ધિમાન પતિ આવી સ્ત્રીઓ ઉપર પ્રસન્ન રહેતો નથી. જે સ્ત્રીના દોષથી

સમાજમાં પતિને નીચું જોવું પડે તેવી સ્ત્રી પતિઘાતિની છે એમ સમજવું.

ઘણી સ્ત્રીઓના જાણવામાં જો કોઈના દોષ આવે છે તો તે, તેને છુપાવી શકતી નથી. જો કોઇ બીજી સ્ત્રીની ગુપ્ત વાત કે તેની કંઇ ખોડખાંપણ પોતાના જાણવામાં આવે છે તો તરત તે બીજી સ્ત્રીને કહી દે છે, અને વળી તેને કહે છે કે; "જોજે બ્હેન! કોઇને કહેતી નહિ, વળી કંઈ મારૂં નામ જાણશે તો લડવાડ થશે." આ વાત પણ જ્યારે પ્રસિદ્ધ થાય છે ત્યારે "તેં આમ કહ્યું ને મેં આમ કહ્યું," એમ કહી ગાળમગાળા આવી એકબીજાની સાથે લડાઇ ઉત્પન્ન કરી શત્રુતા વ્હોરી લે છે. માટે દરેક સ્ત્રીએ કોઈ પણ પોતાની કે પારકી ગુપ્ત વાત કે છિદ્ર હોય તે બીજાને કહેવાં નહિ, અને જે ગુપ્ત રાખવા જેવી વાત હોય તે પોતાના પતિ સિવાય બીજા કોઇને કરવી નહિ.

આપણે જોઇશું તો ઘણી જગ્યાએ સ્ત્રીઓ ભેગી મળે છે ત્યારે "આજે તો ફલાણીએ આમ કર્યું, ફલાણીનું આમ થયું, આતો આવી અને આતો તેવી." આવી મિથ્યા પારકી વાતો કરી, વખતે બીજી સ્ત્રીઓની નિંદા કરી અન્યના દોષ જોઈ એક બીજાનો વખત નકામો ગુમાવે છે. આવી ટેવ દરેક સ્ત્રીએ છોડી દેવી જોઇએ.

ઘણી સ્ત્રીઓ લડવાડીયણ યાતો સ્હેજસાજ બાબતમાં બીજી સ્ત્રીઓ કે પુરુષો સાથે લડી પડનારી હોય છે. તેને છીંકતાં છીંડું પડે છે. અમારે ત્યાં એક ગંગા નામની બૈરી રહેતી હતી તેને રોજની દસ લડવાડો કરવા જોઇએ. કુવે જાય તો લડે, તળાવ જાય તો લડે, ઘરમાં લડે તે જુદી, આનું કારણ જોઇએ તો કાંઇ મળે નહિ. અમથો કોઇનો હાથ પગ અડે, કે પોતાના બારણામાં કોઈ દાતણની ચીરી

નાંખે તો પણ લડે. લોકોને સુગઇ સુગઇને ગાળો ભાંડે, કોઇ ચાર સ્ત્રીઓ ભેગી થઈ કંઇ વાત કરે તો કહે કે તમે મારી નિંદા કરો છો. આમ તે ઘણી લડકણી હતી. તેનાથી તેનો પતિ પણ કંટાળતો, અને જે તે તેને હડધૂત કરતું. માટે બ્હેન સ્ત્રીઓનો આ સ્વભાવ પણ દોષરૂપ છે. દરેક સ્ત્રીએ જો પોતાનામાં આ સ્વભાવ હોય તો તેનો ત્યાગ કરી હળીમળીને અને સંપથી રહેવું. કદાચ કોઇથી અજાણતાં કે જાણીતાં આપણો કાંઇ અવગુણ થાય તોપણ દરગુજર કરવી અને સર્વ સાથે પ્રીતિથી વર્તવું.

કેમ મહાલક્ષ્મી બેન, તમે તો મોટાં છો, કંઇ ભૂલ હોય તો ક્ષમા કરજો. આજે મને જે આવડયું તે કહ્યું. હું તો એમ સમજું છું કે આપણે તો એકબીજા સાથે હળીમળીને અને સંપીને રહેવું જોઇએ. ઘરમાં પણ આપણા પતિ અને સર્વ સંબંધીઓ ઉપર પ્રીતિ રાખવી અને તેમનાં મન ઉંચાં થાય તેમ વર્ત્તવું નહિ. હું તો હજુ બાળ છું. પણ અમારે ત્યાં શારદાબ્હેન કરીને એક રહેતાં તે આવી આવી વાતો ઘણી વાર અમને સંભળાવતાં તે મેં તમને કહી બતાવી."

મહાલક્ષ્મી—"વાહ ! કુમુદિની બ્હેન ! દેખાવ છો તો બાળ, પણ મારા જેવી મોટી મોટીયોને પણ પાણી ભરાવો તેવાં છો. આજે તમે જે કહ્યું તેટલું જો ગાંઠે બાંધીએ તો કંઇ બાકી રહે ? અમને આવું કોણ સંભળાવે ? લ્યો ખરૂં પૂછો તો હું તો આમાંનું કંઇ જાણું નહિ. તમે તો બ્હેન ભણેલીયો એટલે બધું વાંચીને પણ જાણો. લ્યો હવે એમને આવવાનો વખત થયો છે માટે જઇશું, વળી કાલે આવીશું."

આમ કહી મારે ત્યાંથી સર્વ સ્ત્રીઓ ઉઠી પોતપોતાને ઘેર ગઈ આ પ્રમાણે મેં પણ શારદા બ્હેનની માફક અંકલેશ્વરમાં ગણેશ બેસાડયા.



# પ્રકરણ ૯ મું.

## સ્ત્રીઓએ શિષ્ટાચારી અને વિનયી થવું જોઇએ.



રાત્રે મારા પતિ આવ્યા તેમને મેં આ બધી વાત કહી, ને કહ્યું કે:-"મેં પણ અહીં શારદા બ્હેનનો પાર્ટ ભજવવા માંડ્યો છે. હવે તમારે પણ મને થોડી થોડી શીખામણ દેતા રહેવી. કારણ અહીં હવે મને બીજું કોઇ શિક્ષણ આપે તેવું નથી. પણ ભૂલી, હું તમને શું કહું, તમારે તો હજુ અભ્યાસ કરવાનો બાકી છે. પચીસ વર્ષ થયાં તોય પાનાં પોથાં ને વિદ્યાર્થી અવસ્થામાં વાંચ્યા કરવાનું છે. અમારે માટે આપને કંઇ આ થોડી મહેનત છે? શું કરૂં મને તો ખરૂં પૂછો તો તમને મદદ કરવાનું ઘણુંય મન થાય છે, પણ એમાં કાંઇ ચાલે?"

આ સાંભળી તેમણે કહ્યું:—"વ્હાલી! સત્ય છે. શું કરીએ હજુ ભણવાનો વખત છે. હાલ જરા દુઃખે સુખે અભ્યાસ કરવામાં મહેનત કરીશ તો ભવિષ્યમાં સુખે બેસવાનું થશે. દરેક પુરુષે નાનપણમાં વિદ્યા ભણવી અને યોગ્ય લાઇનમાં વળતા સુધી અભ્યાસ કરવોજ જોઇએ. આ વર્ષે પાસ થઇશ તો ઇશ્વર કરશે તો બે ત્રણ વર્ષમાં માંમલત મળશે, એટલે પછી નીરાંત. તમારે સ્ત્રીઓને સારૂં. કંઇ કશો સંતાપ છે? અમારે ભણીગણી પૈસા કમાવાની જેટલી કાળજી રાખવાની હોય છે, તેથી પણ વિશેષ કાળજી તમારે ઘરસંસાર

ચલાવી બાળકોને ભવિષ્યમાં મહાન બનાવવાનું શિક્ષણ આપવાની રાખવાની હોય છે. મારા વિચાર પ્રમાણે તું પણ હવે પંડિતા થઇ છે, એટલે આપણો સુખી સંસાર સુખરૂપ નિવડશે એમાં સંશય નથી.

વળી તેં પણ નવરાશનો વખત સારા કામમાં ગાળવા માંડયો છે, તે જોઇ મને આનંદ થાય છે. તેથી જાણેલા વિષયોનું મનન થવાથી તારો પણ સુધારો થશે અને સાથે તારી બ્હેનપણીઓનો પણ સુધારો થતાં તે તને આશિર્વાદ દેશે. માટે તેં પણ કામ તો સારૂં આદર્યું છે."

આ સાંભળી મેં કહ્યું:—"આપના જેવું તો નહિ ને ! અમારી બુદ્ધિ શી ! ઠીક, કદાચ ગુંચવાઉં તો તો તમારે કોઇ દિવસ મને ખુલાસો કરવો પડશે."

આવી રીતે હું તથા મારો પતિ આનંદમાં રાત્રી વિતાવતાં. મને જે વિષયને માટે ગુંચવાડા જણાતા તે માટે હું તેમને રાત્રે પુછી સલાહ લઇ લેતી. અને બીજે દિવસે પાછી અમારા સ્ત્રીમંડળ આગળ તે વાતો કહેતી.

આ પછી સવાર થતાં ખાવા પીવાથી પરવારી મ્હેલ્લાની સર્વ સ્ત્રીઓ મ્હારે ત્યાં આવી, એટલે હું પણ વ્હેલી પરવારી તેમને શેત્રંજી પાથરી આપી બેસાડી ત્યાં બેઠી.

મહાલક્ષ્મીએ મને ઉદ્દેશી કહ્યું:—"કેમ કૌમુદિની બ્હેન ! આજે કંઇ લાભ આપશો કે ! મેં તો કાલની વાત રાત્રે એમને કહી, એ સાંભળી એ તો આભાજ બની ગયા. જુવો બ્હેન, અમારી એટલી તમારા જેટલી બુદ્ધિ હોય ત્યારે જોઇએ છીએ શું ? આ અમને નોકરી કરતાં કરતાં વીસ વરસ થવા આવ્યાં અને એમને ધોળાં પણ થયાં, તોય પણ આ વરસે ત્રીસ રૂપિયા પગાર થતાં સાતપાંચ થઈ, અને

આપના પતિને હજુ વરસ દહાડોય નોકરી કરતાં થયો નથી છતાં પાંત્રીસ થયા. વળી એ કહેતા હતા કે એતો મામલતદાર થવાના. વાહ બ્હેન! માંમલતદારી મળે તોય તમારે તો અમારા ઉપર આવીજ પ્રીતિ રાખવી હાં."

આ સાંભળી મેં કાંઇક શરમાઇને કહ્યું:—"જુવો મહાલક્ષ્મી બેન! એતો એમજ ચાલે. આ એમણે જરા ભણવામાં વધુ લક્ષ્ય આપ્યું અને હજુ પણ રાત દહાડો વાંચ વાંચ કરે છે. ત્યારે તેનું ફળ તો ઇશ્વરને જે આપવું હોય તે આપે. એ તો કર્માધર્મી છે. આપણા ઉપર ઇશ્વરની કૃપા હોય અને કાંઇક મહેનત કરીએ તો સુખી થઇએ. જેમ પુરુષોનું એવું છે તેમ આપણ સ્ત્રીઓનું પણ એવુંજ છે. આપણે પણ જો નાનપણુથીજ સારા સંસ્કાર પામેલાં હોઇએ અને માબાપે આપણને ઉંચી કેળવણી આપી હોય તો આપણાં બાળકોને પણ આપણે સારી રીતે કેળવીયે, અને ઘરમાં પણ સ્વર્ગના જેવા સુખનો અનુભવ કરીએ. જુવો બ્હેન! આપણા સમાજની ઉન્નતિનો બધો આધાર આપણ સ્ત્રીજાત ઉપર છે. જો સ્ત્રીઓ કેળવાયલી હોતી નથી તો તેનો ઘરસંસાર પણ બગડે છે અને છોકરાં છૈયાં પણ દુરાચારી નીવડે છે માટે આ સમાજની ઉન્નતિ કરવા ઇચ્છનાર દરેક સ્ત્રીપુરુષે, સ્ત્રીઓને સુધારવા યોગ્ય પ્રયત્ન કરવો જોઇએ, અને આપણી બાળકીઓને નાનપણમાંથીજ એવું શિક્ષણ આપવું કે જેથી તેનો ભવ સુધરે.

આપણ સ્ત્રીઓએ તો આપણો સ્વભાવ વિનયી રાખવો જોઇએ. વિનય એ સ્વભાવનો એક ઉત્તમ ગુણ છે. આ ગુણ ચરિત્રને બહુજ મધુર અને મનોહર બનાવી દે છે. નમ્રવચન બોલનારી સ્ત્રીઓના મધુર વચનોમાંથી અમૃત વરસે છે. તેના મધુર વ્યવહારથી સર્વ લોક

સંતુષ્ટ રહે છે. સાધારણ રીતે વિનયી અને કોમળ સ્વભાવવાળી સ્ત્રીઓ ઉપરજ ભક્તિ અને શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. એવી સ્ત્રીઓથી જે પ્રમાણે તેના પતિને સંતોષ અને તેનાં બાળબચ્ચાંને આનંદ થાય છે. તેવો બીજા કશાથી થતો નથી. આવી સ્ત્રીઓ આ સમાજમાં પૂજા કરવા યોગ્ય છે. તે જેટલી નમ્ર હોય છે તેટલીજ વધુ આદરને પાત્ર છે. નમ્ર સ્વભાવવાળી સ્ત્રીઓજ ગૃહસ્થાશ્રમને પ્રકાશિત કરનાર છે.

સાસુ સસરો વિગેરે કુટુંમ્બીઓ અને પડોશીઓ પણ તેના ઉપર એવાં સંતુષ્ટ રહે છે કે તે તેમની વિપત્તિને પોતાની વિપત્તિ સમજીને તેમને માટે પ્રાણ પણ આપવા તૈયાર થાય છે.

વિનયવાળી સ્ત્રીઓનો કોઈ શત્રુ નથી. તેના મીઠા અને નમ્ર સ્વભાવથી પાષાણહૃદય પણ પીગળી જાય છે. કદાચ તેવી સ્ત્રીથી જો કંઈ ભૂલ થઈ જાય છે તો તેને તેના ઘરનાં માણસો ક્ષમા આપે છે. જ્યારે વિનયરહિત સ્ત્રીઓને આ પ્રમાણે પોતાની ભૂલની ક્ષમા મળવી મૂસ્કેલ છે. નમ્રતાનો ગુણ દરેક સ્ત્રીએ રાખવો જોઇએ. ઘણી સ્ત્રીઓ પોતાનો સ્વભાવ નમ્ર રાખતી નથી. કેટલીક તો નમ્ર સ્વભાવથી શું શું ફાયદા થાય છે તે પણ સમજતી નથી. જેથી તે પોતાના કુટુંબના કોઈ માણસની સાથે નમ્રપણે વર્તી પોતાની કોઇ ભૂલ કબુલ કરવામાં પણ તેને પોતાનું માન જતું રહ્યાનું જણાય છે. આવો સ્વભાવ બુદ્ધિમાન સ્ત્રીએ રાખવો જોઇએ નહિ. કેટલીક હલકા મનની સ્ત્રીઓ, દેરાણી જેઠાણી કે સાસુ નણંદ સાથે પોતાનો બોલ ઉપર રહે એવી રીતે વર્ત્તવામાં પોતાની પ્રશંસા સમજે છે, પણ તેમાં તેની ભૂલ છે. તમારે જો તેમના આંતરિક પ્રેમ અને શ્રદ્ધા મેળવવાની ઇચ્છા હોય અને પછી આવી રીતે તેમની સાથે તોછડાઇથી કે અહં-

કારી થઇને વર્ત્તો તો તેમની પ્રીતિ તમો કદી પણ મેળવી શકતાં નથી.

બ્હેન મહાલક્ષ્મી, તમે હમણાંજ કહ્યું તેમ ઘણી સ્ત્રીઓ પોતાનો પતિ કોઈ ઉંચે દરજ્જે હોય કે મોટા અમલદાર થાય છે ત્યારે તે પોતાના ગુમાનમાં અન્ય મનુષ્યોની સાથે નમ્રપણે વર્ત્તવાનું ઇચ્છતી નથી. એ પણ મહા અવગુણ છે. જેમ જેમ સ્ત્રીઓને મોટાઈ મળે તેમ તેમ તેણે નમ્ર થવું જોઇએ.

સ્ત્રીઓને નમ્ર અને વિનયી થવામાં જે મોટાઇ અને માન મળી શકે છે તેવી મોટાઈ મોટા અમલદારની સ્ત્રી થવા છતાં પણ મળતી નથી. ઘણી ભણેલી સ્ત્રીઓ પોતાની સાસુ નણંદની સાથે નમ્રતાથી વર્તતી નથી. તે સમજે છે કે તે શું સમજે? મારા જેવી ભણીગણીને હોંશીયાર થયલી બુદ્ધિશાળી સ્ત્રી આગળ તેનો શો હિસાબ! આ પ્રકારના વિચાર થવા એ પણ ડાહી સ્ત્રીને માટે અનિષ્ટ કર્ત્તા છે. આવી સ્ત્રીઓ ઉચ્છૃંખલ થઇ અહંકારી બની જાય છે અને સાસુ નણંદને તુચ્છ સમજવા લાગે છે, એ ઘણુંજ ખરાબ છે.

જે ઘરમાં ક્રોધ કરનારી, ખરાબ વચનો બોલનારી અને કઠોર સ્વભાવની સાસુ હોય છે, છતાં પણ જો વિનયી અને નમ્ર સ્વભાવવાળી વહુ હોય છે, તે ઘરમાં કદી પણ લડાઇ ટંટો થતો નથી. આવી વહુઓ પોતાની આકળા સ્વભાવની સાસુ નણંદને પોતાના મધુર વચનોથી અને નમ્ર વર્તનથી, જેમ મંત્રથી સર્પને વાદી લોકો વશ કરી શકે છે, તેવી રીતે વશ કરી શકે છે, અને તેમને પણ સુધારી પોતાની ચતુરાઇથી ઘરમાંથી લડાઈ ટંટાનું નિકંદન કરી શકે છે. વખતે સાસુ પોતાની વહુની સાથે ખરાબ વર્તન ચલાવે છે તોપણ તે નમ્રસ્વભાવની ગૃહલક્ષ્મી રૂપ વહુ પોતાની સુજનતા અને મીઠી વાણીથી તેમને સુશીલ બનાવી દે છે.

યાદ રાખજો કે તમે જેની સાથે ઉત્તમ પ્રકારનું વર્તન કરો છો તે પણ તમારી સાથે સજ્જનતા પ્રકટ કર્યાં વગર રહેશેજ નહિ. જે સ્ત્રીઓનો સ્વભાવ કઠોર અને વાણી અપ્રિય હોય છે તે ગૃહસુખોના મૂળને ઉખેડી નાંખનારી રાક્ષસી તુલ્ય છે. આવી સ્ત્રીઓ ઉપર કોઈ પણ માણસ રાજી રહેતું નથી, અને તેનો પતિ તેની ખરાબ બોલચાલને લીધે તેનાથી હંમેશાં દુઃખી અને અસંતોષી રહે છે.

સ્ત્રીઓ સ્વભાવથીજ કોમળ હોય છે. તેને કર્કશ અને કઠોર વાણી બોલવી કે ક્રુર સ્વભાવ રાખવો એ યોગ્ય નથી. કઠોર વાણી બોલનારી સ્ત્રીઓ ઘણીજ ભયંકર હોય છે, જે સ્ત્રીઓ પોતાની કર્કશ વાણીથી બીજાના ચિત્તને ખેદ ઉપજાવે છે તે સ્ત્રીઓનો ત્યાગ કરવાનો ઉપદેશ શાસ્ત્રમાં આપેલો છે.

મહાભારતમાં લખ્યું છે કે;–જે સ્ત્રીને બોલાવતાં ગુસ્સે થઇને જવાબ આપે છે તે બીજા જન્મમાં કુતરી જન્મે છે. મધુર વાણીમાં એક એવી જાદુ જેવી શક્તિ રહેલી છે કે જેથી સર્વ માણસો વશ થઇ શકે છે. વિશેષ કરીને મધુર વચનોથી શત્રુ મિત્રરૂપ થઇ શકે છે. ગોસ્વામી તુલસીદાસે કહ્યું છે કેઃ—

'તુલશી મીઠે વચન સે, સુખ ઉપજત ચહુ ઓર!
વશીકરણ એક મંત્ર હે, પરિહર વચન કઠોર.'

પ્રિયવાદીની સ્ત્રીઓની સાથે આખો સમાજ અનુકૂલપણે વર્તે છે, અને જે કઠોર વાણી બોલનારી છે તેનાથી સર્વ લોકો અને તેના પતિ કે પુત્રો પણ અપ્રસન્ન રહે છે. તેના ઉપર કોઇ પ્રીતી કરતું નથી અને તેના કામથી કોઇને સંતોષ પણ થતો નથી.

ઘણા મોટા ઘરોમાં સ્ત્રીઓ કઠોર વાણી બોલનારી હોય છે અને પોતાના તાબાના કુટુંબિયો અને નોકર ચાકરોની સાથે હંમેશાં

ક્રુર વાણીનો ઉપયોગ કરી ત્રાસ આપનારી હોય છે. કેટલીક સ્ત્રીઓનો તો એવો સ્વભાવ પડી ગયો હોય છે કે જે પોતાના પરમપુજ્ય પતિને પણ કડવાં વચન કહેતાં ભય રાખતી નથી કે, સંકોચ પામતી નથી. આવી સ્ત્રીઓ કદી પણ પતિની પ્રીતિ મેળવી શકતી નથી. કડવાં વચનો કહીને પતિના ચિત્તને દુઃખી કરવું એ મનુષ્યધારી સ્ત્રીનું કામ નથી પણ એ તો ભયંકર રાક્ષસિણીઓનુંજ કામ સમજવું.

વિનય એ ગુણોને ઉજ્વલ કરે છે, હૃદયને મધુર અને ઉદાર બનાવે છે, એથી દરેક સ્ત્રીયે પોતાનામાં આ ગુણને ધારણ કરી રાખવો જોઇએ. ઘરમાં રહી ઘરના મુખ્ય સાસુ સસરા કે ગુરુજનોના આશ્રયમાં રહી તેમની આજ્ઞાઅનુસાર ચાલવું એ દરેક સ્ત્રીઓનો ધર્મ છે. તેમણે તેમની સાથે વિનયપણે વર્ત્તવું અને તેમની ઇચ્છાઓની વિરૂદ્ધ વર્તવાનું સાહસ ન કરવું જોઇએ એ વિનયનુ મુખ્ય લક્ષણ છે.

સ્ત્રીએ જ્યાં ત્યાં પોતાની બડાઈ ન હાંકવી અને અન્યની નિંદા કરી અવિનયી ન થવું જોઇએ; બડાઈ હાંકવી કે સ્વભાવ કઠોર રાખી ઉદ્ધત્તપણે વર્ત્તવું એ સ્ત્રીઓનામાં મોટા અવગુણ છે. પતિની આગળ પણ તેણે કદી ઉદ્ધતપણે વર્ત્તવું ન જોઇએ.

વિનય અને વિવેકને ધારણ કરી શિષ્ટાચારનું પાલન કરવું એ દરેક સ્ત્રીનું કર્તવ્ય છે. જે સ્ત્રી વિનયી હોય છે અને નમ્રપણે વર્તનારી હોય છે તેનામાં શિષ્ટાચારનો ગુણ રહેલોજ હોય છે. જેનો જેવો આદરસત્કાર કરવો જોઇએ તેનો તેવો આદરસત્કાર કરવો એનું નામ શિષ્ટાચાર છે. સાસુ, સસરો, સ્વામી, નણંદ, જેઠાણી વિગેરે પૂજનીય માણસો તમારા આદરસત્કારને પાત્ર છે. કદી ભૂલેચૂકે પણ તેમનો અનાદાર ન કરવો. તમે કદાચ તમારા તાબાના માણસ ઉપર પણ શિષ્ટાચારથી ન વર્તો તો તેમાં તમારૂં ખોટું દેખાશે. માટે દરેક

સ્ત્રીએ જેમ બને તેમ નમ્ર અને વિનયપણે બોલવું અને વર્તવું જોઇએ.

બે માણસો વાત કરતાં હોય ત્યાં વચમાં આપણે બોલવું ન જોઇએ. આપણુ સ્ત્રીઓમાં આ દોષ ઘણી જગ્યાએ જણાય છે. બેજણુ વાત કરતાં હોય ત્યાં વચ્ચે માથું ઘાલી આપણી વાત ચલાવવી એ અયોગ્ય છે. ઘણી જગ્યાએ પાંચ સાત સ્ત્રીઓ ભરાય છે ત્યાં પણ કલબલ થઈ રહે છે, એકની વાત પુરી થતી નથી, ત્યાં તો બીજી બોલવા માંડે છે તેમાં એકેનો ભલીવાર થતો નથી. માટે જ્યાં સુધી એક માણસ પોતાની વાત પુરી કહી રહે નહિ, ત્યાં સુધી આપણે વચ્ચે માથું મારી બોલવું નહિ, પણ મૌનપણે તેની વાત સાંભળવી એ શિષ્ટાચાર છે.

કોઈની સાથે વાત કરો તે પણ ધીમેથી ને તેને સાંભળનાર બરોબર સાંભળી શકે તેવી રીતે કરવી. વાત કરતાં ચંચળતા પ્રકટ કરવી એ મૂર્ખતા છે. આપણુ સ્ત્રીઓની આ સિવાય ઘણી રીતભાત યાને શિષ્ટાચારથી આપણા સંબંધી વર્ગને સંતોષ થવો જોઇએ. જ્યારે આપણે આપણાથી મોટા માણસો સાથે કે ગુરુજનોની સાથે વાત કરીએ ત્યારે તેના મોં સામે જોઇને વાત કરવી એ અનુચિત છે, પણ તેમની સાથે નીચી નજરે વાત કરવી એ વિનય છે. માટે દરેક સ્ત્રીએ નમ્રતાની સાથે આ વિનય અને વિવેકને ધારણ કરી ઉત્તમ શિષ્ટાચારને પણ શીખવો જોઇએ. આવા સ્વભાવવાળી સ્ત્રીઓજ પતિની પ્રીતિપાત્ર બને છે, અને પતિના પ્રેમને સંપાદન કરે છે.

કેમ બ્હેન! હવે કહો તો આટલેથીજ અટકાવીએ, કાલે હવે ઇશ્વરની મરજી હશે તો બીજો વિષય ચર્ચીશું.

સર્વે—હા, બ્હેન! હવે બંધ કરો, આપને પણ થાક તો

લાગેજ તો. અમારે માટે આપને કંઇ આ ઓછી માથાકુટ છે? લ્યો, ત્યારે ઉઠીએ છીએ. અમારા લાયક કંઇ કામકાજ હોય તો કહેજો."

આથી મેં કહ્યું:—"હા બા, આવજો. કામકાજ તો તમનેજ કહેવાનું છે ને, અમારે પરદેશમાં સગાવ્હાલામાં જેમાં ગણો તેમાં તમેજ છોને. લ્યો આવજો."



## પ્રકરણ ૧૦ મું.

### સ્ત્રીઓનું હૃદય કેવું હોવું જોઇએ.



આ જે પણ રોજના નિયમાનુસાર સર્વે બૈરાં મારે ત્યાં આવ્યાં. એટલે મેં નીચે પ્રમાણે રોજની માફક વાત શરૂ કરી.

મે કહેવા માંડયું:—સ્ત્રીઓનું હૃદય અત્યંત કોમળ અને સ્નેહ તથા મમતાથી પૂર્ણ હોય છે. આ ઉત્તમ ગુણ તેનામાં હોવા છતાં પણ તેના હૃદયમાં એક મહાન દોષ છુપાઇ રહે છે. તે દોષ એવો છે કે જે કોઇ વખતે તેના સર્વનાશના કારણરૂપ બની જાય છે. સ્ત્રીઓનું હૃદય પાણીની લ્હેરની માફક અતિ વેગવાળું અને દુર્નિવાર હોય છે. આ પ્રમાણે તેની વિચારશક્તિ ઘણીજ નિર્બળ અને માનસિકબળ પણ સામાન્ય હોય છે. હૃદયના આવેગથી, વિચારશક્તિની દુર્બળતાથી અને માનસિકબળની આવી

અતિ ક્ષીણુતાથી સ્ત્રીઓની જેટલી હાનિ થાય છે તેટલી હાનિ કોઈ બીજા કારણુથી થઇ શકતી નથી. સ્ત્રીઓ પોતાના હૃદયની પ્રબળતાના કલંક સાગરમાં ગોથાં ખાવામાં અને તે પછી પિશાચીનીનું રૂપ ધારણુ કરવામાં કાંઇ પણુ ડરતી નથી. આથી દુષ્ટા સ્ત્રી નીચમાં નીચ અને નરકકુંડની રાક્ષસિણી કરતાં પણુ નિકૃષ્ટ છે. એવું કોઇ કુકર્મ નથી કે જેને દુષ્ટ સ્ત્રીઓ ન કરી શકતી હોય, એથી શાસ્ત્રમાં દુષ્ટા સ્ત્રી અને વિષધર સર્પ એ બેમાં કાંઈ અંતર નથી, એમ કહ્યું છે. વખત આવતાં દુષ્ટ સ્ત્રી પોતાના પતિને પણુ મારી નાંખતાં ડરતી નથી. કારણુ કે તેનું માનસિકબળ એટલું ક્ષીણુ અને નિર્બળ હોય છે કે જે અચાનક ઉત્તેજીત થઇ, નીચ કાર્ય કરવાને પ્રવૃત્ત થતાં, પોતાના હૃદયના વેગને રોકી શકતી નથી. તેમ આત્મસંયમ પણુ કરી શકતી નથી. માટે સ્ત્રીઓ જો સદ્‌ગુણી હોય છે તો સ્વર્ગની રાણી તુલ્ય છે અને ખરાબ હોય છે તો નરકના કીડા કરતાં પણુ નિકૃષ્ટ થઇ જાય છે. એકવાર જો કોઇ સ્ત્રીનું ચરિત્ર દૂષિત થઇ જાય, કે તેના હૃદયમાંની પાશવિક પ્રકૃતિ પોતાનો કાંઇક અધિકાર તેના ઉપર મેળવી શકે છે, તો પછી તેનું રક્ષણુ થવું મુશ્કેલ છે. પછી તેને ભલે ને માર મારો, બાંધી રાખો, કે ડામ દો, તોપણુ તે કુમાર્ગને છોડતી નથી. તે પોતાના હૃદયના વેગને પછીથી રોકી શકતી નથી. પછીથી તેને તણુખલાની માફક પાપના પૂરમાં વહેતાં વાર લાગતી નથી. તેને પછી ગમે તેટલી આપત્તિ આવે, તિરસ્કાર થાય, કે લોકો ધિક્કારે, તો પણુ તેને તે સહન કરે છે; પરંતુ તે કુવાસના અને પાપપ્રવૃત્તિને છોડી શકતી નથી. એથી તે સ્નેહ, મમતા વિગેરે ગુણોથી વિભૂષિત હોવા છતાં પણુ હૃદયમાં વિષ ધારણુ કરી રહે છે. તેવી સ્ત્રીઓ સ્ત્રી સ્વભાવને અનુકૂલ ગુણોથી સુશોભિત હોવા છતાં પણુ આત્મસન્માન અને

કર્ત્તવ્યને એકદમ ભૂલી જાય છે. આ વખતે તેને ભવિષ્યમાં આવી પડનારી ઘોર વિપત્તિનો ભય જણાતો નથી. અનાદાર અને અપયશની નિષ્ઠુર પીડા તેના કોમળ હૃદયને કાંઇ પણ પીડા આપી શકતી નથી. જે સ્ત્રી એકવાર કુમાર્ગગામિની થઇ જાય છે, તે પછી કલંકથી ડરતી નથી, સમાજની પરવા કરતી નથી, તેમ મૃત્યુનો ભય પણ તેને સતાવી શકતો નથી. આવી સ્ત્રીઓને પોતાના પ્રાણપ્રિય બાળકનો મોહ છોડી તેનો ત્યાગ કરવાને પણ કાંઇ અઘરૂં લાગતું નથી કે દુઃખ થતું નથી. તેનું મુખ્ય કારણ તેના હૃદયનો આવેગ છે. આ સર્વનાશી હૃદયના આવેગને દબાવવાને હંમેશાં સાવધાન રહેવું એ સ્ત્રીઓનું આવશ્યક કર્તવ્ય છે. કેટલાક કહે છે કે તે તો તેના સ્વભાવ ઉપર આધાર રાખે છે. સ્વભાવના ઉપર કોઇનું કશું ચાલતું નથી. પણ આપણે આ વાત માનવા જેવી નથી. સ્વભાવ ગમે તેવો હોય, છતાં પણ તેને વશ કરવો એ આપણા હાથમાં છે, યોગ્યરીતે શિક્ષણ મેળવવાથી અને સુરક્ષિત રહેવાથી સ્ત્રીઓ આ દોષોથી ઘણે ભાગે બચી જાય છે અથવા તો સ્ત્રીઓના હૃદયને એવા પ્રબળપ્રવાહને ધર્મની તરફ વાળવામાં આવે છે તો તેને સ્વર્ગ ઘણુંજ સહજમાં મળી શકે છે.

સ્ત્રીઓ પોતાના હૃદયના પ્રબળ આવેગને લીધે પોતાનાં પુત્ર પુત્રી અને પ્રેમપાત્રોને પોતાના પ્રાણથી પણ અધિક પ્રિય અને સર્વ ગુણસમ્પન્ન સમજે છે, તેઓ ગમે તેટલા દોષ કરતાં હોય તોપણ તેની નજરમાં તે દોષ કરે છે એમ આવતું નથી. તેને જે અપ્રિય છે તે સુંદર હોવા છતાં પણ, કુરૂપ અને ગુણવાન હોવા છતાં પણ ગુણહીન જણાય છે. કોઈ કારણથી જો તે તેમના ઉપર અપ્રસન્ન થઇ જાય છે તો તેમાં સેંકડો ગુણો હોવા છતાં તે તેને અવગુણ

રૂપ જ જુવે છે. જેના ગુણોની તે પહેલાં પક્ષપાતી હતી તેનામાં જ પછી તે દોષોનું આરોપણ કરીને તેની નીંદા કરવા તૈયાર થઇ જાય છે. આ પ્રકારની નિર્બળતાનો સ્ત્રીઓએ ત્યાગ કરવો જોઈએ. આ પ્રકારની મનની દુર્બળતાથી તે શત્રુને પણ પોતાની ગુપ્ત વાતો કહી દેતાં વાર લગાડતી નથી. સ્ત્રીઓ એકવાર કોઈ વ્યક્તિ વિશેષના સામાન્ય ગુણને જોઇને યાતો તેમાં થોડો પોતાનો ઉમેરો કરીને આનંદમાં મગ્ન થઈ જાય છે અને તેની પ્રશંસા કરવા મંડી પડે છે. તે જ પાછી તેની સાથે અણુબનાવ થતાં તેના કોઈ સાધારણ દોષોથી તેના ઉપર અપ્રસન્ન થઇ ક્રોધિત થઈ જતાં વાર લગાડતી નથી. કેટલીકવાર તે ક્ષણભર પહેલાં જેને શત્રુ સમજતી હોય છે તેને પછીથી પોતાના પરમમિત્ર અને હિતચિંતક સમજી આત્મસમર્પણ કરતાં વાર લગાડતી નથી. તેને પછી તમે મારા ભાઇ છો, તમે મારા બંધુ છો, તમે જ મારા સર્વસ્વ છે, તમારા જેવું બીજું કોઇ મારે આત્મીય નથી, આ પ્રકારની મીઠી મીઠી વાતો કહીને પહેલાંની શત્રુતાને મટાડવાને માટે પ્રયત્ન કરતાં વાર લગાડતી નથી. આમ કરવાથી કોઇ કોઈ વાર તો તેનું અનિષ્ટ થઇ જાય છે, પરંતુ તેના ઉપર તેનું ધ્યાન જતું નથી, તેમ તેનો કંઇ તે વિચાર કરતી નથી, તેના સર્વ કોઇ શત્રુ અને સર્વ કોઇ મિત્ર થઈ શકે છે.

ઘણીવાર કેટલીક સ્ત્રીઓ પોતાના શત્રુને મિત્ર સમજીને પોતાના હાથે જ પોતાનો સર્વનાશ કરી બેસે છે. આજ તે જેને શત્રુ જાણીને તેની નીંદા કરી તેના હૃદયને વીંધી નાંખે છે, તેને બીજે દિવસે મિત્ર માનીને મીઠા વચનોથી તેના ઉપર અમૃત વરસાવે છે. બ્હેનો, સ્ત્રીઓનાં હૃદય જેવાં આવેગવાળાં હોય છે તેવાંજ વિચારશક્તિહીન રહે છે, તે જ્યારે કોઇ વસ્તુને માટે લલચાય છે, જ્યારે

કોઇ પ્રકારની લહેર તેના મનમાં ઉત્પન્ન થાય છે, ત્યારે તેને તે જ્યાં સુધી પૂર્ણ કરી લેતી નથી ત્યાં સુધી ચેન પડતું નથી અને વ્યાકુળ બની જાય છે. તે ધારે છે કે ભલે ને સંસાર રસાતળમાં જાય, હજારો વિપત્તિયો આવે, અને ભલેને નુકશાન થાય, તો પણ પોતાની ઇચ્છા પૂર્ણ થવી જ જોઇએ. આવા આવેગમાં જ્યારે તે હોય છે ત્યારે તેને ભલેને કોઇ હજાર વાર સમજાવે, તે આવેગને રોકવા કહે કે યુક્તિપૂર્વક તેના દોષ બતાવી આપે, તો પણ તે કાંઇ સાંભળતી જ નથી. પ્રાણ ભલેને જાય, પણ તેના મનની વાસના પુરી થવી જ જોઇએ એમ તે માને છે.

બ્હેનો, આપણે જ વિચાર કરો કે આ પ્રકારની ઇચ્છાઓને વશીભૂત થઇએ તેથી આપણે જે કાંઇ ઇચ્છીએ તે મળી શકે ? એમ ધાર્યું મળવું કઠિન છે અને અસંભવિત છે. ઘણી સ્ત્રીઓ કર્તવ્ય અને ઇચ્છા એ એક વસ્તુ નથી એમ સમજતી નથી. તે ઇચ્છાને વશીભૂત થઇ કર્તવ્ય અને ધર્મનો પણ ત્યાગ કરવા ચૂકતી નથી. તે સુખ અને વિલાસવાસનાની અત્યંત લાલસાથી પોતાના સ્વામીનો સર્વનાશ કરી બેગે છે. આવી સ્ત્રીઓ સમય જોતી નથી, પોતાની હાલતનો વિચાર કરતી નથી, કે અનુરોધ વિરોધ કે વિઘ્નોને પણ માનતી નથી પણ જે વખતે જે ઇચ્છા થાય છે તે વખતે તે મેળવવાને માટે ગાંડી બની જાય છે. આતો સ્ત્રીઓનો એક સ્વાભાવિક અવગુણ છે એમ સમજવું.

જુવો, સતી સીતા કે જે પરમ પ્રતાપી રાજા દશરથની વધુ અને સાક્ષાત પરમાત્મસ્વરુપ શ્રી રામચંદ્રજીનાં પત્નિ હોવા છતાં પણ તે સોનાના મૃગને જોઇ પોતાના લોભ અને મોહને રોકી શકી નહિ. સોનાનો મૃગ હોવો એ સંભવિત નથી, પણ તે તો રાક્ષસોનીજ

લીલા હતી, તેનો પણ તેમણે કાંઇ ન વિચાર કરતાં પોતાના પતિ શ્રી રામચંદ્રજીને આગ્રહપૂર્વક કહ્યું કેઃ—" આ સોનેરી મૃગનુ ચામડું લાવી આપો." અને આ પ્રમાણે સીતાજીનો અતિ આગ્રહ જોઇ રામચંદ્રજી પણ તે સુવર્ણમૃગને મારવાને માટે વનમાં ચાલ્યા ગયા. તેમના ગયા પછી અહીં પર્ણકુટીમાં દુષ્ટ રાવણે સીતાને એકલી જોઇ તેનું હરણ કર્યું. સીતા દુષ્ટ રાવણના હાથમાં પડી, ગરૂડના નખથી પીડા પામી નાગિનીની માફક વિલાપ કરવા લાગી, કે જે વિલાપથી આખું વન કરુણાથી કંપી ઉઠયું. અને વનભૂમિ તેમનાં આંસુથી પલળી ગઇ. આથી સીતાનાં સઘળાં સુખો ઉપર પાણી ફરી ગયું અને તેમણે પતિથી વિયોગ પામી પોતાના હાથે જ દુઃખ વ્હોરી લીધું. જુવો સીતા જેવાં સતી સ્ત્રી પણ સોનાનો મૃગ જોઇ તેના ઉપરના મોહથી વશ થઇ લાલચમાં સપડાયાં અને પોતાના પતિને તે લાવવાનો આગ્રહ કરી, પોતે જાતેજ કેવા ભયંકર વિપત્તિમાં પડી ગયાં. તેમણે પણ પોતાના કર્ત્તવ્યને ભૂલીને ઇચ્છાને વશ થઇ કેવા અનિષ્ટને વ્હોરી લીધું ? તેમને શી વાતની ખામી હતી ? તે જાતે જ લક્ષ્મીનો અવતાર હતાં. તે જન્મથીજ રાજસુખોમાં ઉછરી મોટાં થયાં હતાં, તેમને સુવર્ણનો શો હિસાબ હતો ? છતાં પણ તે મૃગને જોઇ પોતાની સ્થિતિને ભૂલી ગયાં અને તેની બનાવટનો હિસાબ ન કરતાં પોતાના હૃદયના આવેગને વશ થઇ પોતાની ઇચ્છાને પુરી કરવા માટે પોતાના સ્વરૂપને પણ ભૂલી ગયાં અને પોતે જાતે જ આપત્તિના ખાડામાં ગબડી પડયાં. જો તે આવી નજીવી ઇચ્છાને વશ ન થયાં હોત, તો તેમને આવું દારૂણ દુઃખ સહન કરવું ન પડત.

આજકાલ ઘણા કુટુંબોમાં પુત્ર અને પિતાને બનતું નથી. ભાઇએ ભાઇમાં કલેશ થાય છે અને વેપાર રોજગાર એક હોવા છતાં

પણ સ્ત્રીઓના કલેશથી કંટાળતાં જુદા રહેવાને તૈયાર થઇ જાય છે. આનું મૂળ કારણ સ્ત્રીઓ હોય છે. સ્ત્રીઓ પોતાના હૃદયના અચાનક ઉત્તેજનને વશ થઈને પોતાના સ્વજનોના સામાન્ય ગુણોથી સંતુષ્ટ અને સામાન્ય દોષોથી રૂષ્ટ થઇ જાય છે. આ દોષને લઇ, અથવા તો પોતાના કુટુંબના કોઇ માણસની સાથે કાંઇક અણબનાવ થતાં તે તેનું વેર લેવાને માટે અનેક પ્રકારનાં સાચાં જુઠાં કરી કલેશ કંકાશ કરાવવાને ચૂકતી નથી. પોતાના પતિને જુદા રહેવાની સલાહ આપે છે. જો કદી તેનો પતિ તેની વાત ન માને તો તે રાત દિવસ રડયાં કરે, ખાય નહિ, ઉપવાસ કરે, મોં ચઢાવે અને રાત દિવસ લડાઇ ઝઘડો કરી કલેશ કંકાશથી તેને પ્રજાળ્યાં કરે છે. તે પછી તેનું મુખ પ્રસન્ન જણાતું નથી. તેના મનમાં જ્યાં સુધી પોતાની ઇચ્છા પુરી થાય નહિ ત્યાં સુધી સુખ થતું નથી. તેના હૃદયમાં એક ચિંતા, એક જ્વાળા, એક ધ્યાન અને એક ભાવના એક જ રૂપે સળગી રહે છે. અને જ્યારે પોતાના મનનું ધાર્યું થાય છે ત્યારેજ તે ઝંપીને પોતાના પતિને બેસવા દે છે.

ઘણા કુટુંબોમાં અણબનાવ ઉત્પન્ન કરાવનાર અને સગાં વ્હાલાં સાથે વેર કરાવનાર સ્ત્રી જ હોય છે. પિતા પુત્રનો અને ભાઈઓ ભાઇના પ્રેમાળ સંબંધને તોડાવનાર પણ હલકા હૃદયની સ્ત્રીઓ હોય છે. આવી સ્ત્રીઓ હંમેશાં પોતાના પતિને કહ્યાં કરે છે કેઃ—"આજ તો મને તમારી માએ આમ કહ્યું, આજ તો તમારા ભાઇએ આમ કહ્યું, આજ તો તમારા બાપ પણ મને તમારી માનું સાંભળી ગાળો ભાંડતા હતા, બળ્યું આ ઘરમાં રહેવું, તમે રાત દહાડો વૈતરૂં કરી કરીને મરી જાવ ને મારે આમના ઠેસલા ખાવા પડે, બળ્યો મારો અવતાર કે હું તમારે પાને પડી સુખી થઇ નહિ." આમ

કહી પોતાના પતિને પોતાના કુટુંમ્બીયો માટે સાચાં જુઠાં ભરવી એક બીજાનાં મન ઉંચાં કરાવે છે. દેરાણી જેઠાણી કે સાસુ વહુ નજીવા કારણથી લડી પડે છે અને કેટલીક જગ્યાએ તો સ્ત્રીઓનો કંકાશ એટલો બધો જામી જાય છે કે તેને લીધે પિતા અને પુત્ર વચ્ચે, ભાઇઓ ભાઈ વચ્ચે મન ઉંચાં થઇ અણબનાવ થઇ જાય છે અને એક બીજાનાં મન ઉંચાં થઇ જતાં શત્રુ રૂપે થઇ જાય છે. આ બધાના કારણરૂપ સ્ત્રીઓ જ હોય છે. દરેક સમજુ સ્ત્રીએ પોતાના આ સ્વભાવનો ત્યાગ કરવો જોઇએ. આ પ્રકારની સ્ત્રીઓની નીચ બુદ્ધિથી જ જ્યાં ત્યાં ગૃહસ્થાશ્રમના સુખી જીવનનો ત્યાગ થઇ જાય છે. આથી જ બુદ્ધિમાનો "**स्त्री बुद्धि प्रलयंकरी।**" અર્થાત સ્ત્રીઓની બુદ્ધિથી જ પ્રલય ઉપસ્થિત થાય છે એમ કહે છે.

બ્હેનો, તમારા હૃદય તરફ જુવો, એ સર્વ અવગુણો જો તમારામાં હોય તો તેનો ત્યાગ કરો. આ દોષો સ્ત્રીઓના હૃદયમાં પાણીના ઝરાની માફક એક બાજુ વહ્યાં જ કરે છે. જો તમે તમારૂં ભલું ઇચ્છતાં હો અને સુખી જીંદગી વિતાવવાની ઇચ્છાવાળાં હો, તો પ્રાણ જતાં પણ ન્યાય માર્ગનું ઉલ્લંઘન ન કરશો અને તમારા કર્ત્તવ્યમાર્ગનો ત્યાગ ન કરશો. તમારે તમારી સ્થિતિને અનુસાર ધૈર્ય, ગંભીરતા અને સ્થિર ચિત્તથી કામ કરવું જોઇએ. સમજ્યા વિચાર્યા વગર મનના વેગને તાબે થઇ, સમયનો વિચાર કર્યા વગર કોઇ પણ કામ કરવાને ન દોરાશો. તમારે હંમેશાં તમારા મનને જ્ઞાન દ્વારા સ્વચ્છ રાખી ધર્મવડે કબજે રાખવું જોઇએ. કોઇ પણ પ્રકારના મનના આવેગને તમારા હૃદયમાં સ્થાન ન આપો. ઇચ્છાની પ્રબળતા, મનની દુર્બળતા અને લાલસાની તૃષ્ણાનો ત્યાગ કરવાને માટે હંમેશાં યત્નશીલ રહેજો, યાદ રાખજો કે કોઇ પણ વાતની

અધિકતા સારી નથી. **अति सर्वत्र वर्जयेत।** બ્હેનો આજે જે કહ્યું તે બરોબર યાદ રાખી તે પ્રમાણે વર્તવા યત્નશીલ થજો અને તમારા હૃદય ઉપર જય મેળવજો. આપણો આ અવતાર શુભ કર્મોને કરવા માટે અને પતિસેવા કરી સ્વર્ગ પ્રાપ્તિ કરવા માટે મળ્યો છે. તેને લોભ લાલચને વશ થઇ મિથ્યા ગુમાવી દેશો નહિ. જે કાર્ય કરો તે વિચાર કરીને કરજો. તે કાર્ય કરતા પહેલાં તેના ગુણ દોષ અને પરિણામનો વિચાર કરવા ચૂકશો નહિ. આપણે સ્હેજ કારણને લઇ લલચાઇએ અને તેનું પરિણામ ભયંકર આવે તેમ હોય તો તે લાલચથી લપટાશો નહિ, અને હંમેશાં તમારા પતિના વિચારને મળીને તેની સલાહ પ્રમાણે કાર્ય કરજો. કોઇ પણ વસ્તુની તમારા પતિ પાસે આડાઇ કરી માગણી કરશો નહિ. અને તમારા સંબંધીયોમાં વિખવાદ ઉત્પન્ન થાય તેવી રીતે તમારા પતિને સાચાં જુઠાં ભરવશો નહિ.

ઘર છે તે બોલવું પડે, બે થાળી ખખડે પણ ખરી, નજીવી બાબતો માટે આપણેજ આપણું ભોગવી લેઈ નીકાલ કરી નાંખવો જોઇએ, એવી ઘરની કાચાકુબલીની વાતો તમારા પતિને ભરવી તેમના મનને ઉદ્વેગ પ્રકટ કરવો નહિ. તેમ જ તમારે ખાસ કારણ વગર કોઇ પણ એવી વાત તમારા પતિને કરવી નહિ કે જેથી તેમનું મન તેમનાં સંબંધિયો માટે ખાટું થાય. એકલા રહેવામાં માલ નથી. સલાહસંપથી કુટુંબીયોના ભેગાં રહેવામાં જ સાર છે. માટે તેવી ઇચ્છાથી તમારા પતિના કાન ભંભેરવા નહિ.

લ્યો ત્યારે હવે તમારો બધાંનો વિચાર હોય તો બંધ કરીએ આજે આટલું મનન કરશો. આપણુ સ્ત્રીજાતને આ સંસારમાં સમજી વિચારીને ચાલવાનું હોય છે. આપણે સમજુ અને વિવેકી થઇએ

તો કંકાશ ઓછો થાય છે, પતિને ઠારી શકીએ છીએ અને બાળકોને ઉત્તમ કેળવણી આપી શકીએ છીએ. માટે આપણે બધાંએ આપણી ફરજો શી છે તેનું શિક્ષણ મેળવી તે પ્રમાણે વર્તવું જોઇએ.”

મહાલક્ષ્મીની સાથે આજે ભાગીરથી નામની એક બીજા ફરીયામાંથી તેની બેનપણી આવી હતી. તે પણ મારી આ વાત સાંભળી દીંગ થઇ ગઇ હતી. તેણે કહ્યું: “લ્યો મહાલક્ષ્મી બ્હેન ! આજે આપણને આ કૌમુદિની બ્હેને જે વાતો સંભળાવી તે તો મને નવી નવી લાગી. આમાંનું આપણે તો બા કંઇ સમજીએ નહિ. નહિ ભણેલાં, કે ગણેલાં, કે પીએર કે સાસરામાં કંઇ સાંભળેલું નહિ. તે શી રીતે જાણીએ. અમે નાનાં હતાં ત્યારે અમારા ગામમાં પાંડવકૌરવની કથા થતી, તે સાંભળવા અમે જતાં અને બધી બાયડીઓ કથા સાંભળવા ત્યાં ભેગી થતી. ત્યાં પણ કથા કહેનારો હાથ લાંબા ટુંકા કરી માણુ વગાડતો, રાગડા તાંણતો હોય અને અમે તો બધાં અમારા ઘરની વાતો કરીએ, કે આજે તો બા આ ખાધું, આજે તો ફલાણી ને તેના ધણીએ માર માર્યો. આજે તો ફલાણી ને ફલાણી જોડે લડવાડ થઇ, આવી કુથલીઓ થાય તે સાંભળીએ. વળી આ કથામાં દ્રૌપદિને પાંચ ધણી હતા. કૃષ્ણને અનેક ગોપીઓ હતી. આવી આવી વાતો કથામાં આવતી તે સાંભળતાં. આવી કૌમુદિની બ્હેને કહી એ વાતો તો મેં મારા જન્મારામાં આજે જ સાંભળી. હવે બા, આપણી તો ઉમ્મરે થઇ, પણ જો નાનપણથી છોડીઓ આવી વાતો જાણે તો કેવું સારૂં !”

મહાલક્ષ્મી—“ખરી વાત છે બ્હેન, આપણે સ્ત્રીઓ અભણ રહી એટલે કશું વાંચીને પણ જ્ઞાન મેળવી શકીએ નહિ. માબાપ પણ એવાં હોય ને ઘેર આવ્યા પછીથી તો જાણો છો ને ! કામધંધો કરાવી સાસુ સાસ કહાડી નાંખે, તે જાણે કે દીકરાની વહુ તો આપણી

દાસી કે ચાકરડી જ સમજવી. એટલે ત્યાં મોટી ઉમ્મર થતાં સુધી સાસુના કબ્જામાં રહી અને ઘરનાં વૈતરાં કરવાં પડે, તો પછી આવી વાતો કોણ સંભળાવે? આતો આપણાં ધનભાગ્ય કે કુમુદિની વ્હેન અહીં આવ્યાં કે બે ધર્મના બોલ સાંભળીશું.

લ્યો ત્યારે ભાગીરથી બ્હેન, રોજ આવતાં રહેજો. કેમ કુમુદિની બ્હેન રજા છે? બળ્યું તમે તો કંઇ કામેય બતાવતાં નથી!"

આ સાંભળી મેં કહ્યું:—"કામ શું હોય બ્હેન, આવજો. હું તો નાનું બાળક છું મારા બોલ્યા સામું ન જોવું. આવજો ભાગીરથી બ્હેન!

આ પછી સર્વે પોતપોતાને ઘેર ગયાં.

---

## પ્રકરણ ૧૧ મું.

---

## સ્ત્રીઓએ આડોશીપાડોશીની સાથે કેવી રીતે વર્તવું.

---



આ પ્રમાણે રોજ મારે ઘેર હવે બૈરાંનું ટોળું ભરાવા માંડયું, મને પણ ગમ્મત સાથે હવે જાણેલા વિષયોને મનન કરવાનું મળ્યું. આગલે દિવસે જે કહેવું હોય તેનું મારે સાંજ ઉપર મનન કરવું પડતું. વળી આ પ્રમાણે મારો ઉપદેશ સાંભળી તે બૈરાં મારા ઉપર પ્રીતિ રાખવા લાગ્યાં. ઘરડી સ્ત્રીઓમાં પણ હવે મારૂં માન વધ્યું, તે મને દેવી તુલ્ય ગણવા લાગ્યાં. આથી મારે પણ મારા આચારવિચારને માટે

બરોબર કાળજી રાખવી પડતી. હું જે પ્રમાણે ઉપદેશ આપતી તેજ પ્રમાણે મારે વર્તવું પડતુ.અને મારા આચાર કે વિચારમાં કંઇ ખામી કે દોષ ન આવે તે માટે મારે બરોબર સાવધાની રાખવી પડતી. હું જાણુતી કે હું આ બીજાં બધાં બૈરાંને શીખામણુતો આપું છું પણુ જો તે પ્રમાણે મારામાં ગુણુ નહિ હોય તો તે લોકો મારી મશ્કરી કરશે અને મારા કહેવામાં વિશ્વાસ લાવશે નહિ. વળી કદાચ જો કોઇ બાબતની ચૂક થઇ જશે તો કહેશે કેઃ—“ ત્યારે કૌમુદિની બ્હેન ! તમે અમને શીખામણુતો દોછો પણુ તમે આમ કેમ ચાલો છો ! અમને પતિ સેવા કરવાનું કહોછો ને તમારે તમારા પતિ સાથે કેમ મોં ચઢાવવું પડયું હતું ? તો મારે શો જવાબ આપવો, એ વિચારથી મારે ઘણી કાળજી રાખવી પડતી અને જરાપણુ ચૂક ન પડે તેને માટે બીક રાખવી પડતી એટલે મારા હૃદયના ભાવ પણુ ઉત્તમ થયા. અને મારૂં જીવન પણુ આદર્શમય થવા લાગ્યું. બીજાઓને ફાયદો કરવા જતાં મને પણુ ફાયદો થવા લાગ્યો. અને મારૂં જીવન પણુ ઉચ્ચ થવા લાગ્યું.

આજે પણુ અડોશી પડોશીનાં સર્વ બૈરાં રોજની માફક આવી રહેતાં મેં મારી વાત ચલાવવા માંડી.

મેં કહ્યું—“ બ્હેનો ! આપણે એક બીજા સાથે હળીમળીને રહેવું જોઇએ અને કદાચ કોઇનો દોષ જણુાય તોપણુ તે દરગુજર કરી તેની સાથે તકરારમાં ઉતરવું નહિ સાધારણુ રીતે આપણે સ્ત્રીઓનો સ્વભાવ સ્હેજસાજ બાબતમાં લડી પડવાનો હોય છે. કોઈ માણુસે આપણા ઉપર સેંકડો ઉપકાર કર્યા હોય છતાં જો એક દહાડો આપણો અવગુણુ કરી બેસે તો તે વખતે આપણે તેના તમામ ઉપકારોને ભૂલી જઈ તેણે કરેલા અવગુણુનો બદલો વાળવા તત્પર થઇ જઇએ

છીએ; અને આપણા નજીકના સંબંધીની સાથે પણ લડતાં વાર લગાડતાં નથી. જેમ એક જ કુટુંબમાં સ્ત્રીઓને લીધે વિખવાદ ઉત્પન્ન થતાં પુરુષોનાં મન ઉંચાં થઈ આ સંસાર વિષમય થઇ જાય છે તેવી જ રીતે આડોશી પાડોશીની સાથે પણ સ્હેજસ્હાજ બાબતોને માટે મન ઉંચા થતાં લડાઇ ટંટા થાય છે અને તેના પરિણામે ઘણી સ્ત્રીઓ તેમનાથી અકારી થઈ પડતાં અનેક ઉપદ્રવોને સહન કરે છે.

જુવો બ્હેનો, જેની સાથે આપણે રાત દહાડો રહેવાનું છે તેમની સાથે વિરોધ કરવાથી આપણાં સગાં વહાલાંથી આપણે વિમુખ થઈ જઇએ છીએ, તેવી જ રીતે જેમની સાથે રોજ બેસવા ઉઠવાનું હોય છે તે પડોશીઓની સાથે પણ વૈરભાવ રાખી સુખની આશા રાખવી એ નકામી છે. કેટલીક તકરારી અને જ્યાં ત્યાં લડવાડ કર્યાં કરવાના સ્વભાવવાળી સ્ત્રીઓ નજીવી વાતોને માટે પોતાના પાડોશીઓની સાથે લડી પડે છે અને ગાળમગાળા કરતાં વિચાર કરતી નથી. જો તેને કોઇનો હાથપગ અડે કે તેના બારણામાં કોઇથી ભૂલે ચૂકે કચરો કે પાણી પડે તો તે તેની સાથે હજારો દહાડાનો સંબંધ તોડીને લડવા ચૂકતી નથી અને ન કહેવાય તેવી ગાળો ભાંડે છે. કેટલીક સ્ત્રીઓ એવા હલકા સ્વભાવની હોય છે કે જો કોઇ વખતે તેણે પોતાના ચોકમાં કંઇ દાણા સુકવ્યા હોય અને તેને કોઇ બીજી પાડોશીની ગાય કે ભેંસ છૂટી જતાં ખાવા લાગે છે કે, અમથુ મોં ઘાલે છે કે તરત જ આકાશપાતાળ એક કરી દેછે. અને તેના માલીકને ન દેવાય તેવી ગાળો ભાંડી લડાઈ કરે છે. કેટલીક સ્ત્રીઓ છોકરાંની તકરારમાં, પોતાના છોકરાંને કદાચ કોઇ પાડોશીનું છોકરૂં રમતાં રમતાં ધોલધાપોટ મારે કે તરત જ તેના માબાપ સાથે લડવા મંડી પડે છે. કોઈ બાળકથી કદાચ તેનુ કંઇ નુકશાન થઇ જાય, કે તે છોકર-

મતથી કંઇ આડું અવળુ બોલી જાય તો તેની સાથે પણ તે લડવા ઝઘડવા મંડી પડે છે. આવી રીતે ઘણાં નજીવાં અને સામાન્ય કારણોને માટે પણ તે પોતાના પાડોશીઓની સાથે લડવા મંડી પડે છે અને હજારો દહાડાની શરમનો એક દિવસના અનુરાગથી ત્યાગ કરી દે છે.

આવી નજીવી બાબતોને માટે આપણે આપણા આડોશી પાડોશીની સાથે લડાઇ ટંટો કરવો એ ઘણું જ અનુચિત છે. પાડાપાડોશમાં હળીમળીને ન રહેવાથી કોઇ વખતે આપત્તિને વ્હોરી લેવી પડે છે. જે સ્ત્રી પોતાની ઉદ્ધતાઇથી કે તોછડા સ્વભાવથી પોતાના પાડોશીયોને તુચ્છ સમજે છે, તેમને વિપત્તિ આવતાં મદદ કરતી નથી, અને આનંદ વખતે સંતોષ પ્રકટ કરતી નથી તે સ્ત્રીની કોઈ વખત દુર્દશા થાય છે. આવી લડકારી સ્ત્રીઓને બુદ્ધિમતી અને દૂરદર્શીની કહી શકાતી નથી. દરેક સ્ત્રીએ પોતાના પાડોશીની સ્ત્રીઓ સાથે હળી મળીને રહેવું જોઇએ અને તેમના ઉપર પોતાના સગાં વહાલાં જેવો પ્રેમ રાખી હેત રાખવું જોઇએ અને તેમને ભાડભીડે ઉપયોગી થવું જોઇએ.

આપણી પાડોશની ઘરડી સ્ત્રીઓનું માન રાખી તેમની સાથે મર્યાદાથી વર્ત્તવું જોઇએ. તેમની આગળ કદી નિર્લજ્જતા, અશિષ્ટતા અને એ પ્રકારે બીજી અદાવત રાખવી નહિ. તેમને તમારી સાસુ તરીકે માન આપો જે તમારી બરોબર વયની હોય તેને તમારી બેન સમજીને તેને તમારે મધુર વાણીથી અને નમ્ર વચનોથી પ્રસન્ન રાખવી જોઈએ, તેના આગળ કદી પણ ગુમાન કરવું નહિ. તેનાં બાળકોને તમારાં બાળકો જેવાં ગણો. ઘણી સ્ત્રીઓ બીજાનાં છોકરાં ઉપર માત્ર ઉપલક પ્રેમ બતાવી તેની માતાને વ્હાલી થવા જાય છે પણ એવો

ઉપલક પ્રેમ રાખવો નહિ પણ ખરો પ્રેમ રાખવો. કપટતા ઘણી જ નિંદનીય છે એથી આપણે આપણા પડોશીયો સાથે કપટી વ્યવહાર રાખવો ન જોઇએ.

બ્હેનો ! તમારે તમારા પાડોશીઓની સાથે એવી રીતે વર્ત્તવું કે જેથી તે તમારા ઉપર ગુસ્સે થવા ન પામે. ઘણી સ્ત્રીઓ પોતાના પડોશીઓ સાથે વાતચિત કરતી વખતે, ઘણે ભાગે પોતાના પતિના દોષ તેમને કહ્યા કરે છે અને કહે છે કે—" શું કહું બ્હેન ! આજે તો મને સ્હેજ બાબતમાં મા બેન સમી ગાળો ભાંડી, કહે બ્હેન પાણીનો લોટો ઢળી ગયો તેમાં માર માર્યો, બળ્યું મારા દુઃખનો તો આરો નથી, મારા ધણીતો આવા છે ને તેવા છે." આવી રીતે પોતાના પતિના દોષો બીજી સ્ત્રીઓને કહી બતાવે છે આ ટેવ દરેક સ્ત્રીએ છોડી દેવી જોઈએ. તમારે કદી પણ તમારા પતિના દોષ બીજાના આગળ કહી બતાવવા નહિ; કેમકે, પતિ એજ તમારા ગુરુ છે અને ગુરુની નિંદા કરવી એના જેવું બીજું કોઇ પાપ નથી.

કેટલીક સ્ત્રીઓ આપણી વાત જાણી લેવાને માટે, તેમ જ આપણા મનની વાત લેવાને માટે, મીઠું મીઠું બોલી, જાણે આપણી હિતસ્વિની ન હોય તેમ વર્ત્તી આપણને ભોળવી દે છે. માટે તમારે આવી સ્ત્રીઓથી ખૂબ સાવધાન રહેવું જોઇએ અને ઘરની વાત કે આપણા પતિની કોઇ વાત તેને કરતાં તેનો વિચાર કરવો જોઇએ. આવી સ્ત્રીઓ દૂષની વાતો પૂછી લેવાને માટેજ લલોપતાં કરે છે.

દરેક સ્ત્રીએ પોતાના પડોશની સ્ત્રીઓ સાથે હળીમળીને રહેવાની જરૂર છે અને તેમાં પણ જે દૂષી, કપટી કે નિચ સ્વભાવની હોય તેનાથી અળગા રહી, તેની સાથે પણ બગાડ કરવો ન જોઇએ. આવી સ્ત્રીઓની સોબત કરવાથી તે આપણને નીચ રસ્તે દોરી જતાં

વાર લગાડતી નથી. તેમ તેમની સાથે બગાડ કરવાથી તે આપણા ઉપર જુઠું આળ મૂકવાને પણ ચૂકતી નથી. માટે તેવી સ્ત્રીઓ સાથે ખપ જેટલીજ વાત રાખવી. વળી પડોશના પુરુષવર્ગની સાથે કેવી રીતે વર્તવું તે પણ જાણવાની તમારે જરૂર છે. જે પુરુષ તમારા પતિથી મોટી ઉમ્મરના હોય, તેમની સાથે તમારે લાજમર્યાદામાં રહી તમારા મોટા ભાઇની માફક આદરસન્માન પૂર્વક અને તેનો ભય રાખીને રહેવું જોઈએ. તમારે સાવધાન થઇને એવી રીતે બોલવું ચાલવું કે તે તમને બેશરમી ન સમજે. તે આવતા હોય તો તેની સામે તમારે જવું નહિ અને તમને તે કોઇ ખાસ કારણ વગર દેખી ન શકે તેવી સાવધાની રાખવી. જે તમારા પતિથી નાના હોય તેમની સાથે પણ મર્યાદાથી વર્ત્તવું અને તેમની સાથે છૂટથી વર્ત્તવું નહિ. તેના દેખતાં કદી પણ નિર્લજપણે વર્તવું નહિ. ઘણી સ્ત્રીઓ પોતાના પતિથી મોટી ઉમ્મરના પુરુષોની લાજ કાઢી તેનાથી અદબ રાખી વર્ત્તે છે પણ કેટલીક પોતાના પતિના બરાબરીયા કે પોતાના પતિથી નાની ઉમ્મરના પુરુષો સાથે બોલવા ચાલવામાં છૂટથી વર્ત્તે છે. કદી તો તેની સાથે હાસ્યમશ્કરીઓ કરવાને પણ ચૂકતી નથી, પણ તેમાં તેમની ભૂલ છે. આ તેમને અવળે માર્ગે દોરી જનાર છે. માટે દરેક સ્ત્રીએ પરપુરુષની સાથે લાજમર્યાદામાં રહીને જ બોલવું ચાલવું જોઇએ.

ખાસ જરૂરના કારણ વગર તેની સાથે વાત ન કરો અને કદાચ વાત કરવાનો પ્રસંગ આવે તો ખપ જેટલી જ વાત, નીચી નજરે લાજ મર્યાદાથી કરવી જોઇએ. કદી પણ તેની દૃષ્ટિ સાથે તમારી દૃષ્ટિ મેળવી વાત કરવી નહિ. આ પુરૂષોને તમારા ભાઇ તરીકે ગણીને જ તમારે તેમની સાથે વર્ત્તન રાખવું.

ઘણી ધનવાન સ્ત્રીઓ પોતાના પતિના ધન કે સત્તાના મદના ગુમાનમાં પોતાની પડોશની ગરીબ સ્ત્રીઓની સાથે હલકાઈથી અને તોછડાઈથી વર્ત્તે છે, તેમને તે હલકી માને છે. જેથી તેમની સાથે ઉઠવા બેસવામાં પોતાનું અપમાન સમજે છે, આવો સ્વભાવ રાખવો. એ તેનું હલકાપણું અને નીચતા દર્શાવનાર છે. ગરીબ પડોશીનીઓને યથાશક્તિ મદદ કરવી અને આપતિ વખતે તેમને મદદ કરવી એ તેમનું કર્ત્તવ્ય છે.

કદાચ તેવી કોઇ સ્ત્રી ધનના અભાવથી તમારી પાસે કોઇ વસ્તુ ઉછીની માગવા આવે તો તમારે તમારી શક્તિ અનુસાર તેને તે આપવી જોઇએ અને તેને નિરાશા કરવી ન જોઇએ. તેને એવી કોઇ વાત ન કરવી કે જેથી તેના હૃદયમાં આઘાત થાય. અનેક સ્ત્રીઓ ગરીબ સ્ત્રીઓનાં બાળકોને સાથે પોતાના ધનનો મદ બતાવી અભીમાનથી વાતો કરે છે. આવી વાતો કરવી એ મૂર્ખતા છે. કેમકે સ્થિતિના તો વારા ફેરા છે. દરેકની અવસ્થા દર વખત કાંઈ એક સરખી રહેતી નથી. માણુસે ધનનુ અભિમાન કરવું એ મૂર્ખાઇ છે જે આજે ધનનો અહંકાર કરે છે અને પોતાના ગુમાનથી બીજાને હલકા માને છે તે જ એક વખતે ભીખારી થઇ બારણે બારણે ભીખ માગતા ફરે છે. ધન અને માણુસોને માટે અભિમાન કરવું એ વૃથા છે.

જેમ કુટુંબીઓ સાથે અને અડોસીપડોશીઓ સાથે હળી મળીને ચાલવું જોઇએ તેવી જ રીતે દરેક સ્ત્રીએ પોતાની નાતના માણુસોની સાથે હળીમળીને ચાલવું જોઈએ અને તેમની સાથે સારી રીતે પ્રેમથી વર્ત્તવું જોઇએ. તેમની સાથે પણુ કોઇ દિવસ લડાઇ ટંટો થાય તેવું વર્ત્તન ન રાખવું જોઇએ. નાતમાં પણુ સગાં વ્હાલાં સાથે લડાઇ ટંટા કરી શત્રુતા કરવાથી અનેક આપત્તિઓને સહન કરવી

પડે છે. જે માણુસો પોતાની નાતના માણુસો ઉપર પ્રીતિ રાખી તેમની સાથે સ્નેહથી વર્ત્તે છે તે સર્વ જગ્યાએ આદરસન્માન મેળવે છે અને તેને દુઃખ કે સુખ વખતે સર્વ કોઇ નાતવાળા મદદ કરી શકે છે. આપણે આપણી નાતજાતમાં પણ દરેક સાથે સદ્ભાવ રાખવા થી અને તેમની સાથે હળીમળીને સંપથી તથા સ્નેહથી વર્ત્તવાથી આપણને જે સુખ મળે છે અને કોઇ વખતે જે ઉપકાર થાય છે તેનું વર્ણન કરવું કઠિન છે. તમારે પણ તમારા પાડોશીઓ સાથે અને નાતજાતનાં સગાં વ્હાલાં તથા અન્ય માણુસો સાથે પણ પ્રેમથી વર્ત્તવું અને તેમની સાથે એવો ગાઢ સંબંધ રાખવો કે તે સર્વે તમારા ઉપર પ્રીતિ રાખે અને તમારા સુખ દુઃખના ભાગીયા થઇ શકે.

આપણ સ્ત્રીઓનો તો સ્વભાવ જ કોમળ અને પ્રેમાળ હોય છે, પરંતુ નજીવાં કારણોથી કે સહનશીલતા કે ધૈર્યના અભાવથી કદાચ લડાઈ ખોર થઇ જાય છે માટે તેનો ત્યાગ કરી આપણા કોમળ અને પ્રેમાળ સ્વભાવને કાયમ રાખી દરેક સાથે હળીમળીને ચાલવું જોઇએ.

કેમ બ્હેન ! ખરૂં છે ને ! ભૂલ હોય તો કહેજો. મારા ઉપર તો તમારા સર્વની પ્રીતિજ છે, આપણે પરસ્પરસ કેવી રીતે વર્ત્તવું તે આજે કહ્યું, હવે વળી કાલે બીજું કંઈ કહીશું."

સર્વે—"વાહ બ્હેન ! રોજ કરતાં આજની વાત તો ગાંઠે બાંધવા જેવી છે આ બધી સ્ત્રીઓ સમજે તો કોઈ દહાડો લડાઇટંટો થાયજ નહિ, લ્યો તારે હવે બંધ કરો તમને તો રોજ તસ્દી આપવાની છે રોજ થોડું થોડું સારૂં. લ્યો ત્યારે ઉઠીએ છીએ બ્હેન, આવજો."

આમ કહી સર્વે ઉઠી પોત પોતાને ઘેર ગયાં.

# પ્રકરણ ૧૨ મું.

## ગૃહસ્થાશ્રમના સ્વર્ગીય સુખમાં વિઘ્ન નાંખનાર શત્રુઓ.

બીજે દિવસે મારા પતિ કચેરીમાં ગયા પછી હું ખાઇ પી કામકાજથી પરવારી બેઠી હતી. તેવામાં એકે એકે અમારા મ્હેલ્લાની સર્વ સ્ત્રીઓ આવી પહોંચી. આજે તો ભાગીરથી સર્વથી પહેલાં આવી હતી. તે સર્વના આવી ગયા પછી મેં મારી કથા નીચે પ્રમાણે શરૂ કરી.

બ્હેનો ! આપણા ગૃહસ્થાશ્રમમાં જો આપણે બરોબર ચાલીએ અને આપણી ફરજ સમજી પતિ સેવામાં જ આપણું અહોભાગ્ય માનીએ તો આ ક્લેશમય સંસારમાં પણ સ્વર્ગના નંદનવન તુલ્ય સુખ અને આનંદનો અનુભવ કરી શકીએ તેમ છીએ. આપણા ગૃહસ્થાશ્રમના સુખમાં વિઘ્ન નાંખનારા જે જે શત્રુઓ છે તેમાં કંકાશ નામનો સર્વથી શ્રેષ્ટ શત્રુ છે. જે ઘરમાં કંકાશ થતો હોય છે તે ઘર જો જોતામાં દુઃખમાં ગરકાવ થઇ જાય છે અને તેનો સર્વ નાશ થઇ જાય છે. જ્યાં ક્લેશ અને કંકાસ થતો હોય છે, ત્યાં દરિદ્રતાનો નિવાસ હોય છે. જે ઘરમાં હંમેશાં લડાઇટંટો થયાં કરે છે, તે ઘરના માણસોને કદી સુખ શાંતિ ભોગવવાનો વારો આવતો નથી અને તેવા કંકાશવાળા ઘરમાંથી લક્ષ્મી પણ ત્રાસીને પલાયન કરી જાય છે આવા ઘર ઉપર હંમેશાં લક્ષ્મીની અવકૃપા હોય છે. ઘણી વગર ભણેલી સ્ત્રીઓ લડવા ઝઘડવામાં ઘણી જ ચતુર હોય છે, તેઓ સાધારણ

બાબતોમાં પણ એક બીજા સાથે લડાઇટંટો ઉત્પન્ન કરી મહાભારત યુદ્ધ બનાવી દે છે. સ્ત્રીઓનામાં આ અવગુણ તેનો, તેના પરિવારનો અને તેના ઘરબારનો નાશ કરનાર છે માટે દરેક સ્ત્રીએ તેનો ત્યાગ કરવો જોઇએ.

ક્ષમા અને ધીરજ આ બે ગુણો ન હોવાથી ઘરમાં ક્લેશ ઉત્પન્ન થાય છે કઠોરવાણી બોલનારી અને રાતદિવસ કલેશ કરનારી સ્ત્રીઓ પોતાના પતિને સાક્ષાત્ વિપદ્ સ્વરૂપ છે. તેના આ દોષથી તેના પરિવારનો સર્વનાશ થઇ જાય છે ક્લેશ કંકાશ કરનારી સ્ત્રીઓમાં સેંકડો બીજા ગુણો હોવા છતાં પણ કાગડાના ગળામાં મણિના હારની માફક આ એકજ અવગુણ તેના સમસ્ત ગુણો ઉપર પાણી ફેરવી દે છે. આવી સ્ત્રીઓ ઉપર કોઇની પ્રીતિ રહેતી નથી. સાસુસસરો, પતિ, દિયેર કે કોઇપણ તેને સ્નેહ દ્રષ્ટિથી જોતાં નથી.

શાન્તસ્વભાવ સર્વને પ્રિય હોય છે જે સ્ત્રીયો હમેશાં દાંત કકડાવ્યા કરવામાં અને લડાઇ ઝગડો કરવામાં પોતાનો સમય વિતાવે છે તે કદી શાંત સ્વભાવની હોઇ શકતી નથી, આવી સ્ત્રીઓનો સ્વભાવ ઘણોજ ગરમ અને જો જોતામાં લડી પડનારો તથા અહંકારી હોય છે તેના મનમાં સુખ અને આનંદને રહેવાની જગ્યા મળતી નથી તેના હૃદયમાં હંમેશાં અશાંતિનો અગ્નિ પ્રજ્વળ્યા કરતો હોય છે, આનું ફળ એ થાય છે કે આ પ્રમાણે સ્હેજસાજ બાબતોમાં કલેશ કરવાની ટેવવાળી સ્ત્રીના મનની પ્રસન્નતા હંમેશને માટે નષ્ટ થઇ જાય છે. આવી સ્ત્રીઓ પોતાના કુટુંબીયોની સાથે હળીમળીને કે સુખશાંતિથી રહી શકતી નથી. કેમકે તેનામાં કઠોર અને કર્કશ વાણી બોલવાની ટેવ પડી ગયેલી હોય છે. તેને લડવા ઝઘડવામાં કટુ વચનો બોલવાની ઘણી જરૂર પડે છે, કેમકે તે વગર પ્રતિપક્ષીને હરાવી શકતી

નથી. ગાળો ભાંડવી, કડવી વાણી સંભળાવવી અને કર્કશ વાક્યબાણોથી સામાના હૃદયને ભેદવું એ ક્લેશ કરનારી સ્ત્રીઓના મુખ્ય હથિયાર રૂપ છે. તે તો તેની અમોઘશક્તિ છે. કટુવચનનો પ્રયોગ કરતી વખતે તેને જુઠું બોલ્યા વગર પણ છૂટકો થતો નથી. એથી તમે સમજ્યાં હશો કે લડાઇ ટંટો કરનારી સ્ત્રીઓ સહજમાંજ કઠોર વાણી બોલનારી અને જુઠું બોલવાના સ્વભાવવાળી હોય છે, જે સ્ત્રીઓમાં ક્રોધ વધુ હોય છે અને જે ક્ષમા કરવાનું જાણતી પણ નથી, એવી સ્ત્રીઓમાં લડાઇ ટંટો કરવાની અધિક પ્રીતિ હોય છે.

લડાઈ ટંટો કરનારી અને ક્લેશ કંકાશ કરવાના સ્વભાવવાળી સ્ત્રીઓનો સ્વભાવ એવો ખરાબ હોય છે કે તે વખત બે વખત કશું પણ જોતી નથી. નજીવાં કારણોથી પણ તેને ઝઘડો કર્યા વગર ચેન પડતું નથી. તેને રાત દિવસની લડવાની એવી ટેવ પડેલી હોય છે કે તે ગાળો ભાંડવામાં, ગાળો ખાવામાં કે લડાઇ કરવામાં કદી બીજાથી હારતી નથી; કદાપિ કોઇ વખત હારી જાયતો તે ક્રોધથી રાતદિવસ રડયાં કરી આંસુઓથી જમીન પણ પલાળી નાંખે છે, અને કોઈ રીતે તેના મનનો ક્રોધ શાંત થતો નથી. આ વખતે તેના મનની દશા એવી ખરાબ થઇ જાય છે કે તે આત્મઘાત કરવાને પણ તૈયાર થઇ જાય છે. ઘણીવાર તો કેટલીક સ્ત્રીઓ આવેશમાં આવી જઈ લડતાં અને રડતાં પોતાનાં કપડાં અને જણસોને પણ ફાડી તોડી નાંખે છે અને પોતાના ક્રોધમાંને ક્રોધમાં માથું કુટવા કે છાતી કુટવા મંડી પડે છે. આવી સ્ત્રીઓ ઘરના કલંકરૂપ અને નીચ છે.

આ સ્ત્રીઓ લડવા બેસે છે ત્યારે ખરાખોટાનો પણ વિચાર કરતી નથી. તેનો એક મોટો એ દોષ હોય છે કે લડાઇ વખતે ગમે તેવો ઓળખાણવાળો વારવા આવે, તો તે તેને પણ સામા પક્ષનું

ઉપરાણું લઇ આવ્યો છે, એમ માની તેની સાથે પણ લડવાને ચૂકતી નથી. તે લડતી વખતે જે બોલે છે તે એવું બોલે છે કે તેની શી અસર થશે, કે સાંભળનાર શું કહેશે, તેનો પણ વિચાર કરતી નથી. તે સામા લડવા આવનારને માથે જુઠી આળ ચડાવતાં પણ ડરતી નથી તેને બોલતાં લાજશરમ કંઈ પણ આવતી નથી. એવી કોઈ વાત નથી કે જેને તે કહી ન શકે ! મારા પીયેરમાં એક બાઇ એવી લડકારી હતી, તે લડવા બેસે ત્યારે જાણે વીંછણ વળગી. તે લડવા બેસે ત્યારે ગાંડા જેવી બની જઇ, જે મોંમાં આવે છે તે બોલે છે. તે લડતી વખતે નાના મોટાની કોઈની શરમ રાખ્યા વગર ગમે તેવી ઉઘાડી ગાળો ભાંડે છે, અને આખો દિવસ લડલડ કરે તો પણ તેને થાક લાગતો નથી. તેની બૂમોથી સેંકડો માણસો ભેગાં થઇ જાય છે. અને રડકકળ કરી સામા માણસનો દોષ છે એમ સાબિત કરી તેને ઓશિયાળો કરે છે. લડતી વખતે તેને જરાપણ માનમર્યાદા કે આબરૂનું ભાન રહેતું નથી. તે પુરુષો પણ બોલી ન શકે તેવી ગાળો જેમ ફાવે તેમ દે છે. તેને કદાચ કોઇ તેના પંઝામાં સપડાયતો બારણાં બંધ કરી ઘરમાં પેસી જવું પડે, બૈરાંથીતો ત્યાં ઉભાંજ ન રહેવાય, એવી ગાળો ભાંડે અને બીજાના આગળ સેંકડો જુઠી વાતો ભરવી સામાવાળાનો વાંક જણાવતી. તે લડતી હોય ત્યારે જાણે તમાસો થતો હોય તેમ સેંકડો માણસોની ભીડ જામી જતી. આ સ્ત્રીને લીધે તેના ઘરવાળાઓને સેંકડો આપત્તિઓ ભોગવવી પડી હશે. તે સ્ત્રી એવી છે કે તેને ઘરમાં, ફળીયામાં, કે ગામમાં કોઇની સાથે બનતું નથી. તેમ તે એક દહાડો સુખે બેસીને શાંતિથી રોટલો પણ ખાવા પામતી નથી. આવી સ્ત્રીઓ સ્ત્રીકુળમાં નિંદનીય અને તિરસ્કારને પાત્ર છે. કોઇ પણ બેનનામાં આવો સ્વભાવ હોવો ન જોઇએ.

આજ કાલ હવે લોકોનું પોતાની પુત્રીઓને ભણાવવા તરફ લક્ષ ગયું છે. ઘણે ભાગે ભણેલી અને સમજુ સ્ત્રીઓ લડાઇ ઝઘડો કરવો તે પસંદ કરતી નથી. બ્હેનો, તમારે કદી પણ કોઇની સાથે કંકાશ કરવો નહિ, કારણ કે ક્લેશથી વિપત્તિ પડે છે અને કોઇ આપણી સાથે હળી મળીને રહેતું નથી, વળી કટુ વચનો બોલનારી અને સ્હેજસાજ બાબતમાં લડાઇટંટો કરનારી સ્ત્રીઓ ઘરની અલક્ષ્મીરૂપ છે એ વાત જુડી નથી. જે ઘરમાં હંમેશાં ખટપટ થયાં કરે છે તે ઘરમાં કદીપણ સુખ શાંતિ હોતાં નથી.

જે ઘરમાં આવી ક્લેશકંકાસ કરનારી સ્ત્રી હોય છે તે ઘરનું સર્વનાશ થઇ જાય છે, બધાંનાં મન વ્યગ્ર રહે છે અને કોઇ ઝંપી ને શાંતિથી બેસી શકતું નથી. સ્ત્રીઓમાં એક બીજા સાથે વિરોધ થતાં ભાઇઓભાઇમાં વિરોધ થાય છે. માટે કલહ કરવો એ ઘણો ભયંકર અને સર્વનાશક દુર્ગુણ છે.

જ્યારે અંદરે અંદર ક્લેશ ઉત્પન્ન થાય અને ઘરમાં લડાઇ ટંટાથી વિરોધ ઉત્પન્ન થવા માંડે, ત્યારે ઘરના વિવેકી માણસોએ ઘણી જ સાવધાની અને ચતુરાઇથી તે વિરોધને શાંત કરવા પ્રયત્ન કરવો જોઇએ; નહિ તો આ ભયંકર વિરોધનો અગ્નિ સળગતાં ઘર તો બળીને ખાખ થઇ જશે તો જશે, પણ એક બીજાના પ્રાણ ખોવાનો સંભવ આવી પડશે, માટે દરેક સમજુ પુરુષે આ સ્ત્રીઓથી થતા કંકાશને દબાવવા યત્ન કરવો. જે પતિ પોતાની લડકણા સ્વભાવની સ્ત્રીને સુધારી શકતો નથી અને તેનું કહ્યું માની પોતે પણ તેના જેવો થઇ, તેના કહ્યા પ્રમાણે તેનું ઉપરાણું લઇ અન્યની સાથે લડવા કે ઠપકો દેવા જાય છે, તે પુરુષનામાં મનુષ્યપણું હોતું નથી. તેનું હૃદય શૂન્ય હોય છે તેને મૂર્ખ જ કહેવો યોગ્ય છે. દરેક પુરુષે

આવી વખતે સ્ત્રીઓના આ પ્રકારના સ્વભાવને તો ઉગતો જ ડાબી દેવો જોઇએ; નહિ તો તે લડકારી સ્ત્રીના સ્વભાવથી સર્વનાશ થતાં વાર લાગશે નહિ. જો સ્ત્રીને એકવાર લડવાની કે બીજાને ગાળો ભાંડવાની ટેવ પડી, તો પછી તેને વારંવાર તે પ્રમાણે લડયા કરવાથી એવી ટેવ પડી જાય છે કે જે પાછળથી સ્હેલાઇથી છુટતી નથી. જો તેનો ધણી તેની આ ખરાબ ટેવને છોડાવે નહિ તો બીજું કોણ છોડાવી શકશે? જે સ્ત્રીઓનો સ્વભાવ કાંઇક શાંત હોય છે તેને સમજાવી કરીને પણ તેની તે ટેવને છોડાવી શકાય છે, તેની મતિ અને ગતિ બદલાવી શકાય છે; પરંતુ જે સ્ત્રીઓ બિલકુલ નીચ સ્વભાવની અને ક્રોધના અવતારરૂપ જ હોય છે, તેને હજારો વાર સમજાવો તો પણ તેના માન્યામાં કંઈ આવતું નથી. તેના ઉપર તેની કંઇ અસર જ થતી નથી. તે પોતાના કલેશી સ્વભાવનો ત્યાગ કરતી નથી. બ્હેનો, કોઈ પણ સ્ત્રીએ આવો સ્વભાવ રાખવો નહિ અને આવી કલેશી સ્ત્રીઓની વાતો પણ તમારે સાંભળવી નહિ; કારણકે, તે તો લડ કે લડનાર લાવ, એવી હોવાથી, કંઇક મીશે; છેવટે કુતરા બિલાડાની મિશે પણ લડવા મંડી પડે છે, માટે તેવી સ્ત્રીઓથી બચતાં રહેજો.

લડાઇ ટંટા કર્યા વગર જ અને કોઈ પણ કટુ વચન સંભળાવ્યા વગરજ સમજુ માણસો પોતાનાં મધુર વચનોથી સામાપક્ષને લજ્જિત બનાવી પરાસ્ત કરી દે છે. તે એવા શરમાઇ જાય છે કે ફરી તમારી સાથે લડવા આવતા નથી. ધારો કે તમારે કોઇ કારણસર તમારી સાસુ કે નણંદ સાથે તકરાર થઇ અને તેના અપરાધથી તેના ઉપર તમે ગુસ્સે થયાં; અથવા તો કોઇથી તમારૂં કાંઈ નુકશાન થઇ ગયું તો તે વખતે તમે તેની સાથે કટુ વચનોથી તેના કરેલા

દ્વેષનો ત્યાગ કરવા સમજાવો અને, કહો કે—'હોય, માણસ જાત છીએ, ભૂલ પણ થાય,' એમ કહી તેનો અપરાધ ક્ષમા કરો. તો તેથી તે પોતે કરેલા અપરાધનો પસ્તાવો કરશે અને તમારા ઉપર પ્રીતિ રાખતાં શીખશે. તે પછી તેની તમારામાં શ્રદ્ધા વધશે અને તમારી સાથે સન્માન પૂર્વક વર્તી તમારૂં કહ્યું માનશે. તમે તેની સાથે લડાઈ કરી શત્રુતા વહોરી લઇ ખાટાં મન કરવા કરતાં આ પ્રમાણે મીઠાં વચનોથી તેનો અપરાધ સૂચવી ક્ષમા આપશો તો તે ફરી તેવી ભૂલ કરશે નહિ. અને ફરી તે તમારી સાથે પ્રીતિથી વર્તશે. જો તમે તેની સાથે લડશોતો તે પણ તમારી સાથે લડવા તૈયાર થશે. તમે ગાળો ભાંડશો તો તે પણ ભાંડશે. અને જે તમારૂં માન સાચવી ચાલતી હશે તે ભારંભાગી જતાં તમને હુંકારા તુકારા કરશે. માટે કોઈ પણ સ્ત્રીએ લડાઇ ટંટો કરી કલેશ ઉત્પન્ન કરવાનો સ્વભાવ રાખવો નહિ.

અયોગ્ય કામ કરવાથી તમે જાતેજ તમારા દોષોથી અપમાનને વ્હોરી લેશો અને તમારા મનમાં નાહક કલેશ ઉત્પન્ન થશે; કેમકે કલેશ કરનારનું હૃદય પણ ફાટવા લાગે છે. મનની શાંતિ એકદમ નષ્ટ થઇ જાય છે. લડાઇ ટંટાથી એ લાભ થાય છે કે એક તો બીજાના પ્રીતિના પાત્ર થવું અને જાતે કલેશ વ્હોરી લઇ જીવ ઉંચો કરી દુઃખથી પ્રજળવું.

જે સ્ત્રીઓ પોતાના કુટુંબિયો સાથે અને તમામ સગાંવ્હાલાંઓ સાથે પ્રીતિભાવ રાખી મધુર વર્તન રાખે છે, તે સ્ત્રીને ઘણો આનંદ થાય છે. જો ઘરની સ્ત્રીઓ સર્વ ઇર્ષા કે દ્વેષનો ત્યાગ કરીને પરસ્પર હળીમળીને રહે, તો ઘરમાં કદીપણ કલેશ કંકાશ થાય નહિ અને સર્વે આનંદમાં રહે. જેમણે કંકાશ કરીને તેનું ફળ ભોગવ્યું છે તે જાણે છે કે કલેશ કેવો ભયંકર અને હાનિકારક છે.

કલહનું મુખ્ય કારણુ જોઈશું તો સ્વાર્થીપણું અને સહનશીલતાનો અભાવ એ હોય છે. જે સ્ત્રીઓમાં સહનશીલતા હોતી નથી અને જે હંમેશાં પોતાનાજ સુખોમાં મગ્ન રહે છે, તે બીજાનાં સુખદુઃખની તરફ જરાપણુ ધ્યાન આપતી નથી. જે હૃદયની હલકી હોય છે તે સ્ત્રીઓજ નજીવાં કારણોને માટે સ્હેજસાજ બાબતોમાં પણુ લડી પડે છે. આમ કરવાથી તેને એટલું નુકશાન થાય છે કે જેનો તેને ખ્યાલ પણુ હોતો નથી. ક્લેશથી શરીરને જે હાનિ થાય છે તેની તેને કાંઇપણુ ખબર હોતી નથી.

અનેક સ્ત્રીઓ રાતદિવસ લડી લડીને માંદી પડી જાય છે; પરંતુ તે જાણુતી નથી કે લડવા ઝઘડવાથી અને ક્રોધથી લોહી બળી જવાથી જ પોતાનું શરીર રોગી થયું છે. કદાચ તે જાણે કે કંકાશથી જ શરીર ગળી ગયું છે, તો પણુ તે પોતાના ક્લેશ કરવાના સ્વભાવનો ત્યાગ કરતી નથી. ઘણી સ્ત્રીઓ ઘરનું ખાઈને બીજાની સાથે લડયા કરે છે આવી સ્ત્રીઓ ઘણી જ નીચ સમજવી. અડોશીપડોશી સાથે પણુ સ્હેજસાજ બાબતોમાં લડયાં કરવું એ અયોગ્ય છે. જો ઘરમાં માબાપ લડકારાં હોય છે તો પછી તેનાં છોકરાં પણુ તેનું જોઈ લડકારાં અને કંકાશીયાં થઇ જાય છે.

છોકરાં છોકરાંની મારામારી કે ગાળાગાળીમાં પણુ તમારે મોટાં સાથે લડવું નહિ પણુ ફરી ટંટા ન થાય તેને માટે પોતાનાં છોકરાંને જ વારવાં જોઇએ જો આ વખતે તમે તમારાં છોકરાંનું ઉપરાળું લેશો તો તેથી તેને ઉત્તેજન મળશે અને ભવિષ્યમાં તે છોકરાં પણુ લડાઈ ટંટા કરનારાં અને મોટાં થતાં જેની ને તેની સાથે અણુબનાવ કરનારાં થઇ પડશે.

બ્હેનો! સ્ત્રીઓએ આ સ્વભાવનો ત્યાગ કરવો જોઈએ. આ ક્લેશ કંકાશ કરવાનો સ્વભાવ જે સ્ત્રીઓનામાં હોતો નથી, અને કદાચ કોઇનો દોષ થાય તો તે સહન કરવા માટે જે સ્ત્રીઓ ઉદારતા બતાવે છે તે સ્ત્રીઓ જ ગૃહસ્થાશ્રમના ખરા આનંદને મેળવી શકે છે.

વળી સ્વાર્થી માણસો જ ઘણા ટંટાખોર હોય છે, તેમને નજીવા કારણથી વાંકુ પડતાં વાર લાગતી નથી, અને જો કોઇ જરા નુકશાન કરે તો તે નુકશાનની કીંમત કરતાં પણ વધુ નુકશાન વ્હોરી લે, તેવી રીતે તેની સાથે તકરાર જમાવે છે. સ્ત્રીઓની નજીવાં કારણોથી ઉત્પન્ન થએલી લડાઇઓમાં તો આદમીઆદમીમાં મારામારી થાય છે. અને કોર્ટ કેસ જતાં હજારો રૂપિયાનું પાણી થાય છે. માટે સ્ત્રી તો બોલીને કે બે ગાળો ભાંડી વેગળી રહે છે પણ તેનું પરિણામ શું આવશે તેનો વિચાર કરતી નથી. માટે દરેક સ્ત્રીએ સર્વની સાથે હળી મળીને ચાલવું અને કોઇની પણ સાથે કલેશકંકાશ કરવો નહિ. કદાચ કોઈનાથી આપણું કંઇ નુકશાન થઈ જાયતો સહન કરવું પણ તેની સાથે ગાળમગાળા કરી તકરાર વધારવી નહિ. કેમ ભાગીરથી બ્હેન! ખોટું છે? આપણે સારાં તો જગત્ સારૂં, આપણે બીજાની સાથે પ્રીતિથી વર્ત્તીએ તો તે પણ આપણા ઉપર પ્રીતિ રાખે અને કંકાશીયા માણસનું કોઇ સવારમાં મો પણ ન જુવે."

**ભાગીરથી**—હા બ્હેન! ખરી વાત છે. કંકાશ કરી જન્મારો દુઃખમાં વિતાવવો એના જેવું બીજું ખોટું કામ નથી. વળી આપણે કંકાશીયાં હોઇએતો છોકરાં પણ કંકાશીયાં થાય છે. માટે સર્વની સાથે હળીમળીને ચાલવું એ આપે બરોબર શીખામણની વાત કહી.

સર્વે—લ્યો ત્યારે હવે રજા લઇએ, આપને પણ રોજરોજ અમે બધાં બહુ તસ્દી આપીએ છીએ. અમે તમારો શો ગુણ કરવાનાં હતાં, તમારોતો બદલો અમારાથી વળાય તેમ પણ નથી. આવજો બ્હેન, જઇએ છીએ.

આમ કહી સર્વે ઉઠી પોતપોતાને ઘેર ગયાં.

—:o:—

## પ્રકરણ ૧૩ મું.

### આવદાની ઉપર નજર રાખી સ્ત્રીએ ખર્ચ કરતાં શીખવું જોઇએ.



હું આ પ્રમાણે ઉપદેશ આપું છું એ વાત ધીમે ધીમે ગામમાં ફેલાવાલાગી. બૈરાંનું કામ એવું છે કે જો તેના જાણવામાં એક વાત આવે તો તે વાત તે દસ જગ્યાએ કહે ત્યારે તેને ઝંપ વળે અને તેથી મારે ત્યાં આવનાર બૈરાંએ એક બીજાને કરેલી વાતચિતથી મારી વાત પણ આખા ગામમાં ફેલાઇ. આથી હવે મારે ત્યાં બેસવાની પણ જગ્યા ન મળે તેટલાં બૈરાં આવવા લાગ્યાં. આ જોઇ મને લાગ્યું કે આવી રીતે બૈરાં ઉત્તમ શિક્ષણ મેળવવાનું તો ઇચ્છે છે, પણ તેમને કોઇ ઉત્તમ શિક્ષણ આપી શકતું નથી. નિશાળમાં તો વાંચનમાળા ચાલે. ત્યાં સ્ત્રીઓએ શી રીતે વર્ત્તવું તેનું કાંઇ શિક્ષણ ન મળે. તેમ નાની ઉમ્મર હોય ત્યાં સુધી પીએરમાં રહી મહેનત, મજુરી કરે, આઠ દસ વર્ષની થાય ત્યારે પરણે, એટલામાં સાસરે રહેવું

પડે અને આજની સાસુઓ તો દીકરાની વહુ આવી તો જાણે આપણી લુંડી જ આવી એમ માની તેને બિચારીને આવે છે ત્યારથી જ ધમકાવે છે. આખો દિવસ તેની પાસે ઘરનો ધંધો કરાવ્યાં કરે છે, તેમાં તે નવરી જ ન પડે તો પછી યોગ્ય શિક્ષણ શી રીતે મેળવી શકે ? એટલે ઉત્તમ સ્ત્રીશિક્ષણના અભાવથી જ આજે સમાજમાં જ્યાં ત્યાં દુઃખ અને કલેશ જણાય છે. સ્ત્રીઓને ઉત્તમ થવાનું અને પોતાની શી ફરજ છે તે જાણવાનું મન તો થાય જ છે, પણ શું કરે ? કોઇ તેમને ખરો માર્ગ બતાવતું નથી તેથી જીંદગી દુઃખમાં કહાડે છે. મારે ત્યાં આ પ્રમાણે ઉત્સાહથી ઘણી સ્ત્રીઓ આવતી, તેથી જ હું અનુમાન કરવા લાગી કે સ્ત્રીઓને પોતાની ઉન્નતિની વાતો સાંભળવાનું ઘણું ગમે છે.

આ સ્ત્રીઓ મારે ત્યાં આવતી તેમાં જે વ્હેલી આવે તે મારા ઘરમાંથી કચરો પૂંજો કાઢવા મંડી પડે, કોઈ શેતરંજી પાથરે, વખતે હું એંઠવાડો ન કાઢી રહી હોઉં, તો મને એંઠવાડો કહાડવા લાગે, વળી હું કુવે પાણી ભરવા જતી ત્યાં મને પાણી ખેંચી આપે અને કેટલીક તો મારે ઘેર એક બે બેઢાં પાણી પણ રેડી જાય. આમ મને તેઓ ઘરકામમાં મદદ કરવા લાગી, તેમની પ્રીતિ મારા ઉપર વધવા લાગી. મારી પ્રીતિ પણ તેમના ઉપર અત્યંત વધવા માંડી, મારા સંબંધમાં આવતી સ્ત્રીઓમાંની ઘણી કર્કશ સ્વભાવની સ્ત્રીઓ પણ પોતાના સ્વભાવને સુધારી દેતી. અને દેખાદેખી સારી રીતે બોલતાં અને સર્વની પ્રીતિપાત્ર થવાય તેમ વર્ત્તવા પ્રયત્ન કરતી. આથી ધીમે ધીમે આ ગામમાં સ્ત્રીઓનો સુધારો થવા લાગ્યો. આ વાત પુરુષોને મોઢે પણ ગઈ, જેથી તે સર્વ મારાં વખાણ કરવા લાગ્યા, અને તેમણે મારા પતિને મોઢે પોતાનો સંતોષ પ્રકટ કરવા માંડયો.

હું બાળક હતી છતાં વૃદ્ધ સ્ત્રીઓ પણ હવે મારો આદરસત્કાર કરવા લાગી. અને જ્યાં ને ત્યાં મારાં વખાણ થવા માંડયાં. કેટલીક અદેખા સ્વભાવની અને કુલ્ટા સ્ત્રીઓ વળી મારી નિંદા પણ કરતી અને મારા વિરૂદ્ધ અનેક જુઠી વાતો પણ ચલાવતી. આ વાત મારે કાને પણ આવતી પણ હું તે તરફ અલક્ષ્ય કરતી.

આજે બધાંના આવ્યા પછી મેં મારી વાત આગળ ચલાવી, જુવો બ્હેનો. આજે આપણે સ્ત્રીઓએ ઘરના આવક અને ખર્ચનો હિસાબ રાખવા સંબંધી બે અક્ષર હું તમને કહું છું. ઘરની આવક અને ખર્ચનો હિસાબ માત્ર પુરુષોએ જ રાખવો જોઇએ એમ નથી, પણ ઘરના ખચનો હિસાબ આપણે સ્ત્રીઓએ રાખી આપણા પતિને મદદ કરવી જોઇએ. આપણી આવકના પ્રમાણમાં જ ખર્ચ કરવું. આવક થોડી હોય તો ખર્ચ પણ થોડું કરવું ઉડાઉ ખર્ચ કરી પતિને દેવા-દાર કરી દેવા ન જોઇએ.

શી રીતે ખર્ચ કરૂવાથી આપણો વ્યવહાર ઉત્તમ રીતે ચાલે, અને આપણી માન આબરૂ સચવાય તે આપણે જાણવું જોઇએ. ઓછું ખર્ચ કરવાથી આપણો વ્યવહાર ચાલે છે કે કેમ તે તરફ ધ્યાન આપવું જોઇએ. હાલ તો આપણે જુવાનીમાં આવક જેટલું જ ખર્ચ કરી નાંખીએ તો પાછળથી જ્યારે કંઇ ખર્ચ આવે ત્યારે તે શી રીતે કાઢવું ? માટે આપણે હંમેશાં જે રીતે બે પૈસા બચે તેવી રીતે સંભાળીને અને ભવિષ્યનો વિચાર કરીને ખર્ચ કરવું જો-ઇએ. સ્ત્રીઓનો દેખાદેખી ખર્ચ કરવાનો સ્વભાવ હોય છે. કોઇની પાસે કોઇ વસ્તુ જુવે તો તે વસ્તુ મેળવવા માટે પોતની આવકનો વિચાર કર્યા વગર ખર્ચ કરવા તૈયાર થઇ જાય છે. તેમ કરવું ન જોઇએ અને હંમેશાં જોઇ વિચારી ભવિષ્યનો વિચાર કરીને ખર્ચ

કરવું. એટલું જ નહિ પણ જો પોતાના પતિને પણ આવક કરતાં વધુ ખર્ચ કરવાની ટેવ પડી હોય તો તેને નમ્રતાથી સમજાવો. અને હંમેશાં તેના ઉપર એવી નજર રાખ્યાં કરો કે જેથી તે નકામું ખર્ચ ન કરે. અને ખાસ જરૂરનાં કામોમાં બચાવ થઇ શકે.

ઉત્તમ સ્ત્રીઓમાં પણ એક એવો ગુણ હોય છે કે તે રસોઇમાં થોડી થોડી વસ્તુઓ વડે પણ ઉત્તમ રસોઇ બનાવી શકે છે. એથી મારી મતિ અનુસારતો પોતાના ઘરનું રોજનું ખર્ચ કરવાની અને તેનો હિસાબ રાખવાની તો સ્ત્રીઓને જરૂર છે. જો સમજુ સ્ત્રી હોય અને પોતાના ઘરનું ખર્ચ પોતાની મેળે કરે તો તે થોડા ખર્ચમાં ઘણી જ સારી રીતે પોતાનો કારભાર ચલાવી શકે. જે વસ્તુ ન હોવાથી કોઇ કામ અટકી પડે કે જે વસ્તુની ખાસ જરૂર જ હોય તેવી જરૂરી વસ્તુઓ ખરીદવામાં જ ખર્ચ કરવામાં આવે, અને નકામા અને વગર જરૂરની વસ્તુઓ ખરીદવામાં ખર્ચ ન કરવાથી ભવિષ્યમાં દુઃખ પડતું નથી.

આજકાલ સ્ત્રીઓમાં એવું ખર્ચ કરવાની તો જુદી વાત છે; પરંતુ તેના પોતાના શોખની ખાતર એવી રીતે નકામું ખર્ચ કરવાની ટેવ પડી ગયેલી હોય છે કે તે દેખાદેખી નકામું ખર્ચ કરીને પોતાના પતિને આફતમાં ફસાવી દે છે. તે કોઇ સુંદર વસ્તુને, કે વિલાસ વૈભવની ચીજને, કે કોઇની પાસેનાં ઉત્તમ કપડાં જોઇને એટલો બધો મોહ પામે છે કે તે વખતે તે પોતાની સ્થિતિ અને ભવિષ્યનો કાંઇ પણ વિચાર કર્યા વગર તે વસ્તુઓ ખરીદ કરવાનો આગ્રહ કરે છે. અને તે વસ્તુઓ વગર તેને ચેન પડતું નથી. કેટલીક વિલાયતી વસ્તુઓ એવી મનને લોભાવનારી હોય છે કે જે ખરીદ કરવાને સ્ત્રીઓનાં મન લલચાય છે. આ વસ્તુઓ વગર ચાલે તેમ હોય છે,

છતાં પણ તે દેખાદેખી વ્યર્થ ખર્ચ કરવા લલચાય છે. કેટલીક સ્ત્રીઓને દેશી વસ્તુઓ પસંદ પડતી નથી અને વિલાયતી વસ્તુઓ તેને સુંદર અને મનોહારી લાગે છે. તેનું મન તે ખરીદવા લલચાય છે. આવી વસ્તુઓને માટે ખર્ચ કરવું એ અનિષ્ટકર્તા છે. જે વસ્તુ વગર ચાલેજ નહિ તેવી વસ્તુઓનેજ ખરીદવી.

કેટલીક સ્ત્રીઓનો પતિ નોકરી કરતો હોય છે અને તેને ટુંક પગાર મળતો હોય છે, તે લોહીનું પાણી કરી, સુખે રોટલો પણ ખાધા વગર એ પૈસા પેદા કરે છે. જેમાં આજનું મોંઘવારીનું ખર્ચ અને કેટલુંક ઘરનું આવશ્યક ખર્ચ કરતાં જે કાંઇ મહામુશ્કેલીએ બચાવવા પ્રયત્ન કરે છે, ત્યાં તો તેની સ્ત્રી કોઇ એવી વસ્તુને માટે હઠ લે છે કે તેને બચાવેલી સર્વ રકમ ખર્ચી, ઉપર દેવું કર્યા વગર પણ તેનો છૂટકો થતો નથી. જો સ્ત્રીના કહ્યા પ્રમાણે તે વસ્તુ તેને લાવી આપતો નથી તો તે સ્ત્રી હઠ કરી ઘરમાં કંકાસ કરે છે અને તેને સુખે ઝંપીને બેસવા દેતી નથી. જેથી તેના પતિને લાચાર થઇને પણ તે વસ્તુ દેવું કરીને ખરીદ કરવી પડે છે. આજકાલ કેટલીક જુવાન વયની સ્ત્રીઓને સારાં સારાં ઘરેણાં અને સારાં સારાં કપડાં પહેરવાની જ ટેવ પડી ગયેલી હોય છે, તે બીજી કોઈ સ્ત્રીની પાસે કોઈ ચીજ જુવે છે કે તરતજ તે પ્રમાણેની વસ્તુ મેળવવા માટે લલચાય છે, અને તેથી તે વસ્તુઓ માટે તે પોતાના પતિને લાવી આપવાનો આગ્રહ કરે છે. આવી બીજાની વસ્તુઓ જોઇ લલચાવનાર સ્ત્રી હડીલી અને ભવિષ્યનો તેમજ પોતાના ઘરની સ્થિતિનો વિચાર કરનારી હોતી નથી. જેથી તેવી સ્ત્રી પોતાના પતિને તે વસ્તુઓ લાવી આપવા માટે હઠ કરે છે, અને જો કદી પતિની સ્થિતિ નરમ હોય અને તે વસ્તુ લાવી આપે નહિ તો પોતાના પતિની સાથે રીસાય છે. તેના

ઉપર અપ્રસન્ન થાય છે અને હઠ કરી ખાતી પીતી નથી, રડકકળ કરે છે, વારંવાર પતિને મ્હેણાં ટુણાં મારે છે, અને જો કદી પતિનું કંઈ કામ કરવાનું હોય છે તો તે વખતે કહેશે કેઃ—' અમુક ચીજ તો લાવી આપતા નથી. હું શું કરવા કરૂં. જાવ તમારી વ્હાલી સ્ત્રી હોય ત્યાં.' આમ કહી તેના મનને ઉદ્વેગ કરાવે છે, અને જ્યારે થાકીને સ્ત્રીના કલેશકંકાસથી ડરીને પણ પતિ તે વસ્તુ તેને લાવી આપે છે, ત્યારેજ તેને ઝંપ વળે છે. સ્ત્રીના વસ્ત્રાલંકારોને માટે પતિ દેવામાં દટાય અને કોઇ દિવસ ઉંચો ન આવે, તેવી તેની સ્થિતિ કરી દેવી એ ઘણીજ શોકની વાત છે. ઘણી જગ્યાએ જોઇશું તો વસ્ત્રાભૂષણોની લાલસા રાખનારી સ્ત્રીઓને લીધે પતિને ઘણીજ આપત્તિઓ અને દુઃખ સહન કરવાં પડે છે. સ્ત્રીઓ જાણી બુઝીને પણ અજાણી થઇને કામ કરે છે. પતિને સેંકડો અડચણો ભલે ને હોય; પરંતુ સ્ત્રીને ઉત્તમ કપડાં અને ઘરેણાં તો જોઇએજ, આ પ્રકારની ટેવ રાખવી એ ઘણુંજ ખરાબ કામ છે. જે સ્ત્રીઓ કપડાંલત્તાં અને જણસભાવને માટે પોતાના પતિને કષ્ટ પહોંચાડે છે, અને તેને અપ્રસન્ન કરેછે તે સ્ત્રી પતિની હિતસ્વીની નથી પણ વૈરિણી છે. આવી સ્ત્રીઓ પતિની સાથે શત્રુની ગરજ સારે છે. સ્ત્રીઓ શું આ પ્રમાણે કિંમતી વસ્ત્રો અને ઘરેણાં ન પહેરે તો તેમનું માન ઘટી જાય ? ના, કદી નહિ. સ્ત્રીને માટે તો પતિભક્તિ અને સચ્ચરિત્રતાજ, તેના સાચા ઘરેણાં સમાન છે. સોના ચાંદીનાં સાધારણ ઘરેણાંની સાથે આવા પતિભક્તિરૂપ અમૂલ્ય રત્નની કીંમત થઈ શકતી નથી. તેને પહેરવાને માટે તો લજ્જા રાખવી એ જ કીંમતી કપડાં સમજવાં. સ્ત્રીના લજ્જાશીલ સ્વભાવ આગળ રેશમી, ગરમ કે કિંમતી કપડાં ફીકાં પડી જાય છે. એથી દરેક સ્ત્રીનું કર્ત્તવ્ય છે કે તેણે ઉત્તમ કપડાં અને

ઉત્તમ ઘરેણાંને માટે આડઇ ન કરતાં, જેથી બે પૈસા બચે અને સંસારમાં સારી રીતે પોતાનો વ્યવહાર ચાલે તેવી રીતે ખર્ચ કરવાનો સ્વભાવ રાખવો જોઇએ. જે વખતે જેવી પોતાની સ્થિતિ તે પ્રમાણે ચાલવું જોઇએ.

વખત એવો હોય તો સૂકો પાકો રોટલો ખાઇને અને થીગડાં મારેલો સાલ્લો પહેરીને પણ પોતાનો નિર્વાહ કરવો જોઇએ. જેની પાસે પૈસા હોય અને જેનો પતિ અતુલ સંમ્પતિનો સ્વામી હોય તે ભલે લાખોનાં ઘરેણાં પહેરે; પણ તેની દેખાદેખી મારા તમારા જેવી ગરીબ ઘરની સ્ત્રીઓએ તેના જેવાં કપડાં લત્તાં અને ઘરેણાં ગાંઠાં પહેરવાની પતિ આગળ આડઈ કરી તેને દેવામાં ઉતારવો, એ આપણું કામ નથી. કદાચ આપણી સ્થિતિ ઉત્તમ હોય, સૌભાગ્યથી આપણો પતિ ધનવાન હોય, છતાં પણ મિથ્યા ખર્ચ કરવાની ટેવ રાખી અત્યંત વિલાસિની થવું અને નકામી વસ્તુઓથી લલચાઈ તે મેળવવા પૈસા પાણીની માફક ખર્ચી નાખવા એ આપણું કામ નહિ. દરેક સમજુ સ્ત્રીએ પોતાની સ્થિતિ અને સમયને અનુસાર પોતાના ગજા પ્રમાણે પોતાનો વ્યવહાર સારી રીતે ચાલે તે પ્રકારે જોઇ વિચારીને જ ખર્ચ કરવું જોઇએ.

શહેર કરતાં ગામડામાં જોઇશું તો ત્યાં ખેડુતોની સ્ત્રીઓ કેટલી મહેનતુ હોય છે. પોતાનાં છોકરાંને સંભાળે છે, ખાવા પીવા પણ કરે છે અને સાથે પોતાના પતિને પણ મ્હેનત મજુરી કરવા લાગે છે. આપણે તો—અને તેમાં વાણિયા બ્રાહ્મણ જેવી ઉંચી કોમમાં તો સ્ત્રીઓને માત્ર ઘરનોજ ધંધો કરવાનો હોય છે. કમાનાર પતિ કમાય છે અને આપણે તો બેઠાં બેઠાં ખાવાનું હોય છે. ખેડુત અને મજુર વર્ગની સ્ત્રીઓ તેના પતિના ધંધામાં અર્ધોઅર્ધ મહેનત મજુરી

કરવા લાગે છે. એટલુંજ નહિ પણ ખર્ચ ઘણું ઓછું કરનારી અને જે મળ્યું તેમાં સંતોષ માનનારી હોય છે. તે આખો દિવસ પતિની સાથે ખેતરમાં જઇ મ્હેનત કરીને સાંજે ઘેર આવે છે અને રોટલો ને દાળ કરી પતિને ખવરાવી, પછી પોતે ખાઇ, આનંદપૂર્વક સુઇ જાય છે. તેને ઘરેણાંની કે કપડાંલત્તાંની કશાની પડી હોતી નથી. તે તો પૈ પૈસો કરીને પતિના ઘરમાં પૈસાનો સંગ્રહ કરવો, ઢોરાં પાળવી, દૂધ ઘી વેચી, પૈસાનો બચાવ કરવો, અને સૂકો રોટલો ને ફાટયાં તૂટયાં, જાડાં લુઘડાં પહેરી પોતાનો નિર્વાહ કરવામાંજ સુખ માને છે. તમે જોશો તો તેવી સ્ત્રીઓ પોતાના પતિને કેટલી મદદ કરે છે કે જેના સોમા ભાગની મદદ પણ આપણે આપણા પતિને આપી શકતાં નથી. તે આપણી માફક ઘરકામ કરે છે, ખાવા કરે છે, દરણાં ખાંયણાં કરી પાણી પણ ભરે છે, ભેંસોને પાલવે છે, છોકરાંને ઉછેરે છે, અને તે છતાં પણ પતિની સાથે ખેતરમાં જઇ તેને મદદ કર્ત્તા થઇ પડે છે, અને સાંજે ચારનો ભારો લઇને ઘેર આવે છે, તે પૈસો એકઠો કરવાનું સમજે છે. કદી પણ કપડાં લત્તાં કે ઘરેણાંમાં પૈસો ખર્ચવા લલચાતી નથી. તે રાત્રે પણ કોઇનું દળણું લાવી દળી બે પૈસા કમાય છે. ને ઝંપીને બેસતી પણ નથી. પોતાના ઘરનો ધંધો કરે છે, મહેનત મજુરી કરે છે અને પતિના ખેતીના ધંધામાં પણ બીજા એક માણસ જેટલી મદદ કરે છે. તે પોતાનું ઘર લીંપી ગુંપી સ્વચ્છ રાખે છે. છાણુવાસીદું કરે છે ખેતરમાં ગલકી તુરીયાં કે નહીનાં બીયાં રોપી શાકપાન ઉછેરે છે. અને ઘરના કેટલાક ખર્ચનો પણ બચાવ કરે છે. કેટલીક સ્ત્રીઓ પોતાના આંગણામાંજ વીલોડી કે કારેલી વાવે છે. ને શાકપાન મળે તે માટે યોગ્ય મહેનત કરે છે. આનું નામ પતિસેવા. આ સ્ત્રીઓ આગળ આપણે શા હિસા-

બમાં છીએ ? આપણે તો બે વખત ખાવા કરવાનું અને છોકરાંને ઉછેરવાનું કામ, ઉપરાંત માત્ર ઘરનો ધંધો કરવાનો હોય છે, છતાં પણ પતિસેવા કરતાં કંટાળીએ, કદાચ બેઠાં હોઇએ ને પતિ પાણી માગે તો કહે કે "ઉભા રહો થાય છે," વળી રાત્રે ખાવા કરતી વખતે કેટલીક સ્ત્રીઓ તો પતિને ખાટલા પાથરવાનો પણ ઑર્ડર આપતાં અચકાતી નથી. બપોરે ખાવા કરતી હોય તો પાણીનો લોટો પતિને ભરી આપવો પડે કે પાટલો ગોઠવવો પડે તોપણ કેટલીક સ્ત્રીઓ કંટાળે છે.

આ પ્રમાણે સાધારણ અજ્ઞાન ગણાતી સ્ત્રીઓની સાથે આપણી સરખામણી કરીશું. તોપણ તમને સમજાશે કે તે સ્ત્રીઓ પોતાના પતિને કેટલી મદદરૂપ થઇ પડે છે, તેના આગળ આપણી પતિસેવાનો કશો પણ હિસાબ નથી. આટલું છતાં પણ તે સ્ત્રીઓ પોતાના પતિને કોઈ દહાડો જણસભાવ માટે કે નકામાં ખર્ચ કરવાની આડાઈ કરીને સતાવતી નથી. અને આપણે તો રાતદિવસ પતિને નકામાં ખર્ચ કરવાની આડાઈ કરી સતાવ્યાં કરીએ છીએ. તેમને જણસભાવ માટે હઠ કરી, કંકાસ કરી દેવામાં ઉતારી છીએ. પતિસેવા તો બાજુ ઉપર રહી પણ આ પ્રમાણે તેને સતાવી આપણે તેને કંકાસ કરાવીએ છીએ, એ ઘણુંજ નીચ કામ છે.

દરેક સ્ત્રીએ પતિના ઘરને જુદું માનવું નહિ. પતિનું ઘર એ તમારૂંજ ઘર છે. પતિ ગરીબ થાય છે તો તમારેજ ગરીબ થવાનું છે. પતિને દેવું કરવું પડે છે તે તમારેજ સહન કરવાનું છે. અત્યારે તેમને કાચી વયમાં કદાચ તેની ખબર નહિ પડે, પણ જ્યારે ઉમ્મર થશે ત્યારે ખબર પડશે કે પતિના દેવાથી તમારે કેટલું દુઃખ વેઠવું પડે છે. આપણે એવી ઘણી સ્ત્રીઓને જોઈ છે કે તેણે અણસમજ-

શુમાં જુવાનીમાં પતિને સતાવી દેવું કરાવી ગજાઉપરાંત ખર્ચ કરાવવાની હઠથી પોતાની સ્થિતિને દુઃખમય બનાવેલી હોય છે. દૈવવશાત બેચાર છોકરાં થાય છે અને પતિને રજાકજા થાય છે ત્યારે તે સ્ત્રીને વિધવા થઇ પોતાનાં છોકરાંને ઉછેરવાનું અને ગુજરાન નભાવવાનું મૂસ્કેલ થઈ પડે છે. અને પોતાનાજ પાપે પતિ પાસે દેવું કરાવ્યું હોય છે, કે દેવું કરાવી જણુસો કરાવવા આડઇ કરી હોય છે, તે દેવાનું વ્યાજનું વ્યાજ ચઢી જતાં તેજ જણુસો વ્યાજમાં તણાઇ જાય છે અને દેવું ઉભું રહે છે. જે દેવું તે વિધવા સ્ત્રીને મહેનત મજુરી કરીને પણ આપવું પડે છે. કદાચ તે નથી આપી શકતી તો વ્યાજનું વ્યાજ થઇ બે ત્રણ ઘણી રકમ થતાં છોકરાંને તે દેવું આપવું પડે છે. અને તેમાંથી તે બિચારાંને ઉગરવું મૂસ્કેલ થઇ પડતાં ગરીબીમાં જન્મારો કાઢવો પડે છે. આ તે સ્ત્રીનું ઓછું નીચ કામ છે?

પોતાની જુવાનીના મદમાં સ્હેજ શોખની ખાતર—લુગડાં અને ઘરેણાંમાં મિથ્યા ગજા ઉપરાંત ખર્ચ કરાવી પતિને દેવામાં ડૂબાડી દેવો, પોતે ઘરડપણમાં દુઃખ વેઠવું અને તેજ પાપના પરિણામે છોકરાંને પણ ગરીબ બનાવી દેવાં એથી બીજું કેવું નીચ કામ હોઈ શકે?

બ્હેનો, તમારે પણ ખર્ચ કરતાં વિચાર કરવો, આપણા ગજા ઉપરાંત જરા પણ ખર્ચ કરવો નહિ. અને આવકમાંથી જેટલો બની શકે તેટલો સંચય કરવો, અને જોઈ વિચારીને ખર્ચ કરવું. મિથ્યા જણુસભાવની આડઇ કરવી નહિ, અને ગજા ઉપરાંત ચાલવું નહિ. કેમ, મહાલક્ષ્મી બ્હેન ખોટું કહું છું?"

મહાલક્ષ્મી—"ખરી વાત છે બ્હેન, આપણુ સ્ત્રીઓના પાપથીજ પતિ બિચારા દુઃખી થાય છે. આપણે તો પતિ ખર્ચ કરતા હોય તોપણ કહેવું જોઇએ કે તે વગર ચાલશે, ગજા ઉપરાંત ખર્ચ કરવું શું કામનું?"

આ પછી થોડીવાર આડા અવળા ગપાટા મારી; સ્ત્રીઓના સ્વભાવ પ્રમાણે–એ ચાર સ્ત્રીઓની આડીઅવળી વાતો કરી સર્વે વેરાયાં, હું પણ મારા કામે વળગી.

## પ્રકરણ ૧૪ મું

### વહુ અને સાસુનું એક બીજા પ્રતિનું કર્તવ્ય.



ધીમે ધીમે હવે મારે ત્યાં સ્ત્રીઓનો ભરાવો થવા લાગ્યો. વધુ પરિચય થતાં તેઓ મને કાંઇ કામ કરવા દેતાં નહિ. મારે ફક્ત બે વખત ખાવા કરવાનુંજ હતું. હું ઘણુંય ના કહું પણ આડોશી પાડોશીની સ્ત્રીઓ તેમજ મારે ત્યાં આવતી બીજી સ્ત્રીઓ મને મારા કામમાં મદદ કરતી. એટલુંજ નહિ પણ બનતા સુધી તે મને કશું કામ કરવા દેતાં નહિ. દળવા, ઝાડકવાનું કામ પણ હવે તેમણે કરવા માંડ્યું. મારા પતિ ઘણીવાર હાસ્ય વિનોદમાં કહેતા કે:–"કેમ હવે તો તમે બાઇજી બન્યાં, તમારાં પણ ધનભાગ્ય, સારૂં હું ખુશી થઉં છું, પણ હવે મારી અહીંથી બદલી થવાની વાત મેં સાંભળી છે. જો બદલી થશે તો શું કરશો ?"

આ સાંભળી મેં કહ્યું:–" એ તો સર્વ આપના પ્રતાપ છે; જશ આપને છે! બદલી થશે તો વળી ત્યાં જમાવીશું. અહીં હવે આ બૈરાંમાંથી ઘણાં બૈરાં હોંશીયાર ને ઠરેલ થયાં છે. શારદાબ્હેનનું જોઇ હું શીખી તો મારૂં જોઇ વળી બીજી શીખશે, કાંઇ અડી પડ-

વાનું છે ? ઠીક, પણ આપે બદલીની વાત કરી તો તે શી રીતે બદલી થવાની છે ! તમે પરીક્ષામાં તો પાસ થયા ખરા. પણ હવે માંમલત-દારી ક્યારે મળશે ?"

આ સાંભળી તેમણે કહ્યું—"વ્હાલી, તારાં કાલાઘેલાં વાક્યો સાંભળી અને તારો હસમુખો ચહેરો જોઇ મને ઘણો જ આનંદ થાય છે. મને માંમલત મળશે તો પણ તારા જ પ્રતાપ, એમ હું માનું છું. કારણ કે જે ઘરમાં સ્ત્રી સુશિક્ષિત અને શાંત સ્વભાવની હોય છે, તેમ જે સ્ત્રી પતિસેવા કરવામાં પ્રવિણ, ધર્મનું પાલન કરનારી, શાંત અને આનંદી હોય છે, ત્યાં લક્ષ્મીનો વાસો થાય છે. એમ આ-પણાં શાસ્ત્રો કહે છે. તું પણ તેવી જ છું; તો પછી આ ઘરમાં મને સર્વ તારા જ નસીબે મળે એમાં શું ખોટું છે ? મારા કામકાજ માટે સંતોષ પ્રકટ કરવાનો મામલતદારે રીપોર્ટ કર્યો છે. વળી ગયા મહીનામાં કલેક્ટરને હું મળ્યો હતો, તે પણ મારી કામકાજની રીત ભાતથી ખુશી થય. છે. જેથી મામલતતો હાલ મળે કે નહિ તે જુદી વાત છે, પણ કલેક્ટરે પોતાના હેડક્લાર્ક તરીકે બદલી કર્યાની વાત મારા જાણવામાં આવી છે એટલે તે થાય તો થાય એમ લાગે છે. હજુ નક્કી નહિ.

આમ અમે વાતો કરતાં હતાં તેવામાં તો પટાવાળો હાથમાં પરબીડીયું લઇ માર. પતિ પાસે આવ્યો, મારા પતિએ તે લઇ વાંચ્યું તો અમારા આનંદનો પાર રહ્યો નહિ. તેમણે કહ્યું:-આપણે તો હવે સુરત જવાનું કર્યું છે.

મેં કહ્યું—"કેમ સુરત શું છે ? કંઇ આવ્યું કે શું ?

તેમણે કહ્યું—સુરતના મામલતદારે ૭ મહિનાની રજા લીધી છે જેથી તેમની જગ્યાએ ૭ મહિના માટે મારી નીમણુંક કર્યાનો આ કમિશ્નર સાહેબનો હુકમ આવેલો છે. તેમાં એમ લખ્યું છે કે એકદમ

તેમને છુટા કરી સુરત મોકલવા. જેથી મામલતદાર સાહેબની ચીઠી છે કે તમારે આજે જ છુટા થઇ કાલે સુરત ચાર્જ લેવો પડશે. લે ત્યારે હવે મારે મામલતદાર સાહેબ પાસે જવું પડશે."

આમ કહી તરત તે પટાવાળા સાથે મામલતદાર સાહેબને ત્યાં ગયા અને ત્યાંથી ઘેર આવી જમીને કચેરીમાં ગયા.

આજે મારા આનંદનો પાર નહોતો. હજુ તો અમે વાત કરતાં હતાં, અને મામલત મળવાનાં સ્વપ્નાં જોતાં હતાં, ત્યાં તો ઇશ્વર કૃપાએ ક્યાંથી અમારૂં ભાગ્ય ખૂલ્યું. આથી હું પણ મને ધનભાગ્ય માની આનંદમાં મગ્ન થઇ હતી. તેવામાં રોજના ક્રમ પ્રમાણે આજે પણ દરેક સ્ત્રીઓ આવવા માંડી.

તેઓએ મને જોઇ કહ્યું, કેમ બ્હેન, આજે કંઇ આનંદમાં જણાવ છો ? એ સાંભળી મારા બોલતા પહેલાં જ મહાલક્ષ્મી બ્હેને કહ્યું:—"ભાગીરથી બ્હેન, જાણો છો કે—આજે તો તેમના પતિ મામલતદાર થયા છે. કહો બ્હેન, એથી આનંદ કેવો ? પાંત્રીસ રૂપિઆ પગારમાંથી એકદમ દોઢસો રૂપિયાની મામલતદારી મળવી એ કાંઇ જેવી તેવી વાત છે ? આ એમણે આવીને મને હમણાં વાત કરી તો હું જ ખુશી ખુશી થઇ ગઈ, તો એ થાય એમાં શું નવાઈ ? પણ બ્હેન, હવે અમારી સાથે માયા રાખજો. આજ સુધી તો કારકુનની પત્નિ હતાં એટલે આપણે સરખાં ગણાતાં પણ હવે તો રાવસાહેબ થયાં છો માટે અમારા ઉપર મહેરબાની રાખશો ને ?

આ સાંભળી મેં કહ્યું—જુવો મહાલક્ષ્મી બ્હેન, સ્નેહ ભૂલાય છે ? આપનો મારા ઉપરનો પ્રેમ ગમે તેટલો મોટો હોદ્દો મળે તોપણ ભૂલી જવાય તેમ નથી. જેમ જેમ મોટાઈ આવે તેમ તેમ નમ્ર સ્વભાવ રાખવો એ માણસનું મુખ્ય કર્તવ્ય છે. તમે તો વળી મોટાં છો. હશે ઇશ્વરની અમારા ઉપર કૃપા થઇને કદાચ એ જગ્યા મળી,

તોપણ શું ? કાંઇ માણસ મટી ગયાં ? હજુ તો એકટીંગ છે, ૭ મહિના પછી અહીં પાછું પણ આવવું પડે. હજી એમની ઉમ્મર પણ જુવોને થોડી છે. કંઈ અનુભવ છે ? એ તો સર્વ તમારા પુન્યે સારાં વાનાં થયાં. તમે પણ અમારા ઉપર જેવો છે તેવો ને તેવો જ ભાવ રાખજો. લ્યો તારે કાલે જ અમારે જવાનું છે, એટલે આપણી આ છેલ્લી કથા છે. આપની મરજી હોય તો થોડું ઘણું ચલાવીયે.

સર્વે—" વાહ બા, અમે સર્વે સાંભળી ઘણાં જ ખુશી થયાં. તમારી ચડતી થઇ તે અમે અમારી જ માનીએ છીએ. લ્યો ત્યારે હજી થોડા ઘણા બે બોલ સંભળાવવાની તસ્દી લ્યો. "

આ પછી મેં મારી વાત આગળ ચલાવી. મેં કહ્યું:-" જુવો બ્હેનો, આપણા સંસારમાં ઘણી જગ્યાએ સાસુ અને વહુને બનતું નથી. માટે આજે તો મેં તે વિષય પસંદ કર્યો છે. વહુની ફરજ ઘણી ગંભીર છે. દરેક છોકરીએ પારકા ઘરમાં જવાનું છે. ત્યાં સાસુ વિગેરેની સાથે શી રીતે વર્ત્તવું તેનું તેની માએ તેને શિક્ષણ આપવું જ જોઇએ. વળી દરેક સાસુએ પણ પોતાની વહુ સાથે સંપીને, તેના ઉપર દયા રાખીને અને પોતાની પુત્રી જેવોજ પ્રેમ રાખીને વર્તવું જોઇએ. આ શિક્ષણના અભાવથી આજકાલની વહુઓને સાસરામાં દુઃખ વેઠવું પડે છે. દરેક વહુનું કામ સાસરામાં જઈ સાસુ સસરાની સેવા કરવાનું હોય છે, અને તેમને પોતાનાં માતાપિતા સમાન પૂજ્ય માનવાં જોઇએ. વહુએ માતાપિતા અને સાસુ સસરામાં ભેદ માનવો ન જોઇએ. જે સ્ત્રી પોતાની સાસુ ઉપર ભક્તિ રાખતી નથી અને તેના કહ્યામાં રહેતી નથી, તે વહુ નામને પણ યોગ્ય નથી અને સ્ત્રીસમાજમાં નિંદાને પાત્ર છે. તેના તોછડા અને હઠીલા સ્વભાવથી ઘરમાં અનેક પ્રકારનાં વિઘ્ન અને આપત્તિઓ આવી પડે છે. સ્ત્રીનો ગુરૂ તેનો પતિ છે અને પતિના ગુરૂ તેનાં માતા પિતા છે.

જે સ્ત્રી પતિના પરમ ગુરુ અર્થાત પતિનાં માતાપિતાના જીવને કોઈ પણ રીતે દુઃખાવે છે યાતો ખેદ કરાવે છે, તે ખરેખર સ્ત્રી નામ ધારી રાક્ષસી છે. આપણે જોઇએ છીએ કે અનેક ઘરોમાં ઘણે ભાગે સાસુ અને વહુ વચ્ચે રોજ ઝઘડો થયાંજ કરે છે. વહુ સાસુના ઉપર પ્રીતિ રાખતી નથી અને સાસુ વહુ ઉપર પણ પ્રીતિ રાખતી નથી. તેને પોતાનાથી હલકી, દીકરાની વહુ એટલે તો પોતાનું કામકાજ કરનારી લુંડી અને સેવા ચાકરી કરનારી એમ માને છે. ઘણી સ્ત્રીઓ વહુ આવે છે ત્યારથીજ તેના ઉપર કોઈ બહારના માણસ ઉપર જેવો તાબીયો કરે તેવો તાબીયો કરે છે. તેની ઉમ્મર નાની હોય છે તોપણ તેની પાસે આખા ઘરનું કામકાજ કરાવે છે. જો કોઇ કામ તેને નથી આવડતું કે કોઇ કામ ગજા ઉપરાંત હોય અને તેનાથી ન થાય, કે કોઇ કામ કરતાં તેનાથી બગાડ થાય તો જાણે તેના ઉપર ગાળોનો વરસાદ પડયો હોય તેમ ન દેવાય તેવી તેને અને તેના માબાપને ગાળો ભાંડે છે. કદી કંઇ વધારે નુકશાન થઇ ગયું હોય છે, તો આવેશમાં આવી જઈ તેને માર મારવાને પણ ચૂકતી નથી. આ રીતે તેના ઉપર અત્યંત જુલમ કરે છે. અહીં વહુનું ઉપરાણું કરી તેને બે અક્ષર કોણ કહે ? તેનુ કોઇ સગું વ્હાલું હોતું નથી, જે ગણો તેમાં તો સાસુ, સસરો કે પતિ હોય છે. પતિની ઉમ્મર કાચી હોવાથી શરમથી તેતો પોતાની વહુનુ ઉપરાણુ લઇ શકતો નથી. હવે તે બિચારી નિરાધાર ગરીબ ગાય જેવી વહુનું અહીં કોણ ! જો કોઇ આડોશી પાડોશીને દયા આવે અને કાંઇ કહે તો કહે કે—"તમે મારી વહુને ચઢાવો છો, માટે ખબરદાર ! તમારે વચ્ચે બોલવું નહિ," આમ ઘણી સાસુઓ પોતાની વહુને દુઃખ અને ત્રાસ આપે છે. આવી સાસુઓ કુલકલંકિની છે. તેમજ કેટલીક વહુઓ નાનપણુમાં સાસુએ

દુઃખ દીધેલું હોય છે તો તેજ સાસુ ઘરડી થતાં પોતે તેનો તિરસ્કાર કરી બદલો વાળે છે અને સાસુને દુઃખ દેતાં વિચાર કરતી નથી. આવું કરવું વહુઓને પણ અનિષ્ટ કર્તા છે. સાસુની ફરજ વહુને શીખામણ દેઇ તેને સુધારી સારા માર્ગે ચઢાવાની છે અને વહુએ સાસુની સેવા કરી તેના કહ્યામાં રહી તેની પ્રીતિ સંપાદન કરવાની જરૂર છે, તમારે હંમેશાં જો સાસુ હો તો છોકરાની વહુને પોતાની દીકરી જેવી પ્રીતિપાત્ર ગણી યોગ્ય શીખામણ આપી, પ્રીતિથી તેને સુધારવી જોઇએ. પણ તેને ગાળભાંડવી, મારવી કે દુઃખ દેવું, એ નીચ છે. વળી જે વહુ હોય તેણે પણ સાસુની સાથે લડાઇ ઝગડો ન થાય તેમ વર્તવું જોઇએ.

દરેક વહુએ પોતાના જેઠને દેવ સમાન, દીયેરને પોતાના પુત્ર સમાન અને દેરાણી જેઠાણીને પોતાની સગી બ્હેનો જેવી ગણવી જોઇએ. જેઠ, દીયેર, નણંદ વિગેરેનાં બાળકોને પોતાનાં જ બાળકો જેવાં માની તેમના ઉપર ખરા મનથી પ્રીતિ રાખવી જોઇએ. જે વહુઓ આ પ્રમાણે વર્તતી નથી તે કુલક્ષ્મી રૂપ છે. દરેક વહુએ એવી રીતે વર્તવાની સાવધાની રાખવી જોઇએ કે જેથી પતિ અને તેના કુટુમ્બિયોના નામને કોઇ પણ રીતે કલંક ન આવે. જે કામ કરવાથી ઘરનું બદનામ થાય કે નુકશાન થાય, તેવાં કામ ભૂલે ચૂકે પણ ન કરવાં. વિલાસિતાનો તો ઝેરની માફક ત્યાગ કરવો જોઇએ. નમ્રતા, વિનય, શિષ્ટાચાર, સ્વાર્થહીનતા અને લજ્જાશીલતા વિગેરે ગુણો દ્વારા પરિવારના સુખ અને સુયશને વધારવા પ્રયત્ન કરવો જોઇએ. કોઇપણ વહુએ લ્હડવા ઝઘડવાનો સ્વભાવ ન રાખવો. પરંતુ ધીરજ અને સહનશીલતા રાખીને સર્વની સાથે હળી મળીને રહેવું, તેમ પોતાના કુટુંબની સાથે ભળી જઇ તેમની પ્રીતિ મેળવવા યત્ન કરવો જોઇએ. કેટલીક વહુઓ એવી હોય છે કે પોતાના ઘરની કશી કાળજી

રાખતી નથી. ઘરમાં કઇ વસ્તુ બગડી જાય છે, કઈ વસ્તુ બહાર પડી છે, કઇ વસ્તુ નથી, વિગેરે ઉપર તેણે લક્ષ્ય રાખવું જોઇએ. વહુનું કામ છે કે તેણે પોતાના ઘરના દરેક કામની કાળજી રાખવી જોઇએ. વહુ એ ઘરની લક્ષ્મી રૂપ છે. જો તે કુલક્ષ્મી થાય છે તો ઘરનું સત્યાનાશ વળી જાય છે. હે કુલવધુઓ, તમે અત્યારે વહુઓ છો, તમારે આ વખતે તમારા કર્તવ્યને સમજી લેવું ઘણું જ જરૂરનું છે. તમારા કર્ત્તવ્યને જાણી તે પ્રમાણે વર્તવું એ તમારા પરમધર્મરૂપ છે.

જે વહુ પતિની આગળ સાસુ સસરાની નિંદા કરે છે, તે ઘણી જ નીચ સ્વભાવની છે. ઘણી સ્ત્રીઓ પોતાના પતિની પાસે. સાસુ સસરા અને દીયેર જેઠની જુઠી નિંદા રાત દિવસ કર્યા કરે છે. આનું પરિણામ ઘણું જ ખરાબ આવે છે. વહુઓના આવા ચરિત્રથી ઘરમાં કલેશનો જન્મ થાય છે. કેટલીક વહુઓ એવી હોય છે કે તે પોતાને પીએર જાય છે ત્યારે પોનાનાં માબાપને પોતાનાં સાસુ સસરાને માટે જુઠી વાતો ભરવે છે. તે કહે છે કે, સાસુ મને ઘણું દુઃખ દે છે, ગાળો ભાંડે છે, પેટ ભરીને ખાવા પણ આપતી નથી, મને તો કાંટા જેવી માને છે. આવી વહુઓ તો સ્વભાવથી જ પાપિની હોય છે.

સાચાં જુઠાં કરી એક બીજાનાં મન ઉંચાં કરાવવાં એ વહુનું નીચ કામ છે. આવી સાચા જુઠાં કરનારી સ્ત્રીઓ જ્યાં ત્યાં અકારી થઈ પડે છે. આવી વહુઓનું કહ્યું કોઇ માનતું નથી. મૂર્ખ માતા પિતા તેની એવી વાતો સાચી માની તેને સાસરે મોકલતી નથી અને તેનું ઉપરાણું લઈ તેનાં સાસુ સસરા તકરાર કરે છે. કેટલાંક માણસો એવાં હોય છે કે પોતાની પુત્રીની આવી વાતો સાચી છે કે જુઠી તેની તપાસ કર્યા વગર જ પોતાની પુત્રીનાં સાસરીયાં

સાથે લડાઈ ઝગડા કરે છે અને એક બીજાનાં મન ઉંચાં કરી જેના ઉપર પોતાની પુત્રીના ભવિષ્યના સુખ દુઃખનો આધાર છે તેમની સાથે બોલી બગાડે છે.

દરેક વહુએ સહનશીલ થવું જોઇએ. સાસુ, નણંદ કે દેરાણી જેઠાણી ઘરનું કોઇ માણસ કંઈ કહે, તો તે શાંતપણે સહન કરવું જોઇએ, તેની સામે થવું અને તે એક બોલ કહેતો વળતા ચાર બોલ કહી બદલો વાળવા યત્ન કરવો એ યોગ્ય નથી, કેમકે તે તમારૂં હિત કરનારી છે. તે તમને કહે તે સાંભળો, તમારી ભૂલ હોય તો સુધારો અને તે તમને તમારા ભલાને માટે જ કહે છે એમ માનો.

આજકાલની વહુઓ એવી હોય છે કે સાસુ નણંદની જરા પણ વાતને સહન કરતી નથી. તેને જરા પણ કોઈ કહે છે કે સામી નાગણની માફક ફુંફાડા મારી લડવા મંડી પડે છે. એ પ્રમાણે સામા થઈ લડાઇ કરી એક બીજાનાં મન ઉંચાં કરવાં એ વહુઓને માટે કલંક રૂપ છે, જે વહુઓમાં આમાંના દોષ હોય તેમણે તેનો ત્યાગ કરવો જોઇએ અને પોતાની સાસુ, નણંદ કે સાસરીયાં સાથે હળી મળીને રહેવું જોઇએ.

બનતા સુધી ઘરની સાસુ વહુની તકરાર વહુએ પતિને કહી તેને ઉદ્વેગ ન કરવો જોઇએ. સાસુએ પણ પોતાના પુત્રની વહુ આવે તો તેને સ્નેહથી શીખામણ આપી પોતાની પુત્રી તુલ્ય ગણવી. અને તેના ઉપર પ્રીતિ રાખી તેની સાથે સ્નેહથી વર્ત્તવું. એ તમારી કામ કરનારી લુંડી નથી પણ ભવિષ્યને માટે તમારા ઘરમાં તમારી જગ્યાએ ગૃહિણીપદને પ્રાપ્ત કરી તમારૂં ઘર દીપાવનારી ગૃહલક્ષ્મી છે, એમ માનવું. તેની ઉચ્ચ કેળવણી ઉપર જ તમારા પુત્રનો સુખનો આધાર છે. તેને તમારી પુત્રી કરતાં જરા પણ હલકી ગણશો નહિ. અને કોઇપણ દિવસે તેને તમારે ઘેર આવ્યા

પછી સાસરૂ દુઃખ રૂપ લાગે એવું વર્તન તેની સાથે ચલાવવું નહિ. તેને કામકાજ ન આવડતું હોય તો તમે ધીમે રહી પ્રીતિથી શીખવાડો અને કદાચ તેની અણસમજ કે અણઆવડતથી તેનાથી કાંઈ નુકશાન થઈ જાય તો તે વખતે તેના ઉપર ગુસ્સે થઇ ગાળો ભાંડશો નહિ. પણ તેનું સાંન્ત્વન કરી ફરી ભૂલ ન થાય તેવી સાવચેતી રાખવા શીખામણ દેજો.

દરેક સાસુએ પોતાના પુત્રના ભવિષ્યના સુખનો આધાર પોતાની પુત્રવધુ ઉપર છે, એમ માની તેને યોગ્ય સ્ત્રીશિક્ષણ આપી નવરાશના વખતમાં ઉત્તમ ગૃહિણીપદને યોગ્ય થઈ શકે તેવી બનાવી દેવી જોઈએ.

જ્યાં સાસુ વહુને રોજ કંકાશ થાય છે, ત્યાંથી લક્ષ્મી ત્રાસીને જતી રહે છે. માટે કોઈ પણ દિવસ સાસુએ વહુને દુઃખ દેવું નહિ કે વહુએ સાસુને ત્રાસ આપવો નહિ. સાસુએ વહુને પુત્રીતુલ્ય પુજ્ય માનીને એક બીજાની સાથે પ્રેમથી વર્તવું જોઇએ. કેમ બ્હેનો, હવે તમારી મરજી હોય તો બંધ કરીએ. વળી કાલે અમારે જવું પડશે. તેથી આજે તેની પણ તૈયારી કરવી પડશે.

સર્વે—"હા બા, હવે બંધ કરો. સુરત જાવ તો પણ અમને સંભાળજો. અને અમારા ઉપર પ્રીતિ રાખજો. અમે તમારા ગુણનો કશો બદલો પણ વાળી શક્યાં નહિ. તમે તો અમારા ઉપર કંઇ ઓછો ઉપકાર કર્યો નથી. અમને તો તમારા જવાથી ગમશે પણ નહિ. હશે, સારી જગ્યાએ જાવ છો. એથી અમે પણ આનંદ પામીએ છીએ. અને ઇશ્વરને પ્રાર્થના કરીએ છીએ કે તમે પાછાં આવો અને ફરી આમ ભેગાં બેસી વાતો કરવાનો લાભ મળો."

મેં કહ્યું—"સર્વ તમારા પુન્ય પ્રતાપ, ઇશ્વરની મરજી પ્રમાણે ઘટમાળ ચાલે છે. આપણે તો છત દેખીને છકી જવાનું નથી. માણસ

જાત છીએ, ઇશ્વર રાખે તેવી રીતે રહેવું અને સર્વ સ્થિતિમાં સંતોષથી વિવેક રાખીને વર્ત્તવું. તમારા સહવાસનો લાભ મને પણ ખૂંચવાનો તો ખરો, હશે, ઇશ્વરની મરજી. લ્યો ત્યારે સર્વે આવજો ને મ્હેરબાની રાખજો.

## પ્રકરણ ૧૫ મું.

### માતાની પોતાની પુત્રીને નાનપણમાંથી જ ઉત્તમ શિક્ષણ આપવાની જવાબદારી.



જી જે દિવસે અમારે સુરત જવાનું નક્કી થવાથી અમે અંકલેશ્વરથી સુરત આવ્યાં. સુરત તો અમારૂં વતન હોવાથી કોઇ રીતે અજાણ્યું નહોતું. મારા પતિ અહીં આવી નોકરી ઉપર ચઢી ગયા. અહીં કલેકટર સાહેબની સાથે તેમને ડીસ્ટ્રીકમાં જવાનું હતું તેથી મારે ઘણો વખત તેમનો વિ-યોગ સહન કરવો પડતો. શારદા બ્હેનને ત્યાં પણ રોજના ક્રમ પ્રમાણે કથા તો ચાલુ જ હતી તેથી હું ત્યાં બપોરની કથા સાંભળવા જતી. મારા અહીં આવ્યાથી સર્વે ખુશી થયાં. જેમ અમારા હર્ષનો પાર રહ્યો નહિ તેમ અમારા સંબંધિયોના આનંદનો પણ પાર રહ્યો નહિ.

અમારી ગરીબાઇમાંથી ઈશ્વરકૃપા અને સ્વપ્રયત્ને અમે ઉચ્ચી સ્થિતિને પ્રાપ્ત કરી, તેને માટે અમારી સાથે સ્નેહ રાખનારા-ઓને ઘણો આનંદ થતો. સુરતમાં પોતાના જ વતનમાં,

કલેક્ટર સાહેબના ચિટનીસ તરીકેની માનવાળી નોકરી મળવી એ તો દુર્લભ કહેવાય. વળી નાની ઉમ્મરમાં અમલદારી, આ બધું જોઇ સર્વને હર્ષ થાય એ કાંઈ નવાઇ નહિ. અમે આ સ્થિતિમાં પણ સર્વની સાથે વિનયથી વર્તતાં. ઘણા સત્તા મળતાં અભિમાની થઈ જાય છે અને પોતાનાથી હલકા દરજ્જાના કે સામાન્ય માણસોની સાથે તોછડાઇથી વર્તે છે. અમે નાનપણમાંથી જ ગરીબાઇને ભોગવેલી અને સર્વ નાની મોટી સ્થિતિનો અનુભવ મેળવેલો હોવાથી, સર્વની સાથે સ્નેહથી વર્તતાં. મારા પતિ પણ દરેક માણસની સાથે સજ્જનતાથી અને વિવેકથી વર્તતા અને સત્તાનો મદ રાખતા નહિ. આ પ્રમાણે સુરતમાં આવ્યા પછી અમારી પહેલાં કરતાં માનપ્રતિષ્ઠા અહીં સારી જામી. ઓળખાણ પણ ઘણાં થયાં.

હું તો મારે હતી તેવીને તેવીજ હતી. મારામાં કાંઇ ફેરફાર થયો નહોતો. અહીં આવ્યા પછી જમી પરવારી અમે રોજ બપોરનાં શારદા બ્હેનને ત્યાં જતાં. શારદાબ્હેને મને આવેલી જોઇ પોતાને માથેથી ભાર ઉતારવા કહ્યું:—“ કુમુદિની બ્હેન ! તમારા આવવાથી અમે ખુશી થયાં છીએ. તમે સાંભળ્યા પ્રમાણે અંકલેશ્વરમાં સારી નામના મેળવી છે. હવે અહીં પણ તમારા વચનામૃતનો લાભ અમને આપો તો સારૂં. આ બધાંની પણ હવે તમારી પાસે કાંઇક સાંભળવાની ઇચ્છા છે. ”

મેં કહ્યું:—“ શારદા બ્હેન, તે સર્વ તમારા પુન્ય પ્રતાપ. હું તો તમારી શિષ્યા, દોષ હોય તો ગુરુનો વાંક અને જશ હોય તો પણ ગુરુના જ પ્રતાપ. મેં તમારી પાસે યોગ્ય શિક્ષણ લઇ સ્રીકર્તવ્યના જ્ઞાનને પ્રાપ્ત કર્યું, અને તેનો જ લાભ મેં બીજાને આપ્યો. પણ તે શીખવાડેલું તમારૂંને ? હવે અહીં તો તમારી પાસે

જ કંઇ વધુ શીખવાની મરજી છે માટે તમેજ ચલાવો."

આમ હા ના, કરી અંતે આજે તો શારદા બ્હેનેજ પોતાની કથા શરૂ કરી.

તેમણે કહ્યું:—" જુવો બ્હેનો, આજે આપણા આનંદનો પાર રહ્યો નથી. કૌમુદિની બ્હેન ઘણે વર્ષે આવ્યાં છે. અને તેમાં વળી સારી પાયરી લઇને. તેમણે અંકલેશ્વરમાં પણ પોતાનો પ્રભાવ બતાવી આપ્યો છે. હવે કાલથી તો આપણે તેમની પાસે જ કાંઈ સાંભળવાની ઇચ્છા રાખીશું. આજે તો તેમનો આગ્રહ છે, તો હુંજ ચલાવું છું. આપણો સમાજ સુધારવાને માટે ઘણા માણસો ફાંફાં મારે છે પણ જ્યાં સુધી તેનું મૂળ સડેલું રહે છે ત્યાં સુધી તેનાં ફળ સારાં આવતાં નથી. સ્ત્રી એ સમાજના મૂળ રૂપ છે. સ્ત્રીઓ સુધર્યા વગર સમાજની ઉન્નતિ થઇ શકતી નથી. સ્ત્રીઓને સુધારવા માટે તેમને બાળપણમાંથી જ સારી કેળવણી આપવી જોઇએ. જેમ પાકા ઘડે કાંનો ચોટતો નથી તેમ મોટી ઉમ્મરે સ્ત્રીઓને સુધારવા મથીએ તો તેનું પરિણામ જોઇએ તેવું આવતું નથી. માટે માણસ માત્રે પોતાની પુત્રીઓને નાનપણમાંથી જ સુશિક્ષિત બનાવવા માટે પ્રયત્ન કરવો જોઇએ.

દરેક માબાપની ફરજ છે કે તેમણે નાનપણથી જ પોતાનાં બાળકોને સુધારવા કાળજી રાખવી જોઈએ. નાનપણમાં પુત્રીઓને ઉત્તમ શિક્ષણ આપી તેમને કર્ત્તવ્યના ઉત્તમ માર્ગે ન વાળવાથી તેમને મોટી ઉમ્મરે દુઃખ વેઠવું પડે છે. નાની છોકરીઓને કેવું શિક્ષણ આપવું જોઇએ અને તેનું ચરિત્ર કેવું ઉત્તમ બનાવવું જોઇએ તેનું જ્ઞાન ઘરની મુખ્ય સ્ત્રીઓને અને તેની માતાને હોવું જોઇએ. નાની છોડીઓની ઉમ્મર પાંચ ૭ વષની થતાં જ તેને ગમ્મત સાથે સ્હેલી રસભરી વાતો કરીને શિક્ષણ આપતા રહેવું જોઇએ અને

ઘરનાં નાનાં નાનાં કામમાં તેમની મદદ લેવી જોઇએ, નવરાશના વખતમાં કક્કો, બારાખડી, વિગેરે મૂળાક્ષરોનું અને અંકજ્ઞાન આપતા રહેવું અને સાથે સાથે સવાર બપોરે પુંજા કચરા કઢાવવા, નાનાં નાનાં લોટા, થાળી, વાડકી વિગેરે વાસણો માંજતાં બતાવવું. દેવતા સળગાવવો, તપેલીમાં આધણ મૂકવું, ચોખાદાળ વીણવાં વગેરે નાનાં નાનાં કામ તેની પાસે રમતની માફક રમતાં રમતાં કરાવવાં. અને જાણે રમાડતા હોઇએ તેમ તેને આનંદ થાય તેવી રીતે ઘરનાં નાનાં નાનાં કામકાજ કરતાં શીખવાડતા રહેવું. તેમ કરતાં તેને કંટાળો ન આવે કે તેના મનમાં કામ કરવાનો બોજો ન જણાય તેની કાળજી રાખવી. નાનાં છોકરાંને રમતમાં ને રમતમાં તેની માએ કામકાજ શીખવાડવું જોઇએ, એમ કરતાં કરતાં તે મોટી થતાં મહેનતુ અને કામકાજમાં ચતુર બને છે. નાની છોકરીઓને વધારે મહેનત પડે તેવું કામ કે તેના ગજા ઉપરાંતનું કામ બતાવવું નહિ.

કેટલીક જગ્યાએ માબાપ એવાં હોય છે કે તે પોતાની પુત્રીને લાડમાં ઉછેરી, વ્હાલમાં ને વ્હાલમાં તેની પાસે કંઈ પણ કામ કરાવતાં નથી, અને જ્યાં સુધી પરણીને સાસરે જાય ત્યાં સુધી તેને પૂંજો વાળતાં, પાણી ભરતાં, વાસણ ઉટકતાં કે ખાવા કરતાં પણ આવડતું નથી. આવી છોકરીઓને તેની મા મોંઢે ચડાવે છે, અને નાનપણમાં સારાં કપડાં પહેરાવી, બૂટ સ્ટોકીંગ ચઢાવી, પુત્રની માફક લાડ લડાવે છે. ઘરમાંથી કોઈ ચીજ અહીંથી ઉંચકી આહીં મૂકવા જેટલું કામ પણ તેને બતાવતાં નથી. અને છોકરાની વહુ આવે તો તેની પાસે આખા ઘરનો ધંધો કરાવે છે. તેને પોતાની દીકરી કંઈ કામ કરવા લાગે તો કહેશે ' રહેવા દે, ઘણીય કરશે. ' આમ કહી પોતાની છોકરી પાસે કંઇ કામ કરાવતી નથી. તે એમ સમજે છે કે ઘરકામ તો નોકરે કે વહુએ કરવું જોઇએ ? વહુ હોય ને

છોડી શું કામ કરે ? તેને તો વહુની ઉપર તાબીયો કરવાનો અને તેના કહ્યા પ્રમાણે વહુએ વર્તવાનું હોય છે. આવા વિચારનાં માબાપો પોતાની દીકરીને નાનપણથી જ બગાડે છે.

આવી છોકરીઓએ નાનપણમાંથી જ મોજશોખ ભોગવેલા હોય છે અને પીએરમાં કંઇ કામ કરેલું હોતું નથી, તેથી તેમને સાસરે ઘણું ભારે પડે છે. તેને સાસરે જઈ કંઇ કામ કરવું પડે છે તો ત્રાસ ઉપજે છે. જો કોઈ ધનવાનનું ઘર મળ્યું તો ઠીક, પણ ગરીબ ઘેર જવું પડે છે ત્યારે તેના દુઃખનો પાર રહેતો નથી. તે પોતાનાં સાસરીયાં અને પતિને હલકા માને છે, પતિ ઉપર તિરસ્કાર કરે છે અને પોતે નાનપણમાંથીજ લાડમાં ઉછરેલી હોવાથી પતિનો અને તેનાં માબાપનો હિસાબ ન ગણવાની ટેવવાળી થતાં, પીએરની સાહ્યબીના ગુમાનમાં દુઃખી થાય છે. આવી છોકરીઓની મોટી ઉમ્મરે જીંદગી બગડે છે અને પતિ પત્નિનો કોઈ દિવસ જીવ મળતો નથી. જેથી ભલેને પુત્રી ગમે તેવી વ્હાલી હોય છતાં પણ તેને તેની માએ મોંઢે ચઢાવવી નહિ. તેમ લાડપાડમાં ઉછેરી અભિમાન વધારી એશઆરામી બનાવી દેવી ન જોઇએ. પુત્રને જેમ ભણાવીને ભવિષ્યમાં કાર્યકુશળ થાય તેવી કાળજી રાખવાની છે તેવી જ રીતે પુત્રીને પણ પારકે ઘેર મોકલવાની છે, માટે ઉત્તમ ગૃહિણી થાય તથા ગમે તેવું સાસરૂં મળે તો પણ ત્યાં સમાસ કરી શકે તેવી બનાવવાની તેની માએ કાળજી રાખવી જોઇએ. અને તેને નાનપણથી જ ઘરકામકાજ કરવામાં પ્રીતિવાળી અને મહેનતુ બનાવી સર્વ કોઈનું કહ્યું કરે તેવી કહ્યાગરી બનાવવી જોઇએ.

બાળકો ઉપર માતાપિતાનો સ્વભાવથી જ પ્રેમ હોય છે અનેક પુત્રીઓ તેનાં માબાપનાં અધિક લાડથી અને પ્રેમથી, આળસુ, સુકુમાર, વધુ સુખની લાલસા રાખનારી, એશઆરામ ઇચ્છનારી,

પોતાની બાલી ઉપર હુકમ બજાવનારી અને ઘર કામકાજ કરવામાં કંટાળો ખાનારી થાય છે. તેના ઉપર સ્નેહ રાખવો એ માબાપનું કર્તવ્ય છે પણ તેના ભવિષ્યનો સંસાર બગડે એવો ખોટો સ્નેહ રાખી તેને મોઢે ચઢાવી કંઈ કામકાજ કરતાં કે આજ્ઞા પાળતાં ન શીખવાડવું એ માબાપનું ભૂષણ નથી. સ્નેહને લીધે તેને બહુ મોઢે ચઢાવી અને તેની દરેક વાતની હઠ પૂરી કરવી એ ઘણું જ અનુચિત છે. તેના ઉપર તો તેનાં માબાપોએ સ્નેહની સાથે એવો ડર પણ બેસાડી દેવો જોઇએ કે તે તમારૂં તમામ કહ્યું કરી શકે અને એક પણ આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકે નહિ. બાળકીઓને માતાપિતાને આધીન રહીને કામ કરવું એ ઉચિત છે. જે કામ કરવાને માબાપ ન કહે તે કામ તેણે છાનામાના પણ કરવું ન જોઈએ. પુત્ર અને પુત્રીઓને નાનપણથી જ સુશીલ, વિવેકી અને સદાચારી બનાવવાં એ માતાપિતાનું મુખ્ય કામ છે. તેમને અવિવેકી, દુરાચારી કે ઉદ્ધત ન બનવા દેવાં જોઈએ.

પુત્રીઓના ચરિત્ર ઉપર જ તેને ભવિષ્યમાં થનારા સંતાનોના સુખદુઃખનો આધાર છે. કારણકે સારી માતાથી સારાં અને ખરાબ સ્વભાવનાં સંતાનો પેદા થાય છે. ઘણી જગ્યાએ ગામડામાં તેમજ શહેરોમાં છોકરીઓ આ મહેલ્લામાંથી આ મહેલ્લામાં, છોકરાઓની સાથે નાનપણમાં રમ્યા કરે છે. છોકરીઓને આ પ્રમાણે નાનપણમાં છોકરાની સાથે સ્વતંત્રપણે હરવા ફરવા કે રમવા દેવી ઉચિત નથી. આવી રીતે તેમને પોતાની ઈચ્છાનુસાર આમતેમ ઘુમવા દેવાથી તેને ટેવ પડી જાય છે કે જે પછીથી મોટપણે જતી નથી. તેમજ તેને રોજ છોકરાઓની સાથે રમવા જવા દેવી એ પણ અયોગ્ય છે. એથી નાનપણથી જ તેમનામાં છોકરાઓ જેવા સ્વતંત્રતાના અને સાહસના ગુણો આવી જાય છે. અને સ્ત્રીઓના સુલભ

ગુણો જતા રહે છે. છોકરાંની સાથે તેને રમવા દેવાથી કેટલીક છોકરીઓ એટલી ઉપદ્રવી અને લાજશરમ વગરની થઇ જાય છે કે તે પછીથી પુરુષોની સાથે છૂટથી વાતો કરવામાં આનંદ માને છે. માટે આપ્રમાણે છોકરીઓને નાનપણથી જ છોકરાઓ સાથે હળીમળી જવા દેવી નહિ, અને તેમની સાથે રમવા દેવી નહિ. નાની છોકરીઓને નાનપણથી જ લજ્જાશીલતા, નિષ્કપટતા અને સત્ય બોલવાનું શિક્ષણ આપવું યોગ્ય છે.

અનેક માતાઓ પોતાની પુત્રીઓને અનેક પ્રકારનું જુઠું બોલતાં શીખવાડે છે. જ્યારે પડોશની કોઈ સ્ત્રી પોતાને ઘેર કોઈ ચીજ માગવા આવે તો તે પોતાની છોકરી પાસે કહેવરાવે છે કે તે વસ્તુ અમારે ત્યાં બિલ્કુલ નથી. હવે છોકરી પણ જાણે છે કે તે વસ્તુ આપણા ઘરમાં છે છતાં માએ મારી પાસે જુઠું કહેવરાવ્યું. આ પ્રમાણે નાની છોકરીઓને મા નાનપણમાંથી જ જુઠું બોલતાં શીખવાડે છે. કેટલીક માતાઓ પોતાની પુત્રીને કહે છે કે— ' આ વસ્તુ ઘરમાં સંભાળીને રાખો. હું બહાર જઉં છું અને કોઈ તે લેવા આવે તો કહેજો કે તે વસ્તુ તો ભાગી ગઈ, કે કોઈ બીજું લઇ ગયું છે. ઘરમાં નથી. ' આમ જુઠું બોલવાનું શીખવાડી તે બહાર જાય છે. બ્હેનો ! પોતાની છોકરીઓને નાનપણમાંથી જ તેનાં માબાપો આવી રીતે જુઠું બોલવાનું શિક્ષણ આપે છે. આ પ્રમાણે નાનપણમાંથી જ પ્રપંચની વાતો શીખવાડવાથી ભવિષ્યમાં તે પુત્રીઓ સત્ય બોલનારી ક્યાંથી રહી શકવાની ? આવી રીતે નાનપણમાંથી જ છોકરીઓને અયોગ્ય શિક્ષણ આપવાથી તેનું પરિણામ એ આવવાનું કે બાળકીયો અનેક કામમાં માતાપિતાને પણ જુઠું બોલી ખેતરતાં શીખવાની.

જ્યારે પુત્રી દસબાર વર્ષની થઇ જાય ત્યારે તેને સાસરે જતા

પહેલાં જ ઘરના કામકાજમાં ચતુર અને ઉત્તમ ચરિત્રવાળી બનાવી દેવી જોઈએ. જે પુત્રીઓ પીએરમાં માતાપિતાના દોષથી સુશિક્ષિત અને ચારિત્રશીલ થઇ હોતી નથી, તે સાસરે ગયા પછી તિરસ્કાર, અને નિંદાને સહન કરી દુઃખ ભોગવ્યાં કરે છે. એથી છોકરીઓને તેના ભવિષ્યનો વિચાર કરીને તેને યોગ્ય શિક્ષણ આપી બોલવા ચાલવા ને કામકાજમાં પ્રવીણ તથા મર્યાદાશીલ થાય તેવું શિક્ષણ આપવું જોઇએ.

છોકરીઓને મોંઢે ચઢાવી આળસુ કે મોજશોખી બનાવી ન દેવી જોઇએ. તેને તો એવું શિક્ષણ આપવું જોઈએ કે તે કામકાજમાં ચતુર, મહેનતુ, સુશીલ અને ધર્મકર્મમાં પણ તત્પર થઇ શકે.

પુત્રીઓને તેનો વિવાહ થતા પહેલાં જ લખવા વાંચવાની સાથે નાના પ્રકારની રસોઇઓ બનાવવાનું શીખવાડી દેવું જોઇએ. સાસુ, સસરો, જેઠ, પતિ અને કુટુંબને જમતી વખતે કેવી રીતે પીરસવું, સાસરે જઈ પતિના કુટુંબિયોની સાથે કેવી રીતે વર્ત્તવું, એ સર્વ વાતોનું શિક્ષણ આપવું જોઈએ. પુત્રીઓની સજ્જનતા અને કામકાજની ચતુરાઇ વિગેરે શીખવાનું સ્થાન તેનું પીએર છે અને તેની પરીક્ષા સાસરે આપવાની છે. ત્યાં તેને નાનપણમાં જે કેળવણી કે શિક્ષણ આપવામાં આવે છે તેના ઉપર તેના ભવિષ્યના સુખદુઃખનો આધાર છે. જે આ પરીક્ષામાં સાસરે જઇ પાસ થાય છે તે લક્ષ્મી તુલ્ય છે. દરેક માબાપોએ પોતાની પુત્રીને શાસ્ત્રીય ઉપદેશ આપીને નીતિ શીખવાડવી અને તેના આચારવિચાર ઉત્તમ થાય તે ઉપર વધુ ધ્યાન આપવું જોઈએ. જો કોઈ બાળકી કાંઈ અયોગ્ય કામ કરે તો તેનો એવાં મધુર વાક્યોથી તિરસ્કાર કરવો જોઈએ કે જેથી તે શરમાઈ પસ્તાવો કરે અને પછીથી તેવું ખોટું કામ કરે નહિ. બાળકીઓને એકદમ નીડર બનાવી દેવી ન

જોઇએ. તેને ભય અને પ્રીતિ બંને હોવાં જોઇએ. કેમકે તેવગર તેના ઉપર દાબ રહી શકતો નથી.

મહારાજ મનુ કહે છે કેઃ—" મોંઢે ફુંકીને દેવતા સળગાવવો, જે વસ્તુ બાળવા જેવી ન હોય તેને બાળવી, દેવતા આગળ બે પગ સાથે રાખી તાપવું, એ અનુચિત છે. સવાર અને સન્ધ્યાકાળ વખતે જમવું, ગમન કરવું કે સુવું એ અયોગ્ય છે. પૃથ્વી ઉપર લખવું, નખ કે તરણખલાવડે ભોંય ખોતરવી, કાંસાના વાસણમાં પગ ધોવા, અને ભાગલા વાસણમાં જમવું એ અયોગ્ય છે. પુરુષોના પહેલાં ભોજન કરવું, ધમધમ અવાજ થાય તેવી રીતે ચાલવું અને ઘાંટા પાડીને વાતચિત કરવી એ સ્ત્રીઓને દૂષણરૂપ છે." દરેક માતાએ પોતાની પુત્રીઓને આવું શિક્ષણ આપવું જોઇએ. જેથી તે કદી ખરાબ કામ કરી શકે નહિ. તેને માટે તેને પ્રથમથી ખૂબ સાવધાન કરી દેવી જોઇએ.

જેવી રીતે પુત્રીઓને ઘરના દરેક કામનું શિક્ષણ આપવું જોઈએ તેવી રીતે તેને ભરવા ગુંથવા અને શિલ્પવિદ્યાનું શિક્ષણ આપવું એ ઘણું જ અગત્યનું છે. છોકરીઓએ મોજા, ગલપટા, વિગેરે બનાવવાં, ટોપી, પોલકાં, કે સાડી ભરવી, ચોળી, ખમીસ, પહેરણ વિગેરે સીવવું, વિગેરે રોજ કામમાં આવનારાં કપડાંલત્તાં શીવવાનું કામ શીખવાડવું એ પણ અગત્યનું છે. આ કામ સ્હેલાઇથી શીખવાડી શકાય છે. થીંગડાં દેવાં, સાંધવું, ભરવું, ગુંથવું અને એવું ઘરમાં બેસી સ્હેલાઇથી બની શકે તેવાં કામ પુત્રીઓને શીખવાડવાં.

આવી રીતે દરેક સ્ત્રીએ નાનપણમાંથી જ પોતાની પુત્રીઓને ઉત્તમ શિક્ષણ આપી તેને સાસરીમાં જઇ સુખી થાય તેવી હોંશિયાર બનાવી દેવી જોઇએ. ઉપરાંત તેને પોતાના પતિની સાથે શી રીતે વર્ત્તવું, તેનું પણ શિક્ષણ આપવું જોઇએ. ઘણી માતા પોતાની

પુત્રીને બાધેભારે-'સાસરીમાં ડાહ્યાં થઇ ચાલવાનું, કહ્યાગરાં થવાનું અને સાસુનણંદનું કહ્યું માનવાનું' શિક્ષણ આપે છે ખરી, પણ સાસરે જઇ પતિની સાથે શી રીતે વર્ત્તવું તેને માટે કાંઇ શિક્ષણ આપતી નથી. અને તેથી તે તો તેને દેખાદેખી જ શીખવું પડે છે. અથવા તો પતિની સાથે શી રીતે વર્ત્તવું તેનું જ્ઞાન જ તે મેળવી શકતી નથી. માટે દરેક માતાએ પોતાની પુત્રીને યોગ્ય ગૃહણી બની શકે, અને સાસરે જઈ પતિ સેવા કરી, પતિ આજ્ઞાનું પાલન કરે તેવી તેમજ તેને માટે પતિ એજ ખરો દેવ, પતિમાં જ તેનું કલ્યાણ છે, તેના સુખે સુખી અને દુઃખે દુઃખી થવાનું છે. વિગેરે પતિ સેવા કરવાનું પણ શિક્ષણ આપી દરેક વાતમાં પ્રવિણ બનાવી દેવી જોઇએ.

કેમ બ્હેન! આ પ્રમાણે દરેક માતા જો પોતાની છોકરીઓને નાનપણમાંથી જ આ પ્રમાણે કેળવે તો આ સંસાર કેટલો બધો સુખપ્રદ થઈ શકે?"

કૌમુદિની—"ખરી વાત છે બા, છોકરીઓને નાનપણથી જ ચતુર, કહ્યાગરી અને ડાહી થાય તેવું શિક્ષણ આપવું જોઇએ. કે જે મોટી વયે ઉત્તમ ગૃહિણી થતાં પોતાનાં છોકરાંને પણ ઉત્તમ શિક્ષણ આપી શકે.

લ્યો, ત્યારે બેન હવે ઉઠીશું. ઇશ્વરની મરજી હશે તો કાલે ભેગાં થઈશું."

શારદા—"હા બ્હેન! આવજો પણ કૌમુદિની બ્હેન! કાલે તો તમારો વારો છે માટે વ્હેલાં આવજો હોં."

આમ કહી સર્વે વેરાયાં, અને હું પણ ઘેર ગઇ.



# પ્રકરણ ૧૬ મું.

## સ્ત્રીઓએ રાખવી જોઈતી ગંભીરતા અને શાંતિ.



બીજે દીવસે જમી પરવારી એ કોર્ટમાં ગયા, એટલે હું પણ કામકાજથી પરવારી શારદા બ્હેનને ત્યાં ગઇ. આજે તો બધાંનો આગ્રહ એવો હતો કે મારે જ કંઇ બોલવું, એટલે મારે બોલ્યા વગર છુટકો જ ન્હોતો. મને અંકલેશ્વરમાંથી જ બોલવાની છૂટ પડી ગયેલી હોવાથી અહીં કાંઈ અડચણ પડે તેમ ન્હોતી. વળી સર્વ પરિચિત હતાં. મારા ગયા પછી ધીમેધીમે સર્વે ભરાયાં એટલે શારદા બ્હેને કહ્યું:—"કેમ કુમુદિની બ્હેન, આજે કયા વિષય ઉપર બોલશો?"

મેં કહ્યું—"આપ કહો તે વિષય ઉપર. આપની કૃપા છે તો કાંઇ ચાલે એવું છે, જશ અપજશનાં ધણી આપજ છો.

આ પછી મેં સ્ત્રીઓએ રાખવી જોઇતી ગંભીરતા અને શાંતિ માટે કહેવાનું શરૂ કર્યું. મેં કહ્યું—

"બ્હેનો, આજે તમારા બધાના આગ્રહથી મારે જ કંઇ બોલવું પડશે. હું તમારા સર્વ કરતાં તો હજુ નાની બાળ છું, પણ આ શારદા બ્હેનના કૃપાપ્રસાદથી મારી મતિ પ્રમાણે જે કાંઈ કહું તે ધ્યાનપૂર્વક સાંભળશો. અને જો કંઇ ખામી જણાય તો ક્ષમા કરશો.

આપણ સ્ત્રીઓએ તો ગંભીર અને શાંત થવું જોઇએ, અને કામકાજમાં ચંચળતા કે વ્યગ્રતા રાખવી નહિ. ચંચળતા કે વ્યગ્રતા એ

ઘણા દોષોની જડ રૂપ છે. ચંચળ સ્વભાવની સ્ત્રીઓ પોતાનું કાંઈ પણ કામ પૂરૂં કરી શકતી નથી. તે પોતાની ચંચળતાને લીધે કદી કદી એવું અનુચિત-કામ કરી બેસે છે કે જેથી ઘરવાળાઓને ઘણી જ હાનિ અને બદનામી ભોગવવી પડે છે. ચંચળ સ્ત્રીઓના સ્વાભાવના દોષથી ઘરની ઇજ્જતઆબરૂ બચવી કઠિન છે. એથી આવી સ્ત્રીઓને તેના ઘરનાં માણસો તિરસ્કારને પાત્ર સમજે છે. ચપળ સ્ત્રીઓમાં એક એ દોષ હોય છે કે જે થોડા જ સુખથી આનંદી થઈ જાય છે અને થોડા જ દુઃખથી અધીર બની જાય છે. એથી તે આ દુઃખસુખપૂર્ણ સંસારમાં કદી પણ સુખથી રહી શકતી નથી. ચંચળસ્વભાવની સ્ત્રીઓના હૃદયમાં સુખ વિષનું કામ કરે છે. ચંચળતાના દોષથી સ્ત્રીઓના હૃદયની મધુરતા નષ્ટ થઈ જાય છે. મધુરતા નષ્ટ થતાં ગંભીરતા પણ દુઃખકર થઈ પડે છે.

સ્ત્રીઓના હૃદયમાં મધુરતા અને ગંભીરતા બંને હોવાં જોઇએ. ગંભીરતા ન હોવાથી સ્ત્રીઓને પગલે પગલે હાનિ સહન કરવી પડે છે. કેમકે તેનું હૃદય અત્યંત આવેગમય થઇ રહેછે. જો તેનામાં ગંભીરતા ન હોય તો તે સ્હેજ ઉત્તેજન મળતાં કુમાર્ગ તરફ વળી શકે છે.

બ્હેનો ! આપણે સર્વેએ ગંભીર બનવું જોઇએ અને ઉચ્છૃંખલ સ્વભાવનો ત્યાગ કરવો જોઇએ. આપણે જે કામ કરવું હોય તેના ગુણદોષોનો વિચાર કરીને પછી જ કરવું જોઇએ. હૃદયની ચંચળતાને વશ કરીને કોઇ કામમાં એકદમ પ્રવૃત્ત ન થવું. આપણે સ્ત્રીઓએ તો આમોદપ્રમોદમાં વધુ લીન રહેવું પણ યોગ્ય નથી, કારણ કે વધુ અમોદપ્રમોદથી તે અંતઃકરણને સંકીર્ણ કરીને ગુપ્ત રીતે પાપ માર્ગની તરફ વાળી શકે છે. આ પ્રકારનો અયોગ્ય આમોદ-પ્રમોદ કે હાસ્યવિનોદ પણ દુર્બળ હૃદયની સ્ત્રીઓના સર્વનાશના કારણરૂપ બની જાય છે.

કેટલીક સ્ત્રીઓ એવી ચંચળ સ્વભાવની હોય છે કે, જો તેને કોઇ માણસ આવીને એમ કહે કે, અમુક સ્ત્રી તમારી નિંદા કરતી હતી, તો તે એકદમ ક્રોધ કરીને નિંદા કરનારને દુઃખ આપવા માટે અનેક પ્રકારની ખરી ખોટી વાતો સંભળાવે છે. આમ કરવું એ ઘણું અનુચિત છે. અનેક સ્ત્રીઓનો સ્વભાવ એવો નિંદનિય હોય છે કે આની નિંદા આંની પાસે અને આની નિંદા આની પાસે કર્યા કરે છે. આવી સ્ત્રીઓની વાતો ઉપર કદી પણ વિશ્વાસ કરવો ન જોઇએ. જે સ્ત્રીઓ ગંભીર અને શાંત હોતી નથી તે પોતાની જરા સરખી નિંદા સાંભળીને ઉકળી જાય છે. તમારે તેવો ઉચ્છૃંખલ અને ચંચળ સ્વભાવ રાખવો ન જોઇએ. કેમકે ચીડીઓ કે ચંચળ સ્વભાવ માણુસને કદી પણ સુખ શાંતિ આપી શકતો નથી. દરેક સ્ત્રીએ પોતાનો સ્વભાવ શાંત અને ઠરેલ રાખવો. ગમે તે એક રસ્તે દોરવાઈ જવું નહિ તેમ કાન કાચા રાખવા નહિ, જો કોઇ આપણુને કહે કે અમુક માણુસ તમારી નિંદા કરે છે તો તે વખતે તે સાંભળ્યું ન સાંભળ્યું કરી દેવું. સહનશીલતાવાળો સ્વભાવ રાખવો. ઘરમાં પણ ગંભીર અને ઠરેલ સ્વભાવ રાખી દરેક સાથે વર્ત્તવું. સ્હેજસાજ બાબતોમાં તાલાવેલીયો સ્વભાવ રાખી ઉછૃંખલવેડા કરવા નહિ. અને દરેક સ્ત્રીએ જેમ બને તેમ દરેક સાથે સંપથી અને પ્રેમથી વર્ત્તવું.

કોઇપણ દિવસે ઘરમાં કે બહાર કહેતાકહેતી સાંભળી લડાઇ ટંટા વ્હોરી લેવો નહિ. તેમ કોઇની સાથે ટંટા કરી અકારાં થવું નહિ. સર્વની સાથે વિવેકથી વર્ત્તવું.

લ્યો બ્હેન ! ત્યારે આજે તો મને જે આવડ્યું તે કહ્યું. હવે બધાંની મરજી હોય તો શારદા બ્હેન કંઇ કહે તો સારૂં.

મને સર્વેએ ટેકો આપવાથી શારદા બ્હેનને હવે આગળ ચલાવ્યા વગર છૂટકોજ ન્હોતો તેમને મેં સ્ત્રીઓના સ્વાભાવિક ગુણો અને સ્વભાવ માટે કહેવાનો આગ્રહ કર્યો.

## પ્રકરણ ૧૭ મું.

### સ્ત્રીઓનો સ્વભાવ કેવો હોવો જોઈએ.

શારદા બ્હેને બધાંનો આગ્રહ જોઇ કહેવા માંડયું કે—બ્હેનો. સ્ત્રીઓએ પોતાના સ્વભાવ ઉત્તમ રાખવો જોઇએ. તેણે સર્વની સાથે સદ્દભાવપૂર્વક ઉત્તમ રીતે વર્ત્તવું જોઇએ. કેટલીક સ્ત્રીઓનો સ્વભાવ કઠોર હોવાથી ઘણી સ્ત્રીઓની સાથે તેને બનતું નથી.

પોતાના કુટુંબની સાસુ, નણંદ, જેઠાણી વિગેરે સ્ત્રીઓની સાથે સારી રીતે ન વર્તવાથી ઘરમાં અનેક પ્રકારની તકલીફો અને અડચણો ભોગવવી પડે છે. સ્ત્રી પોતાના ઉત્તમ સ્વભાવથી અને દરેક સાથે સારી રીતે વર્તન રાખવાથી સર્વનો પ્રેમ મેળવી શકે છે અને સર્વની સાથે સદ્દભાવપૂર્વક રહેવાથી જે આનંદ મળે છે તેનું વર્ણન થઈ શકતું નથી. જે માણસ સર્વની સાથે સદ્દભાવ રાખવા ઇચ્છે છે તેની સાથે કોઈ પણ માણુસને તકરાર થતી નથી.

સ્ત્રીના ઉત્તમ ગુણ અને સ્વભાવથી તથા તેના સર્વની સાથે ઉત્તમ પ્રકારે વર્ત્તવાના ગુણથી દરેક માણુસ તેને વશ થઇને નાનાં મોટાં સર્વ તેના ગુણનાં પક્ષપાતી બની જાય છે. આપણી કુલવધુ-ઓમાં ઘણી એવા સ્વભાવની હોય છે કે જે પોતાના ઉત્તમ વર્ત્તન

અને રીતભાતથી સર્વને સંતુષ્ટ રાખવાની ઇચ્છા રાખતી નથી. શું એ વાત તેને કલંકિત કરનાર નથી? કેટલીક સ્ત્રીઓ એવા નીચ સ્વભાવની હોય છે કે જે પોતાની નણંદ, દેરાણી, વિગેરે ઉપર સ્નેહ રાખતી નથી. સાધારણ વાતોને માટે તેમની સાથે લડીને એક બીજાનાં મન ઉંચાં કરે છે. અનેક સ્ત્રીઓ ઘરની દાસદાસીયોની સાથે લડયાં કરે છે અને તેમની સાથે અયોગ્ય રીતે વર્ત્તે છે. સ્ત્રીઓએ પોતાના દાસ દાસિયોની સાથે લડાઈ કરવી અને તેમની સાથે અયોગ્ય વર્તન ચલાવવું એ અયોગ્ય છે. તમારે સાધારણ નોકર ચાકરોની સાથે લડવું ઝઘડવું ઉચિત નથી. જેને તમે ખાવાનું અને કપડાં આપી પાળો છો તે તમારો નોકર છે. તેણે તો તમને માન આપી વર્ત્તવું જોઇએ તેને બદલે તેની સાથે લડીઝગડી હલકાં પડવું અને આપણું માન ગુમાવવું એ શોભાપ્રદ નથી.

એ દાસી તમારો પ્રેમ અને દયા મેળવવાને અધિકારિણી છે. કદાચ તમારા નોકરથી કંઈ કામ બગડી જાય તો તેને અનુચિત રીતે લઢવું એ સારૂં નથી. કેટલીક સ્ત્રીઓ ક્રોધાંધ થઇને પોતાનાં ઘરવાળાંને એવાં કઠોર અને કર્કશ વાકયો સંભળાવે છે કે જેને સાંભળી ખેદ થાય છે, કુટુંબપર પણ સર્વની સાથે સદ્દભાવપૂર્વક વર્તવું. સામાન્ય કારણથી કે કોઇ વગર કારણે કોઇની સાથે શત્રુતા વ્હોરી લેવી એ અનુચિત છે. કુટુંબના જે માણસોના વર્તનથી તમને ક્રોધ ઉત્પન્ન થાય તેમને મધુરવાણીથી તમે ઠપકો આપી પસ્તાવો કરાવી શકો છો પણ ક્રોધિત થઇને તેનો તિરસ્કાર કરવામાં શત્રુતા વધે છે.

જે સ્ત્રીઓ પોતાના કુટુંબી માણસો સાથે સદ્દભાવ રાખતી નથી તે ઘણે ભાગે જાણી જોઇને અગ્નિમાં પડવા જેવી થઇ જાય છે. જે સ્ત્રીઓ સર્વના દુઃખથી દુઃખી થાય છે અને સર્વને પોતાના સમાન સમજીને તેના ઉપર પ્રેમ રાખે છે તે સ્ત્રીઓ ઘરમાં અને બહાર

સર્વ જગ્યાએ પોતાના ઉત્તમ વ્યવહારથી આનંદ વર્ષાવી શકે છે. તમારા ઘરમાં તમારી સાસુ, જેઠાણી કે દેરાણીના મંદવાડ વખતે તમારે તેની ખરા અંતઃકરણથી સેવાસુશ્રૂષા કરવી જોઇએ. તેમનાં બાળકોનું તમારાં બાળકોતુલ્ય જ લાલનપાલન કરો, તો તે પણ તમારી ભીડ ભીડે તમારી સેવાસુશ્રુષા કરવાની જ.

તમે બીજાઓની સાથે જેવી રીતે વર્ત્તો છે. તેવીજ રીતે તે તમારી સાથે વર્ત્તેછે. તમે બીજાના જેવા વર્ત્તનની ઇચ્છા રાખતા હો તેવુંજ તેના પ્રતિ તમારે વર્ત્તવું જોઈએ. જે માણુસ આપણા ઉપર થોડો ઘણો પણ ઉપકાર કરે છે તેના પ્રતિ આપણી ભક્તિ વધ્યાવગર રહેતી જ નથી. સાધારણ જુવો કે તમે જેને બહેન કહીને બોલાવો છો તે તમને પણ બ્હેન કહીને તમારી સાથે સ્નેહ રાખતાં શીખે છે. તમે જેનું માન રાખશો તે તમારૂં પણ માન રાખશે જ.

નીતિમાં કહ્યું છે કે તમે જેની સાથે ઉત્તમ વર્ત્તણુંકની આશા રાખતા હો તેની સાથે તમારે પ્રથમ ઉત્તમ વર્તણુંક રાખવી જોઇએ. તમે તમારી ઉત્તમ વર્ત્તણુંકથી સર્વને સુખી કરી શકો છો. જો તમે તમારી પડોશણો સાથે સારી રીતભાત રાખી તેનો હેરો ફેરો ખાશો, કે સારી રીતે વર્ત્તશો તો તે પણ તમારી સાથે સારી રીતે વર્ત્યા વગર રહેશે જ નહિ.

જુઓ, સીતા રાવણુના કબજામાં આવેલા લંકામાં અશોક વનમાં ભયંકર રાક્ષસિણીઓની વચમાં રહેતાં હતાં છતાં પણ તેમના ઉત્તમ સદ્વ્યવહારથી સર્વ રાક્ષસીઓ તેમનાં ચરણોમાં પગે લાગતી હતી.

સીતાએ પોતાના ગુણોથી શત્રુઓને મિત્ર બનાવી દીધાં હતાં. તમારે પણ યાદ રાખવું કે જો તમે તમારો સ્વભાવ ઉત્તમ રાખશો અને દરેક સાથે ઉત્તમ રીતે વર્ત્તશો તો તમારો કોઇ શત્રુ નથી એ માનજો. ઉત્તમ વર્ત્તન અને ઉત્તમ સ્વભાવ મનુષ્યને આપત્તિમાંથી

ઓગાળવનાર છે. સદ્ભાવની આગળ કઠોર હૃદયના મનુષ્યોનું મન પણ પલળી જાય છે. સંસારમાં એવું પાષાણતુલ્ય કઠોર અને અસાર કોણ છે કે જે સદ્ભાવના વિમળરસથી ઓગળી શકે નહિ. આપણે સ્ત્રીઓએ તો સદ્ભાવપૂર્વક જ દરેકની સાથે વર્ત્તવું જોઇએ. જે સ્ત્રીનામાં તે ગુણ હોતો નથી તેને સુખ મળવું દુર્લભ છે. જે સ્ત્રી-ઓના હૃદયમાં સદ્ભાવની ખામી હોય છે તે માત્ર દુઃખ અસંતોષ અને નાના પ્રકારનાં વિઘ્નોને ભોગવી પોતાની જીંદગી પૂરી કરે છે. જેના હૃદયમાં સદ્ભાવનું સ્થાન હોતું નથી તે સ્ત્રી પતિપ્રેમ જનિત નિર્મળ સુખશાંતિની અધિકારિણી થઇ શકતી નથી.

સીતાએ વાલ્મીકિ મુનિના તપોવનમાં રહ્યા છતાં પણ પોતાના ઉત્તમ વ્યવહારથી વનનાં પશુ અને જંગલોનાં વૃક્ષોને પણ પો-તાને વશ બનાવી દીધાં હતાં. તેમ દરેક સ્ત્રી ઉત્તમ સદ્ભાવથી શત્રુને પણ પોતાનાં હિતસ્વિ બનાવી શકે છે. તે સરળ હૃદયની અને સ્નેહની સાક્ષાત મૂર્તિરૂપ હતાં. વનનાં પશુ પક્ષીઓ પણ તેમના સ્ને-હથી ઘણાં આનંદમાં રહેતાં. જે વખતે તે તપોવનનાં વૃક્ષોને સ્નેહપૂર્વક પાણી પાતાં હતાં તે વખતે તે સંતાન વગરનાં હોવા છતાં પણ નાનાં વૃક્ષોને સંતાનતુલ્ય માની તેમના સ્નેહથી સંતાનથી ઉ-ત્પન્ન થતા પ્રેમના અપૂર્વ સુખનો અનુભવ કરતાં હતાં. હરિણીનાં બચ્ચાં પુત્રની માફક આવીને સ્નેહમયી સીતાના ખોળામાં બેસતાં હતાં. સીતા ઘણા સ્નેહથી તેમના શરીર ઉપર હાથ ફેરવતાં હતાં. તેમના સાચવેલા યજ્ઞના દર્ભોને તે નિર્ભય થઇને સ્નેહથી ચરતાં હતાં. જેમ સ્નેહમયી માતાની નિકટ પુત્રોને કાંઈ પણ ભયનું કારણ રહેતું નથી, તે નિર્ભય થઇને હસતાં હસતાં નિડરપણે પોતાની માની પાસે આવીને તેને ધાવવા મચી પડે છે અને ધીંગામસ્તી કરે છે, તેવી રીતે વનનાં પશુઓ પણ સીતાની પાસે આવી

તેમના પગ ચાટતાં હતાં, કોઇ તેમની સામે આવી બેસતાં અને તેમની પાસે આવી ગૅલ કરતાં. સીતા જાણે તેમના જીવનના આધારરૂપ હોય તેમ કોઇ તેમની સામે બેસી અને કોઈ તેમના સામું જોઇ રહેતાં અને કોઇ તેમના હાથમાંથી ફળફળાદિ છીનવી લઇને ખાવા મંડી પડતાં. અહા, કેવો મધુરભાવ. જુવો સ્નેહ અને ઉત્તમ વર્ત્તનથી વનનાં પશુ પક્ષીઓ પણ મનુષ્યને વશ થઇ જાય છે તો મનુષ્યો વશ થાય તેમાં શી નવાઈ!

બ્હેનો, આપણો સ્ત્રીઓનો સ્વભાવ તો કોમળ અને સ્નેહાળ ગણાય છે. આપણે આપણા તે સ્નેહાળ સ્વભાવનો કદી પણ ત્યાગ ન કરવો અને સર્વની સાથે પ્રીતિથી વર્ત્તી બને ત્યાં સુધી હળી-મળીને રહેવું એમાં જ આપણી શોભા છે ? !

કેમ બ્હેન! હવે થયું. જો તમારાં બધાંની મરજી હોય તો અટકાવીએ. વળી પાછું કાલે કુમુદિની બ્હેન કાંઈ સંભળાવશે. આપણે તો હવે તેમની પાસે જ કાંઈ શીખવાની આશા રાખવી. માટે કહો તો બંધ કરૂં. મોડું પણ થયું છે. ”

આ પછી તેમણે કથા બંધ કરી અને સર્વ પોતપોતાને ઘેર ગયાં.

## પ્રકરણ ૧૮ મું.

### સ્ત્રીઓએ હંમેશાં સંતોષ રાખવો.




જે દિવસે અમે શારદા બ્હેનને ત્યાં ભેગાં થયાં ત્યાં આજે પણ મને જ બોલવા શારદા બ્હેને આગ્રહ કર્યો. એટલે મેં જાણ્યું કે હવે છૂટકો થનાર નથી. તેથી મેં આજે સ્ત્રીઓને સંતોષી સ્વભાવ રાખવા માટે આ પ્રમાણે કહેવા માંડયું.

દરેક સ્ત્રીએ જો સુખની ઇચ્છા રાખવી

હોય તો તેમણે હંમેશાં પોતાના ચિત્તને શાંત અને સંતુષ્ટ રાખવું જોઇએ, કારણ કે, સંતોષ સુખના મૂળરૂપ છે અને અસંતોષ દુઃખના મૂળરૂપ છે. આજે આપણે ઘણી જગ્યાએ દરિદ્રતાથી સડતાં અનેક ઘરોમાં સંતોષહીન સ્ત્રીઓથી દુઃખ અને બેચેની વધેલી જોઇએ છીએ. આવી અસંતોષી સ્ત્રીઓ પતિની અવસ્થાનો વિચાર કરતી નથી કે પોતાની ગરીબી કે દુર્દશા ઉપર ધ્યાન આપતી નથી. તે પતિની સાધારણ આવક અને સાંસારિક સુખભોગોમાં હંમેશાં અસંતુષ્ટ જ રહે છે. આવા અસંતોષી સ્વભાવથી જો કોઇ સ્ત્રી પોતાના પતિની પાસે કાંઇ સુખવિલાસની વસ્તુ ખરીદી લાવવાનું કહે અને તે જો ન લાવી આપે તો તે વખતે પતિનો પોતાના ઉપર પ્રેમ નથી એમ સમજી તેના ઉપર ઉશ્કેરાઇ જાય છે અને તેની સાથે લડવા ઝઘડવા કે કંકાશ કરવા મચી પડે છે. આમ કરવું એ અનુચિત છે. પોતાની સ્ત્રીને ઉત્તમ વસ્ત્રો અને ઘરેણાં પહેરાવવાં કોને સારાં ન લાગે? પતિ પોતાની સ્થિતિ અનુસાર સ્ત્રીને ઉત્તમ ખવરાવવા પીવરાવવા કે પહેરાવવા ઓઢાડવાને માટે કદી પણ કસર કરતો નથી. પોતાની સ્થિતિ અનુસાર સુખની ઇચ્છા રાખવાથી અસંતોષ રહેતો નથી. દરેક સ્ત્રીએ સંતોષ રાખાવે જોઇએ. રોજ નવી નવી વસ્તુઓ મેળવવાની લાલસા રાખવી અને તે ન મળે તો અસંતોષ માનવો એ અનુચિત છે. જેના મનમાં સંતોષ છે તે દરેક વખતે સુખી રહી શકે છે. સંતોષ પારસમણિ તુલ્ય છે.

રોગીઓની અસહ્ય પીડા, દરિદ્રોનો જ્યાં ત્યાં થતો તિરસ્કાર, દુઃખીઓના હૃદયની અસહ્ય મર્મવેદના, અને શોકાતુર પુરુષોના હૃદયવિદારક શોકાગ્નિ, અગ્નિને સંતોષની શીતલતા એકદમ દૂર કરી શકે છે. સંતોષથી સર્વ રોગ અને શોક ઠંડાં પડી જાય છે. જેના ઘરમાં સંતોષ હોય છે તે ઘર સુખી છે. સંતોષ સર્વને અમૃતનું દાન આપી

શકે છે. તેની દયામય દૃષ્ટિમાં, નાના, મોટા, અમીર સર્વ એક સરખા છે. જે સંતોષની મદદ લે છે તેના ઉપર તે દયાદૃષ્ટિ રાખીને તેને સુખી બનાવી દે છે. સંતોષનો આશ્રય દરેક માણસે લેવો જ જોઈએ.

જેનું અંતઃકરણ શાંત, સરળ, અને નિર્મળ છે. તેજ સંતોષ રૂપી સ્પર્શમણિ અને પારસમણિને પ્રાપ્ત કરી શકે છે. ચિરસંતોષ કોઇને મળી શકતો નથી. આ સંસારમાં વિપત્તિ જ સંતોષના મુખ્ય શત્રુરૂપ છે. જે મનુષ્ય વિપત્તિની વખતે અધિર થઈને પોતાના જીવનને ભારરૂપ સમજે છે તેને કદી પણ સંતોષરૂપી અમૃતનો સ્વાદ મળતો નથી. સર્વના દિવસો એક સરખા જતા નથી. સંસારમાં દરેક મનુષ્યને વિઘ્ન સતાવે છે અને કોઇ પણ એક દિવસે તેમને વિઘ્નની સામે થવું જ પડે છે. પરંતુ તે વિપત્તિ હંમેશાં રહેતી નથી. એમ માની ધીરજથી તે વિપત્તિને દૂર કરવા માટે પ્રયત્ન કરવાથી તેનો જલ્દી ત્યાગ થઈ શકે છે. જો તમે વિપત્તિથી ડરીને કંટાળો છો તો તે તમારો કેડો મૂકતી નથી. અને હિમ્મત રાખી તેની સામે થશો તો તે જરૂર ડરીને નાસી જશે. વિપત્તિમાં વ્યાકુળ થઇને હંમેશાં બેચેન રહેવાથી હૃદય ફાટી જાય છે, અને ઉત્સાહ, ઉદ્યમ વિગેરે સર્વનો ધીમે ધીમે નાશ થાય છે.

જેને જેવી સ્થિતિ પ્રાપ્ત હોય તેણે તે સ્થિતિમાં હંમેશાં સંતુષ્ટ રહીને પોતાની ઉન્નતિને માટે ઉપાય કરવા જોઇએ. જે મનુષ્ય પોતાના ઘરમાં ઇચ્છિત વસ્તુઓ ન હોવાથી ઘણીવાર અસંતુષ્ટ રહે છે, તે કેવળ નિરાશાના અગ્નિમાં ડૂબ્યાં કરે છે. સુખશાંતિ તેનાથી સેંકડો ગાઉ દૂર રહે છે.

બ્હેનો, આપણે સ્ત્રીઓએ તો હંમેશાં સંતોષી રહેવું જોઇએ. પોતાને જે મળે તેમાં સંતોષ માની સુખી થવું જોઈએ. જે સ્ત્રીઓ પ્રાપ્ત સ્થિતિમાં જે મળે તેમાં સંતુષ્ટ રહી શકતી નથી, તેને જન્મભર

દુઃખ ભોગવવું પડે છે. પોતાનો પતિ જે કાંઇ કમાય અને તેની સ્થિતિ અનુસાર જે આપણને પ્રાપ્ત થાય તેમાં જ સુખ માનવું. બીજાનું ધન કે હવેલીઓ આપણે શું કામની ? આપણે તો પતિની ઝુંપડીને જ હવેલી માની સંતોષ માનવો. પોતાનો પતિ જે પેદા કરે પછીથી તે થોડું કે વધારે તેમાં સુતુષ્ટ રહેવું; નહીં તો આપણે પતિને કષ્ટનું કારણ થઇ પડીએ છીએ. આપની સહીપણીના પતિને મહીને દહાડે પાંચસો રૂપિઆ પગાર મળતો હોય, તેને ગાડી ઘોડા કે બંગલા વાપરવા માટે હોય, તેથી તે સારી રીતે પૈસે ટકને વિલાસ વૈભવમાં સુખી રહી શકતી હોય, પરંતુ તમારા પતિને કચેરીમાં વીસ રૂપિયાની કે નિશાળમાં દસ રૂપિયાની મહેતાજીની નોકરી હોય ને ઘરનું પણ કાંઈ આવક ન હોય, તો તેથી તમારે દુઃખી થવું નહિ. તમારે તમારી સખી સારી રીતે ઘરેણાં વસ્ત્રો પહેરે તો તેવી રીતે ઘરેણાં વસ્ત્રો પહેરવાની કે પૈસો ટકો ઉડાવવાની ઇચ્છાથી પતિને કષ્ટ આપવું નહિ. જો આમ તમારી સખી પ્રમાણે તમને સુખ ન મળે અને તમે અસંતુષ્ટ રહી પતિના ઉપર અપ્રસન્નતા દર્શાવો કે તેના ઉપરથી તમારા પ્રેમાળ ભાવને ઓછો કરો ને મનમાં ધારો કે—' આ ગરીબ સાથે મારાં ક્યાં પાનાં પડયાં, ' તો તે અયોગ્ય છે. તમારા પતિની પ્રસન્નતા જાળવીને જ તમારે તો રહેવું. કદી પણ બીજાનું જોઈ વધુ સુખવૈભવ ભોગવવાની તમારા પતિ પાસે આડાઇ કરી તેના મનને દુભાવો નહિ; પણ તમને તમારા પતિ તરફથી જે મળે તેમાં—ગમે તો એક વાર ખાવાનું મળે કે ફાટયું તુટયું કપડું પહેરવા મળે તો તેમાં સંતોષ માનો. તમારો પતિ તમને પ્રસન્નતાપૂર્વક જે આપે તેમાં જ સંતુષ્ટ રહેવું એ તમારૂં કામ છે. અને જે રીતે પતિ સુખી રહી શકે, તેના મનની શાંતિનો ભંગ ન થાય, તે એ પૈસા વધુ કમાય અને બચાવી શકે તેવી રીતે વર્તી તેમાં તમારે મદદગાર થઇ પડવું જોઇએ.

સ્ત્રીઓનો સંતોષી સ્વભાવ જ તેને અને તેના પતિને સુખી કરી શકે છે. પરમાત્મા આપણને જેવી સ્થિતિમાં રાખે તેવી સ્થિતિમાં સંતુષ્ટપણે રહેવું જોઇએ. આપણી ખરાબ સ્થિતિથી જ્યારે મનમાં અસંતોષ ઉત્પન્ન થાય ત્યારે હંમેશાં વિચાર કરવો કે–'પરમાત્માએ આપણા ઉપર તો કૃપા જ કરી છે, નહીં તો આપણા કરતાં પણ ખરાબ દશાવાળા માણસો ઓછા છે ? તેમને આપણા કરતાં પણ વધુ કષ્ટ ભોગવવું પડે છે. તેમના કરતાં તો આપણે સુખી છીએ એવો વિચાર કરવાથી અસંતોષ જતો રહેવાનો. હંમેશાં ધ્યાનમાં રાખવું કે આપણી સ્થિતિમાં આપણે સંતુષ્ટ રહીને પણ આપણે આપણાથી હલકી સ્થિતિવાળા ઉપર ઉદાસીનતા પ્રગટ ન કરવી જોઇએ. દરેક માણસે પોતાની ઉન્નતિ કરતા રહેવાને માટે હંમેશાં પ્રયત્ન કરતા રહેવું જોઇએ અને તે કામમાં કદી પણ શિથિલતા યા આળસ કરવી એ અનુચિત છે.

બ્હેનો, આપણે હંમેશાં સંતોષી સ્વભાવથી જ સુખી રહી શકીએ છીએ. આપણી સ્થિતિમાં સંતોષ માનવાથી જ બીજા કશામાં મોહ પામી તે મેળવવા લલચાતાં નથી. બીજાની વસ્તુઓ જોઈ કે બીજાની પાસે ઉત્તમ કપડાં લત્તાં જોઇ આપણને તેવાં ન મળવાથી અસંતોષી થઇએ તો જરૂર આપણે ધર્મ ભ્રષ્ટ થઇએ છીએ. સ્ત્રીઓને તેના ધર્મથી ભ્રષ્ટ કરનાર અસંતોષી સ્વભાવ અને બીજાના જેવી વસ્તુ મેળવવાની ઇચ્છા થવી એ બે કારણ છે. માટે આપણે તો હંમેશાં આપણા પતિની જે સ્થિતિ હોય તેમાં અને તે જે આપણને પ્રસન્નતાથી લાવી આપે તેમાં સંતોષ માનવો જોઇએ. અને બીજા કોઇ માણસની લાખોની મિલ્કત જોઇ કે કોઇ આપણો સંબંધી કે સહીપણી સ્ત્રીની પાસેની હજારોની કીંમતનાં મોહક વસ્ત્રાલંકારો જોઇ, તેવાં આપણે ન હોવાથી અસંતોષ માનવો નહિ કે તેવાં કપડાં મેળવવા લલચાવું નહિ.

વ્હેનો, સંતોષમાં જ સર્વ સુખ છે. આપણને જે મળ્યું હોય કે જે મળે તેમાં જ સંતોષ અને સુખ માનવું. હંમેશાં પતિસેવા કરી તેમના પ્રેમને ગ્રહણ કરી તેમની પ્રીતિ મેળવવાને જ પ્રયત્ન કર્યા કરવો જોઇએ. આપણે અસંતોષી સ્વભાવથી પતિને રાજી રાખી શકતાં નથી માટે હંમેશાં સંતોષી રહેવું એ આપણો ધર્મ છે. કેમ શારદા વ્હેન હવે બંધ કરૂં?"

શારદા—"વાહ કૌમુદિની વ્હેન, આજે તો ઘણું જ ઉત્તમ કહ્યું. હવે થાક લાગ્યો હશે માટે બંધ કરશો તો અડચણ નથી."

આ પછી મેં મારી કથા પુરી કરી પણ બીજી સ્ત્રીઓના આગ્રહથી શારદા વ્હેનને પણ કાલની માફક બોલ્યા વગર છૂટકો થયો નહિ.

---

## પ્રકરણ ૧૯ મું.

---

### હાલમાં કેવા સ્ત્રી શિક્ષણની જરૂર છે?

આ પછી બધાંના આગ્રહને માન આપી શારદા વ્હેને-કેવા સ્ત્રી શિક્ષણની હાલના જમાનામાં જરૂર છે તે વિષે કહેવા માંડ્યું—

શારદા—"જુવો વ્હેન, તમારો બધાંનો આગ્રહ છે તો આજે આપણ સ્ત્રીઓને કેવા સ્ત્રી શિક્ષણની જરૂર છે તે વિષે બે બોલ કહીશ. પણ રોજ થોડું થોડું કહેવાય તો સારૂં. કારણ ઘણું સાંભળીએ તો ખીચડો થઇ જાય માટે રોજ થોડું થોડું સાંભળવું અને તેનું

મનન કરી વર્ત્તનમાં ઉતારવું જોઇએ. જ્યાં સુધી સાંભળ્યા પ્રમાણે વર્ત્તતાં નથી ત્યાં સુધી સર્વ સાંભળેલું નકામું છે. માટે રોજ અમે તો થોડું સાંભળવું પણ તે પ્રમાણે વર્ત્તવા પ્રયત્ન કરવો જોઇએ.

જુવો બ્હેનો, આજે જે પ્રકારનું સ્ત્રી શિક્ષણ આપવાનો પ્રયત્ન કરવામાં આવે છે તેથી આપણને ભવિષ્યમાં કાંઇ પણ લાભ થવાનો સંભવ નથી. ઘણી સ્ત્રીઓ આજકાલ હાઇસ્કુલ અને કૉલેજનું શિક્ષણ લેઇ સ્ત્રીસ્વાતંત્ર્યના હિમાયતી થવું એમાં જ પોતાનું ભવિષ્ય માને છે. કેટલીક સ્ત્રીઓ પુરૂષ અને હક પોતાના સમાન માનવા લાગી છે. પુરૂષોની સાથે હરવું ફરવું અને છૂટથી વર્ત્તવું એમાં આપણને અડચણ નથી એમ માનવા લાગી છે. આવા સ્ત્રી શિક્ષણથી કાંઇપણ ફાયદો થવાનો સંભવ હોય એમ મને લાગતું નથી.

જે સ્ત્રી શિક્ષણથી ભારતિય સ્ત્રીઓમાં આત્મસંમાન અને કર્ત્તવ્યજ્ઞાન ઉત્પન્ન થાય છે, જે શિક્ષણથી તેના ઉત્તમ ચારિત્ર્યના નિર્મળ પ્રકાશથી ઘર સુશોભિત થઇ જાય છે, જે સ્ત્રી શિક્ષણની પવિત્રતાથી ઘરમાં સ્વર્ગીય સૌંદર્ય પ્રસ્ફુટિત થઇ જાય, જે સ્ત્રી શિક્ષણથી તે પોતાના કુટુંબ અને અડોશીપડોશીની સાથે ઉત્તમ રીતે વર્તી સર્વને સુખી બનાવી શકે, એવા સ્ત્રી શિક્ષણની હાલ જરૂર છે એમ મને લાગે છે.

જે શિક્ષણથી સ્ત્રીઓ ઘર કામકાજ અને બાળકોનું પાલન કરવામાં ચતુર થઇને જીવનને ઉન્નત અને સુખમય બનાવી શકે એવા સ્ત્રી શિક્ષણની જરૂર છે. સ્ત્રીઓ ઘરની દેવી તુલ્ય છે. તેને ગૃહિણીપદ દિપાવવાનું છે. અને ભવિષ્યની પ્રજાને કેળવવાની છે. સ્ત્રીઓને ઘર અને ઘરનો કારભાર ચલાવી પતિને અને પોતાનાં પરિવારને સખ આપવાનું હોય છે. જેથી તેને તે ભવિષ્યની ગૃહિણી પદને દીપાવી શકે તેવું શિક્ષણ આપવું જોઇએ. જે શિક્ષણથી તેના

હૃદય ઉપર તેનો પ્રભાવ ન પડે તે શિક્ષણની જરૂર નથી. સુશિક્ષણથી મનની વૃત્તિઓ નિર્મળ થાય છે, અંતઃકરણ પ્રશસ્ત અને ઉદાર બને છે, કર્ત્તવ્યજ્ઞાન પેદા થાય છે, ચપળતા દૂર થાય છે અને ચરિત્ર ઉન્નત બને છે. જો સ્ત્રી શિક્ષણનું ફળ તેવું ન આવે અને જ્યાં ત્યાં સ્વતંત્રતા માટે સ્ત્રી હાંફળી ફાંફળી ભમતી રહે તો એવું સ્ત્રી શિક્ષણ સ્ત્રીને ડૂબાવનાર છે.

બ્હેનો, સ્ત્રીઓને સારી રીતે લખતાં વાંચતાં તો આવડવું જ જોઇએ પણ તેની સાથે તેમને ઘર કામકાજમાં કુશળ થવું જોઇએ. બાળકોનું પાલન પોષણ ઉત્તમ પ્રકારે કરવું જોઇએ અને પોતાના ગૃહિણીપદને દિપાવનાર બીજાં આવશ્યક કામોને પણ તેણે શીખવાં જોઇએ. ઘણી સ્ત્રીઓને લખતાં વાંચતાં આવડે છે કે અભિમાની થઈ જાય છે. ભણ્યા પછી તે ઘરનાં ઘરડાં માણસોની વાત ઉપર લક્ષ આપતી નથી, પતિનું કહ્યું પણ માનતી નથી, સારા ખોટાનો વિચાર કરતી નથી, લાજશરમનો તો તેણે ત્યાગ જ કરેલો હોય છે. તેના મનમાં જે પ્રમાણે આવે છે તે પ્રમાણે વર્તે છે. આ પ્રમાણે સ્વચ્છંદપણે વર્ત્તનારી સ્ત્રીને આપણે શી રીતે સારી કહી શકીશું ?

સ્ત્રીઓને તેના કર્ત્તવ્યનું ભાન તેનાં માબાપો કરાવતાં નથી. નિશાળમાં તે વિષે કાંઇ શીખવાડવામાં આવતું નથી પતિને ત્યાં ગયા પછી તો ઘરના ધંધામાં નવરાશ જ ક્યાંથી મળે કે તે યોગ્ય શિક્ષણ લઇ શકે ? વળી ઘણી ભણેલી હોય છે ત્યારે તેને બીજાના દેખતાં વાંચતાં શરમ આવે છે, અને અભણ હોય છે તેને કોઇ યોગ્ય માર્ગ બતાવનાર હોતું નથી તેથી ઘણી સ્ત્રીઓને અજ્ઞાનતામાં જ જન્મારો ગુમાવવો પડે છે.

હું નાનપણમાં મારે મોશાળ રહેતી ત્યારે ત્યાં એક સ્ત્રીએ પોતાની વાત મને કહી કે બ્હેન શું કરું, 'હું ભણીગણી ન્હોતી,

તેથી કાંઇ વાંચીને પણ સમજી શકું. નાનપણમાં પીએરમાં માબાપ જ એવાં અજ્ઞાની હતાં કે રાતદિવસ તેમને લડાઈ થતી તો તે મને શું શીખવાડે, હું તેમનું જોઈ લડતાં ને રીસાતાં તથા આડાઇ કરતાં શીખી, પછી પરણી સાસરે ગઇ તો સાસુના ત્રાસથી હું ઘર કામ-કાજના ધંધાથી કંટાળી ગઇ, એટલે આપણે સ્ત્રીઓની શી ફરજ છે, તેણે કેવા થવું જોઈએ, દરેકની સાથે શી રીતે વર્તવું, તે હું જાણી શકી નહી. સાસુ લડે તે જુદી અને હું મારા નાનપણના સ્વભાવથી રીસાતી પણ ખરી, કદી સાસુ સાથે લડતી પણ ખરી, આ બધી વાત મારા પતિના જાણવામાં આવી. તે ભણેલા અને કાંઇક સંસ્કારી તેથી તેમણે મને મારીઝુડી પાંસરી કરવાનો વિચાર ન કર્યો. તે મારી અજ્ઞાનતા સમજી ગયા. મને કંકાસીયણ જોઇ તે સમજ્યા કે તેમાં મારો દોષ નથી પણ મારા અજ્ઞાનનો દોષ છે. તેથી તેમણે રોજ નવરાશ લઈ મને પ્રેમથી ઘેર લખતાં વાંચતાં શીખવાડયું, અને તે પછી પા અર્ધો કલાક સ્ત્રી શિક્ષણનાં સારાં પુસ્તકો વાંચી મને સમજાવતા અને અનેક સ્ત્રીઓનાં ચરિત્રો મને મોંઢે કહી સંભળાવતા. આ પછી ધીમે ધીમે હું મારી મેળે ભામીનિ-ભૂષણ જેવાં પુસ્તકો વાંચી સુધરી. આ જ્યારે વાંચ્યું અને સાંભળ્યું ત્યારે મને એમ થયું કે અત્યાર સુધી મેં મારો જન્મારો વ્યર્થ ગુમાવ્યો. તે પછી હું મારી ફરજ સમજી, સાસુ, નણંદ અને દેરાણી જેઠાણી સાથે નમ્રપણે વર્તતી. કદાચ તે કાંઈ કહે તો સામો ઉત્તર ન આપતાં સહન કરતી અને પતિની સેવા કરવામાં તો મારૂં મન લાગેલું જ રહેતું. કશી કોઇ વસ્તુ મેળવવા આડાઇ કરતી નહિ અને સર્વની સાથે હળીમળી પ્રેમથી વર્તતી. આ પ્રમાણે મને સુધરેલી જોઈ મારાં સાસુ સસરો તો ખુશખુશ થઇ ગયાં. તે પછી મારા ઉપર પ્રીતિ રાખવા મંડયાં. હું પહેલાં પતિને પણ કોઈ દહાડો કડવા

બોલ કહી કે કંઈ વસ્તુઓ મેળવવા આકાઇ કરતી, તે પણ છોડી દેઇ તે રાજી રહે તેમ વર્તવા લાગી; એટલે તેમની પણ મારા ઉપર પ્રીતિ વધી. મારા સુધરવાથી મારા પતિના મનનું કષ્ટ દૂર થયું. એક વખતે તેમણે મને સ્નેહથી કહ્યું કે, "કેમ વ્હાલી; હવે હું સુખી થયો, જ્યારથી તું ઉત્તમ ચારિત્રવાળી, કર્ત્તવ્ય પાલનમાં તત્પર, ઘર કામમાં ચતુર અને ઘરનાં કુટુંબીજનોની સાથે શરદ્પૂર્ણિમાના પૂર્ણચંદ્રમાના સમાન શીતલતા અને આનંદ આપનારી થઈ છું, ત્યારથી મારા ભાગ્યનો પાર રહ્યો નથી, સ્વર્ગીય સુખનો અનુભવ થયો છે. અને હવે જો, આપણા ભાગ્યનો પણ ઉદય થયો છે. જ્યારે ઘરમાં કંકાશ હતો ત્યારે પૈસે ટકે આપણે દુઃખી થતાં અને જ્યારથી ઘરમાં સંપ અને આનંદ પ્રવર્ત્તી રહ્યો છે, જ્યારથી તમે સર્વ આનંદથી ને સ્નેહથી વર્ત્તવા લાગ્યાં છો ત્યારથી આપણા વેપારરોજગારમાં પણ બરકત આવે છે."

આ પ્રમાણે બ્હેનો, તેની વાત સાંભળી મને પણ ભાન થયું કે સ્ત્રી સુધરે તોજ સમાજ સુધરે છે. એક પતિ પોતાની સ્ત્રીને કેવી રીતે સુધારી શકે છે. બ્હેનો, આજથી આપણે આવા સ્ત્રીશિક્ષણને ગ્રહણ કરવાનો યત્ન કરવો જોઇએ. જેથી તમે જાતે સુખી થાવ અને તમારા સ્વામીને સ્વર્ગીય સુખથી સુખી કરી સ્ત્રી જીવનને સાર્થક બનાવી શકો.

ઉત્તમ સ્ત્રી શિક્ષણથી બાળકીઓનું કલ્યાણ થાય છે. ઉત્તમ શિક્ષણથી અંતઃકરણ સ્વચ્છ થાય છે, ચંદ્રમાની સમાન હૃદયને પ્રફુલ્લિત અને વિકસિત કરી ચરિત્રને ઉજ્વલ બનાવી શકે છે. સ્ત્રીઓના ચરિત્રની ઉન્નતિને માટે સુશિક્ષણની ઘણી જ જરૂર છે. જે સ્ત્રીશિક્ષણ ચરિત્રને ઉન્નત, નિર્મળ અને આદર્શ ન બનાવી શકે, તેવા શિક્ષણને કદાપિ પણ ઉત્તમ શિક્ષણ કહી શકાતું નથી. જે

શિક્ષણથી ચિત્ત ચંચળ થાય, વિલાસવાસના અને સુખ ભોગવવાની ઇચ્છા પેદા થાય, અને હૃદય મલિન થાય એવું શિક્ષણ વિષસમાન ત્યાગવા યોગ્ય છે,

આજના જમાનામાં ઘણી છોકરીઓ ભણી ગણી વિલાસિની થાય છે. સ્ત્રીઓએ વિલાસી થવું ન જોઇએ. વિલાસીની સ્ત્રીઓ ગૃહસ્થના માર્ગમાં કંટક સમાન છે. તમારે તમારી વિલાસવાસનાઓને પૂરી કરવાને માટે પતિને દુઃખના કાદવમાં ફસાવી દેવો એ ઉચિત નથી. અનુચિત વિલાસવાસના અને અતિશય સુખેચ્છા લોકોનું સર્વ નાશ કરી નાંખે છે. સ્ત્રીઓની અયોગ્ય વિલાસવાસનાઓને લીધે પતિનો આદરસન્માન, ધન, દોલત, વિદ્યા, અને બુદ્ધિ સર્વ નષ્ટ થઇ જાય છે. હાલ જો કે સ્ત્રી શિક્ષણનો પ્રચાર દિવસે દિવસે આપણા દેશમાં વધતો જાય છે. ઘણા લોકો હવે પોતાની સ્ત્રી, પુત્રી કે બ્હેનને શિક્ષણ આપવાનો પ્રયત્ન કરે છે, એ વાત જો કે ખુશી થવા જેવી છે; પરંતુ આ શિક્ષણ, દેશ, કાલ અને પાત્રનો વિચાર કરીને આપવું જોઇએ અને તેમાં જે કંઇ દોષ જણાય તેનો ત્યાગ કરવો જોઇએ. જે શિક્ષણ બાળકીઓને આપવામાં આવે તેના પરિણામ ઉપર જરૂર ધ્યાન આપવું જોઇએ.

સ્ત્રીઓને લખતાં વાંચતાં શિખવવું એ કાંઇ કેળવણી આપી ન કહેવાય. પણ તેની સાથે તેની વર્ત્તણુંક સુધરે. યથાર્થ ગૃહણી પદ દીપાવી શકે પોતાના ગુણ અને વર્ત્તનથી સાસરે સમાસ કરી શકે, સર્વની સાથે હેતથી વર્ત્તી શકે, પીએરમાં અને સાસરે સર્વ કુટુંબીજનો સાથે પણ સ્નેહથી વર્તે, પતિ સેવા કરવામાં જ સુખ છે એમ માની પતિ સેવામાં અને પતિની પ્રીતિ સંપાદન કરવામાં તેનું મન લાગી રહે તેમજ પોતાનાં બાળકોનું લાલન કરી ભવિષ્યમાં મહાન થઇ શકે તેવું તેમને શિક્ષણ આપી શકે તેવી કેળવણી સ્ત્રીને આપવી જોઇએ. તેને કંઇ ભણી ગણી, કે બી. એ. એમ.

એ. થઈ નોકરી કરવા જવું નથી. તેને તો પતિને ત્યાં જવાનું છે. માટે તે ભવિષ્યમાં પોતાનું ઘરકામકાજ કરી પોતાનો વ્યવહાર ઉત્તમપણે ચલાવી શકે તેવું તેને શિક્ષણ આપવાની જરૂર છે. જ્યારે આપણા દેશમાં સ્ત્રીઓને ઉત્તમ શિક્ષણ આપી કેળવવામાં આવશે ત્યારે જ આપણો સમાજ સુધરવાનો.

લ્યો બ્હેનો, હવે બંધ કરીશું. કાલે જરા વધુ વખત બેસીશું આજે તો ઘણું થઇ ગયું છે. પણ કૃપા કરીને જે સાંભળ્યું તેનો સદુપયોગ કરશો. બીજાને સુધારજો અને સાંભળેલું તમારા વર્તનમાં ઉતારશો તોજ ફાયદો થશે."

કૌમુદિની–" બ્હેન, ખરી વાત છે. આવું સ્ત્રી શિક્ષણ આપવામાં આવે તોજ આપણું શ્રેય થવાનો સંભવ છે. લ્યો ત્યારે આજ તો જરા મોડું થયું છે માટે ઉઠીએ." આમ કહી સર્વ પોત પોતાને ઘેર ગયાં.

## પ્રકરણ ૨૦ મું.

## સ્ત્રીઓએ નવરાશનો વખત શી રીતે ગાળવો?




બીજે દિવસે પણ રોજના નિયમ પ્રમાણે અમે સર્વ શારદા બ્હેનને ત્યાં એકઠાં થયાં. ત્યાં ગયા પછી મેં કહ્યું–' શારદા બ્હેન, આજે તો–આપણે સ્ત્રીઓએ નવરાશનો વખત શી રીતે ગાળવો તે ઉપર કાંઈક કહો તો સારૂં. ઘણી જગ્યાએ આપણે

જોઇશું તો સ્ત્રીઓ સવારમાં કામકાજથી પરવારી, બપોરે જમ્યા પછી નવરી પડે છે. તેનો પતિ ધંધા રોજગારે જાય એટલે સ્ત્રીઓ ઘેર નવરી પડે છે તે ગમે તો ઉંઘે છે કે કોઇ આડોશીપાડોશીની સ્ત્રીઓ સાથે વાતોના ગપાટા મારે છે. ઘણે ભાગે તેમની વાતો બીજી સ્ત્રીઓની નિંદા કરવાની અને ગામ ગપાટા મારવાની હોય છે. અને તેમને નવરાશનો વખત શી રીતે કાઢવો તે સુઝતું નથી માટે અમારે અમારો નવરાશનો વખત શું કરવામાં ગાળવો તે વિષે સમજાવશો."

શારદા—" જુવો બ્હેન, સ્ત્રીઓને ઘરના કામકાજને કર્યા પછી જે ટાઇમ બચે તેમાં સારાં સારાં પુસ્તકો વાંચવાં, જો તે ભણી ન હોય તો આવા ટાઇમમાં લખવા વાંચવા જેટલું ને હિસાબ કિતાબ રાખવા જેટલું જ્ઞાન મેળવવું. જો કોઇ બીજાને ત્યાં સ્ત્રીઓ સાથે એકઠાં થવું તો ત્યાં પણ સ્ત્રીવિષયક સારી સારી વાતો, અને નીતિનાં મનોરંજન કામોમાં મન લગાડવું. જેમ ઘણી સ્ત્રીઓ પોતાના ઘરનું કામ પૂરૂં કરીને ફુરસદના વખતે ઘણે ભાગે સુવા બેસવામાં અને નમાલી વાતો કરવામાં ગુમાવી દે છે તેમ કરવું ન જોઇએ. સ્ત્રીઓએ તેવા નવરાશના વખતમાં, ઉત્તમ પુસ્તકો વાંચવાં, ઉત્તમ વિષયોની વાતચિત કરવી, અને નિર્દોષ હાસ્યવિનોદ કરવામાં ગાળવો, તે ઉપરાંત જો તે કામમાં મન ન ચોંટતું હોય તો પોતાના ઘરમાં રહી, કોઇ ઉપયોગી કામ પણ તે કરી શકે છે. ઘણી સ્ત્રીઓ નવરાશના વખતમાં મોજાં વિગેરે ગુંથવાનું, ટોપીઓ કે કોરો ભરવાનું કે કોઇ એવુંજ ઘેર બની શકે તેવું સ્હેલું કામ કરી બે પૈસા કમાઇ પણ શકે છે. જેમ ઉત્તમોત્તમ પુસ્તકો વાંચી જ્ઞાન મેળવવું અને સારા વિષયોની ચર્ચા કરવી એ જરૂરનું છે, તેવી જ રીતે આ ઘરમાં બની શકે તેવા સ્હેલા હુન્નરઉદ્યોગો કરી બે પૈસા કમાવા તે પણ સારૂં છે. તેથી તો ઘી દુધના પૈસા નીકળી શકે છે.

ઘણી સ્ત્રીઓ પુસ્તકો વાંચતાં કે થોડું ઘણું લખતાં આવડે છે તો મોટી જ્ઞાની થઇ બેસે છે તેવી સ્ત્રીઓ વિલાસિની, મહેનતથી કંટાળો ખાનારી અને સુખની અભિલાષિણી બની જાય છે. તેનાથી કોઈ પણ મહેનતનું કામ નથી થતું. ઘરનાં નાનાં કામ પણ તેને કરવાં પડે છે તો તે માથાવાઢ જેવું લાગે છે. બ્હેનો, તમારે કદી પણ વિલાસિની થવું નહિ અને કદી પણ તેવી આપત્તિને વ્હોરી લેવી નહિ.

કેટલીક સ્ત્રીઓ પોતાની મોટાઇથી કાંઇ પણ કામ કરતી નથી. ધણી બે પૈસા વધારે કમાય તો પત્નિ બે પૈસા વધારે ઉડાડનારી થાય છે. કેટલીક સ્ત્રીઓ તો નાનાં નાનાં કામો કરવામાં પણ પોતાની પ્રતિષ્ટાની હાનિ સમજે છે, અને તેથી આળસુ બની જાય છે. કેટલીક સ્ત્રીઓ નવરાશના વખતમાં ઉંઘે છે કે બેઠી બેઠી ગપ્પાં માર્યાં કરે છે. નવરાશના વખતમાં સ્ત્રીશિક્ષણની વાતો કરવી, ઉત્તમ નીતિનાં અને સ્ત્રી શિક્ષણનાં પુસ્તકો વાંચવાં, ઉપરાંત કેટલાક ઘરગતુ હુન્નરોનું પણ જ્ઞાન મેળવવું જોઇએ, સ્ત્રીઓ મોજાં, ગંજીફરાક કે ગલપટા ગુંથતાં શીખે તો તેમાં મ્હેનત ઘણી થોડી છે, અને બે પૈસા કમાઇ શકાય તેમ છે. વળી તેથી શરીર સારૂં રહે છે અને બુદ્ધિ વધે છે. તેવી જ રીતે ભરવાનું કામ પણ શીખવા જેવું છે. ટોપીઓ ભરવી, સાડીની કોરો ભરવી વિગેરે કામ જે શીખી હોય છે તેથી નવરાશનો વખત જતાં વાર લાગતી નથી અને પતિની કમાણીમાં બે પૈસાનો લાભ થાય છે. વળી સીવવાનું કામ પણ શીખવા જેવું છે. પોતાનાં કે છોકરાંનાં કપડાં–ચોરી–પહેરણો વિગેરે હલકાં હલકાં કપડાં ઘેર શીવવાથી પૈસાનો ઘણો બચાવ થાય છે, અને તે ધંધો કરવાથી કાંઇ નાનમ આવતી નથી કે બદનામી થતી નથી.

ઘરમાં વાળી ઝુડી સ્વચ્છ રાખવું. અનાજ સળે નહિ, ઉંદરડા

ખાય નહિ, કે વેરાય નહિ તેની કાળજી રાખવી. વળી ગામડામાં ઘરનાં આંગણામાં જો કંઈક ફુલનાં કુંડાં કે ગલકી, કારેલી જેવાં શાકનાં ઝાડપાન વાવી તેને પાણી વિગેરે પાઇ ઉછેરવામાં આવે તો શાક-પાનનો કેટલોક બચાવ થાય.

સ્ત્રીઓને નવરાશના વખતમાં જો તે ભણેલીઓ નથી હોતી તો ચાર જણીઓ ભેગી થઈ પારકાની નિંદા કરવાની ટેવ પડી ગએલી હોય છે. કેટલીક ભણેલીઓ હોય છે તો નાટકોનાં કે નવલકથાનાં પુસ્તકો વાંચવામાં વખત ગાળે છે. પણ સ્ત્રીઓએ પોતાના સમયને આમ નકામો ગુમાવી દેવો સારો નથી. બીજાની નિંદા કરવાથી કે બીજાના દોષ જોવાથી આપણું શું ભલું થવાનું છે? માટે તે ટેવનો ત્યાગ કરવો. તેવી જ રીતે સ્ત્રીઓએ હાલની નવલકથાઓ વાંચવાનો ચડસ પણ રાખવો ન જોઈએ. કોઇ સારી વાર્તા કે નવલકથા હોય તો જુદી વાત છે પણ આજકાલની નવલકથાઓના રાફડામાં તેવું કાંઇ જણાતું નથી. જે વાંચતાં આપણા વિચાર અને આચાર સુધરી શકે નહિ તેવી વાતો અને નવલકથાઓ વાંચવી એ ઘણું જ ખરાબ છે.

ઉત્તમોત્તમ માસીકો વાંચવાં જેમાં ધર્મ અને નીતિયુક્ત લેખો આવતા હોય અને આપણા કર્ત્તવ્યના માર્ગનું ભાન કરાવનાર વિ-ષયો આવતા હોય તેવાં માસીકો વાંચવાં, તેમ જ નવરાશના વખતમાં ઉપર કહ્યા તેવા ઘરઘરૂ ઉપયોગી હુન્નરઉદ્યોગ પણ કરવા જોઇએ. જે માણસો કામ કરનારા છે, અને જેને કાંઇ પણ મહેનત કરવી જ જોઈએ એવો સ્વભાવ હોય છે, તેનું ચિત્ત પ્રસન્ન રહે છે. કામ કર-નારને જે પ્રસન્નતા થાય છે તેવી આળસુ માણસને થતી નથી. હંમેશાં આપણા મનને કામકાજમાં જોડેલું રાખવાથી ખોટા વિચારો ઉદ્ભવતા નથી. જે સ્ત્રીઓ હાથપગ જોડી બેસી રહે છે, અને જો કાંઇ કામ કરવાનું આવ્યું હોય તો દુઃખ સમજે છે તેમના મનમાં

અનેક પ્રકારની કલ્પનાઓ અને વિચારો ઉઠયાં કરે છે, અને તે અનેક પ્રકારના સારા વ ખોટા સંકલ્પ વિકલ્પો કર્યાં કરે છે. માટે સ્ત્રીઓએ નવરાશના વખતમાં બેસી રહેવા કરતાં પોતાની શક્તિ અનુસાર કોઈને કોઇ કામ કરવાને મન જોડવું એ ઉત્તમ છે.

વિધવા સ્ત્રીઓએ તો જરૂર આ સીવવા, ભરવા કે ગુંથવાનું કામ શીખવું જ જોઇએ અને પોતાના નવરાશના વખતમાં આવો કોઈ ધંધો રોજગાર કરી પોતાનું ગુજરાન નિભાવવું. ઘણી વિધવા સ્ત્રીઓ થયા પછી નિરાશ્રિત થઇ પોતાના ભાઇને ત્યાં રહી પોતાના દિવસો ગાળે છે, અને વખતે ભોજાઇના તિરસ્કારને પણ સહન કરે છે. માટે તેણે તો જરૂર પોતાના પગ ઉપર ઉભા રહી પોતાની જાતમહેનતથી પોતાનો નિભાવ કરવા માટે આવા ઘેર બની શકે તેવા હુન્નર ઉદ્યોગો શીખવા જ જોઇએ.

આપણા દેશમાં જો કાંઇ કામ કરી ગુજરાન કરવું પડે તો શરમ આવે અને ભીખ માગી ગુજરાન ચલાવવું હોય તો શરમ ન આવે. ઘણા બ્રાહ્મણો તરફ દ્રષ્ટિ નાંખીશું તો તેમણે પોતે જ પોતાના ભીખ માગવાના ધંધાથી પોતાની અધોગતિ કરેલી છે. જે બ્રાહ્મણો બ્રહ્મના મુખરૂપ ગણાતા, અને જગતગુરૂ તરીકે પૂજ્ય હતા, તેજ બ્રાહ્મણો આજે જ્યાં ત્યાં હડધૂત થતા જોવામાં આવે છે. કારણ કે તેમણે હંમેશાં બીજાના ઉપર જ આધાર રાખવા માંડયો છે. અને કાંઇ પણ ધંધો રોજગાર કરવો તેને તો તે હલકો ગણે છે પણ ભીખ માગી જજમાન વૃત્તિ કરવી એને હલકું ગણતા નથી. આવી જ રીતે આપણા દેશમાં પોતાના પગ ઉપર ઉભા રહેનારા અને મ્હેનત મજુરી કરી ગુજરાન નિભાવવાના ઉત્સાહવાળા ઘણા થોડા છે, જ્યારે બીજાના આશ્રય તળે રહી ગુજરાન નિભાવનારા અને ભીખ માગવામાં હીનપણુ ન સમજનારા ઘણા છે. આપણ સ્ત્રીઓએ

પણ જેમ બને તેમ ઘેર બની શકે તેવા સ્હેલા ઉદ્યોગો કરી પતિની આજ્ઞાથી બે પૈસા પેદા કરવામાં નવરાશનો વખત ગાળવો જોઇએ.

બ્હેનો, તમારે નવરાશના વખતમાં આવા હુન્નર ઉદ્યોગોને શીખવા જોઇએ. તેમાં તમે તમારા પતિની મદદ લઇ શકો તેમ છો. આજકાલ તો સીવવાના સંચા પણ મળે છે. આવા ઘેર કપડાં શીવી શકાય તેવા નાના હાથના સંચા સસ્તા મળે છે. તેના વડે પોતાની પુત્રીઓને શીવવાનું જ્ઞાન આપવું. આ પ્રમાણે પોતે તેમ જ પોતાની પુત્રીઓએ નવરાશના વખતમાં આવા હુન્નરઉદ્યોગનું જ્ઞાન પ્રાપ્ત કરવું જોઈએ. દરેક પુરુષે પણ પોતાની સ્ત્રીને આવા કામમાં મદદ કરવી જોઈએ. મોજા ને ગંજીફરાક બનાવવાના પણ નાના નાના સંચા આવે છે, તે મંગાવી ઘેર સ્ત્રીઓએ મોજા ગુંથવા કે ગંજીફરાક બનાવવાનું જ્ઞાન મેળવવું જોઇએ. આ પ્રમાણે નવરાશના વખતમાં સાધારણ ઉદ્યોગો કરવાથી ખર્ચમાં ફાયદો થશે અને બે પૈસા પેદા પણ થઇ શકે છે. વળી નવરાશના વખતમાં કામધંધામાં ચિત્ત ચોંટવાથી મન આડું અવળું ભટકતું નથી કે કોઈની નિંદા કુથલી કરવાથી થતા લડાઇ ઝઘડા પણ બંધ પડે છે. બ્હેનો, આ પ્રમાણે જો સ્ત્રીઓ નવરાશનો વખત આવા ઉદ્યોગો શીખવામાં ગાળે તો તમે જોશો કે ઘણી આળસુ, ખરાબ સ્વભાવની અને કંકાશ કરનારી સ્ત્રીઓ કેવી કાર્યકુશળ અને નીતિવાળી થઈ શકશે. સ્ત્રીઓએ ટાપટીપમાં ને આળસમાં બેસી રહેવાનો કે ચાર જણી ભેગી થઇ બીજાની નિંદા કુથલી કરવાનો સ્વભાવ છોડી દેવો જોઈએ. આશા છે કે બ્હેનો તમે પણ નવરાશનો વખત આવા કામમાં ગાળશો.

આપણે પણ અહીંઆં સ્ત્રી ઉપયોગી વિષયો ચર્ચવા સાથે પ્રથમથી જ ભરવાનું, ગુંથવાનું અને શીવવાનું કામ કરીએ છીએ. વાતો પણ થાય છે અને કામ પણ થાય છે. તમે જુવો કે તેના

ઉત્પન્નમાંથી આપણે કેટલાં બધાં પુસ્તકો ખરીદી આપણી લાયબ્રેરી બનાવી દીધી છે ? તેમ જ આ કામ શીખવાથી તમને તમારા ઘરમાં પણ કેટલા ખર્ચનો બચાવ થયો હશે ? આવું કામ કરવામાં કશી પણ માનહાનિ સમજવાની નથી. દરેક સાધારણ, આબરૂદાર કે ગૃહસ્થ સ્ત્રી પણ આ કામ ઘેર બેઠાં કરી શકે છે. આપણી સ્ત્રીઓ નવરાશનો વખત આવા કોઇ ઉપયોગી કામમાં ગાળે તો કેટલો બધો ફાયદો થાય ?

આપણે જ્યાં જોઇશું ત્યાં સ્ત્રીઓની લડવાડોનો પાર જણાશે નહિ; પુરુષો જેટલા નહિ લડતા હોય તેથી સો તો શું પણ હજાર-ઘણી સ્ત્રીઓની લડવાડો જણાશે. આ બધું તેમની અજ્ઞાનતાનું ફળ છે, અને નવરાશના વખતમાં એક બીજાની કાથાકુબલી કે નિંદા કરવામાં સમય ગાળવાનું ફળ છે.

માટે બ્હેનો, તમારે હંમેશાં તમારા નવરાશના વખતનો સદુ-પયોગ કરતાં શીખવું જોઇએ. અને મિથ્યા આડી અવળી વાતોમાં કે નાહક લોકોના કાથાકબલા કે ગામગપાટામાં તમારા ટાઇમને ગાળવો ન જોઇએ.

કેમ, બ્હેનો, હવે તારે બંધ કરીશું. આજે તમે જે કાંઇ સાં-ભળ્યું છે તે પ્રમાણે હવે તમે પણ તમારો નવરાશનો વખત આડી અવળી વાતો કરવામાં ગુમાવશો નહિ એવી આશા છે. અને નવરા-શના વખતમાં તમારે ઉત્તમ સ્ત્રી શિક્ષણનાં, નીતિનાં અને ધર્મનાં પુસ્તકો વાંચવાં, ઉપરાંત આવા નાના નાના ઘરગતુ ઉદ્યોગો પણ શીખવા અને તેમાંથી બે પૈસાનો બચાવ કરવો. તમારે તમારી પુ-ત્રીઓને પણ નવરાશના વખતમાં આવી રીતે સારાં પુસ્તકો વાંચવાં કે હુન્નર ઉદ્યોગનું કામ કરતાં શીખવાડવું.

લ્યો ત્યારે હવે બંધ કરૂં છું.

આ પછી સર્વે વેરાયાં. હું પણ ઘેર ગઇ અને મેં આજે થ-એલી વાતચિતનો સાર મારા પતિને કહી સંભળાવ્યો.

# પ્રકરણ ૨૧ મું.

## સ્ત્રીઓએ પોતાના શરીરનું સંરક્ષણ શી રીતે કરવું?




જા દિવસે પણ અમે બધાં શારદા બ્હેનને ત્યાં ગયાં. હવે દિવસે દિવસે સ્ત્રીઓની પણ વધુ ઠઠ જામવા માંડી. આજે સ્ત્રીઓએ પોતાના શરીરની તંદુરસ્તી સાચવવા માટે શું કરવું તેને માટે કાંઇક બોલવાનું હતું.

આજે અમારાં બધાંના આવી ગયા પછી શારદા બ્હેને પોતાની વાત શરૂ કરી.

શારદા—"બ્હેન! આપણે માથે જેવી બધી જવાબદારીઓ છે તેવી જ આપણા શરીર રક્ષણની જવાબદારી છે. આપણે આપણા શરીરને શી રીતે તંદુરસ્ત રાખવું ને કદાચ રોગ થાય તો કેવા ઉપચારો કરવા તેનું જ્ઞાન પણ મેળવવાનું છે.

સ્વચ્છતાથી રહેવું, કપડાંલત્તાં સ્વચ્છ રાખવાં, ઘરમાં પણ સ્વચ્છતા રાખવી, એ સ્ત્રીનું કર્ત્તવ્ય છે. તંદુરસ્તીને સાચવવાને માટે સ્વચ્છતા રાખવી એ ખાસ અગત્યનું છે. કોઇ પણ માણસ શરીરને સ્વચ્છ રાખ્યા વગર નિરોગી રહી શકતો નથી. આપણામાં કેટલીક સ્ત્રીઓ સ્વચ્છ કપડાં પહેરનાર અને સ્વચ્છતાથી રહેનારને શૉખી કહી વગોવે છે પણ તે ખોટું છે. દરેક માણસે સ્વચ્છતાથી રહેવું એ અનેક રોગોથી બચવા જેવું છે. શરીરમાં હજારો છિદ્રો હોય છે. આપણા શરીર ઉપર જેટલા વાળ હોય છે તેટલાં છિદ્રો હોય છે. તે છિદ્રોદ્વારા શરીરનો બગાડ હંમેશાં પરસેવા રૂપે બહાર નીકળે છે. જેથી

શરીરને ન્હાઇ ધોઈ સ્વચ્છ કર્યાં વગર તે રોમરૂપ–છિદ્રો મેલાં થઇ તેમાં પરસેવારૂપે થયેલો મેલ ભરાઇ જાઇ તે છિન્દ્રો પુરાઇ જાય છે. અને તે પછી શરીરનો બગાડવાળો ભાગ અંદરથી બહાર નીકળતો નથી. એથી અનેક રોગ પેદા થાય છે. અને ચામડીના ઉપરના ભાગમાં હંમેશાં પરસેવાથી મેલનો જાડો થર બાઝી જાય છે. જે સાફ ચોળીને ન્હાવાથી નીકળી જાય છે. જો શરીરને સ્વચ્છ ન રાખે, તો સર્વ મેલ છિદ્રોમાં ભરાઇ રહે અને શરીરમાં જ રહે જેથી અનેક રોગ પેદા થાય છે માટે દરેક સ્ત્રીએ હંમેશાં ન્હાઇ ધોઇ શરીર સ્વચ્છ રાખવું અને પોતાનાં સંતાનોને પણ ન્હવરાવી સ્વચ્છ રાખવાં, અને શરીર ઉપર મેલ થવા દઇ છિદ્રોને પૂરાઇ જવાં દેવાં ન જોઈએ.

આજ પ્રમાણે સ્ત્રીઓએ ખાવાની વસ્તુઓ પણ સ્વચ્છ રાખવી જોઇએ. દરરોજ અનાજને છડી, સ્વચ્છ કરી તેમાંથી કાંકરા વિગેરે વીણી રસોઇ બનાવવી. કચરાવાળી ચીજો ખાવાથી રોગ ઉત્પન્ન થાય છે. માટે હંમેશાં તમે રસોઈ કરો તેમાં અનાજ વિગેરે સ્વચ્છ કરવાની કાળજી રાખશો. રસોઈ કરવાનાં વાસણ પણ ઉટકી મેલ રહે નહિ કે કાટ રહે નહિ તેવાં સ્વચ્છ રાખવાં. રહેવાનું ઘર પણ સાફ કરવું જોઇએ. ઘરમાં યાતો આસપાસ મેલી વસ્તુઓ કે સળી જાય તેવા પદાર્થો પડી રહેવાથી ઘરની હવા બગડે છે અને હવા બગડતાં રોગ પેદા થાય છે. માટે ઘર ખૂણે ખાંચરેથી વાળી હંમેશાં સ્વચ્છ અને સુંદર બનાવી દેવું જોઇએ. ઘર જેવું જોવામાં સુંદર જણાય તેવું જ રહેવામાં પણ સ્વાષ્થ્યપ્રદ હોવું જોઇએ. આ કામમાં તમારે કદીપણ આળસ કરવું યોગ્ય નથી.

ઘણી સ્ત્રીઓ મેલાં કપડાં પહેરે છે અને મેલાં કપડાં પહેરવામાં મનની પ્રસન્નતાનો ત્યાગ થાય છે. મેલાં વસ્ત્રોથી મનમાં ગ્લાની પેદા થાય છે તેમ મન ઉદાસ રહે છે. એવી ગ્લાનિ અને ઉદાસીથી

આપણા આરોગ્યને બહુ જ નુકશાન થાય છે. ઘણી સ્ત્રીઓને મેલાં ગોદડાંમાં સુવા બેસવાને કે ગોદડાં ઉપર મેલી ગંધાતી ચાદર પાથરી સુવાને જરાપણ સંકોચ થતો નથી. ઘણી સ્ત્રીઓને કપડાં જ મેલાં ગમે છે. તે બેસવા ઉઠવાની જગ્યામાં અને રસોડામાં પણ એવી ગંદકી રાખે છે કે જ્યાં હજારો માંખો બણબણે છે. મચ્છર ચાંચડોના ઉપદ્રવો રહ્યાં કરે છે. આથી શરીરતો મેલું થાય છે અને વળી રોગ પેદા થાય છે તે જુદા.

ઉનાળાના વખતમાં અનેક સ્ત્રીઓનાં શરીરમાંથી ઘણી જ દુર્ગંધિ નીકળ્યાં કરે છે. જેથી મેલા રહેવું કે મેલાં કપડાં પહેરવાં એ આરોગ્યને નુકશાન કર્ત્તા છે. આવી સ્ત્રીઓને શરીરે ગરમીથી પરસેવો થઈ મેલના થેપ બાઝે છે જે પછી ગંધાય છે માટે હંમેશાં દીલ ચોળીને ન્હાવું જોઇએ અને શરીર ઉપર જરા પણ મેલ ન થાય તેની કાળજી રાખતાં રહેવું જોઇએ. નાહ્યા પછી પણ સ્વચ્છ રૂમાલથી પોતાનું શરીર લૂંછી સ્વચ્છ કરવું જોઇએ કે જેથી મેલ રહે નહિ કે દુર્ગંધ આવે નહિ.

ઘણી શ્રાવકની એટલે જૈનોની સ્ત્રીઓ ચારપાંચ દહાડા સુધી ન્હાતી જ નથી. આથી તેમનાં કપડાં લત્તાં ને શરીર પણ દુર્ગંધવાળાં થાય છે ને રોગના ઘરરૂપ થઈ રહે છે. સ્વચ્છતાથી ન રહેવું એ અયોગ્ય છે. જે સ્ત્રીયો મેલી રહે છે તે અપવિત્રતાના ચિન્હરૂપ છે. મેલાં કપડાં પહેરવાથી ઘણે ભાગે દાદર, ખસ અને ખરજવાં વિગેરે ચામડીનાં દરદો થાય છે અને મેલ શરીરમાંથી બહાર ન નીકળવા પામતાં તાવ આવે છે, પાચનક્રિયાનાં દરદો થાય છે. મેલાં કપડાં પહેરનાર અને મેલાં શરીરવાળાં માણસોની પાસે બેસવાથી અને તેમનાં તેવાં કપડાંનો ઉપયોગ કરવાથી અનેક રોગો ઉત્પન્ન થાય છે. સ્ત્રીઓએ હંમેશાં સ્વચ્છતાથી જ રહેવું જોઈએ.

ધન, જન અને જીવન એ સર્વમાંથી જીવન સર્વથી શ્રેષ્ટ છે. સર્વ કોઈ સુખ સ્વચ્છંદતાથી પોતાના જીવનને વ્યતીત કરવાનું ઇચ્છે છે. જો જન્મભર આ શરીર રોગના ઘરરૂપ બની રહે તો પછી ધન, જન અને જીવનથી શો લાભ થવાનો ? જ્યાં સુધી શરીર નીરોગી નથી રહેતું ત્યાં સુધી સંસારની કોઇપણ વસ્તુથી સુખ મળતું નથી.

આરોગ્ય એ અમૂલ્ય ધન છે. એ ધનની આગળ રૂપિયા, પૈસા, હીરા, મોતી સર્વ નકામું છે. જે માણસો આરોગ્ય સંરક્ષણના નિયમોનું પાલન કરતા નથી તેઓ વ્હેલા માંદા પડે છે. જો એકવાર શરીરમાં કોઇ રોગે પગપેસારો કર્યો તો પછી વૈદ્ય, ડાકટરો અને દવાદારૂમાં સેંકડો રૂપિયા ખર્ચ કરવા પડે છે. કદાચ તેમ છતાં પણ રોગ ન મટે તો અકાળે મૃત્યુ થતાં ઘરવાળાના દુ:ખનો પાર રહેતો નથી. એથી તો ધન અને જન બંનેને ખોવાં પડે છે.

આપણે જો પ્રથમથીજ તંદુરસ્તી સાચવવા ધ્યાન ન આપીએ, તો પાછળથી પછી ઘણી અડચણો પડવાની. આપણુ સ્ત્રી જાતમાં પોતાની તંદુરસ્તીને સાચવવાની બિલ્કુલ ટેવ નથી અને પોતાના શરીર તરફ બેપરવાઇ રાખે છે. આરોગ્ય બગડતાં જે દુ:ખો ભોગવવાં પડે છે તેની તરફ તેનું ધ્યાન જતું નથી. તે કુદરતના નિયમોનું પાલન કરવાથી કે સામાન્ય તંદુરસ્તીના નિયમો પ્રતિ દુર્લક્ષ્ય આપવાથી હંમેશાં પોતાના શરીરને દુ:ખનું ઘર બનાવી દે છે. અને પાછળથી સેંકડો રૂપિયા ખર્ચતાં તે રોગ મટતો નથી ત્યારે પસ્તાવો કરે છે. જે માણુસ રોગમાં સપડાય છે તેના દુ:ખનું તો ઠેકાણું હોતુ નથી; પરંતું તેનાં ઘરનાં માણુસોને પણ રાતદિવસ ચિંતા અને દુ;ખ ભોગવવું પડે છે. માટે દરેક સ્ત્રીએ પોતાના શરીરની કાળજી રાખવી જોઇએ.

શરીરના રક્ષણુને માટે ભોજનની આવશ્યકતા છે. ભોજનની

વસ્તુઓ પૌષ્ટિક અને સ્વચ્છ હોવી જોઇએ. પૌષ્ટિક ભોજનોથી આપણા શરીરમાં બળ પેદા થાય છે. ચોખા, દાળ, દહીં, દુધ, ઘી એ વસ્તુઓ તેમજ બાજરી, કઠોળ વીગેરે પૌષ્ટિક અનાજ છે, રસોઇ કરવામાં તેને વીણી ઝાડકી સ્વચ્છ કરી ઊપયોગ કરવો, અને રસોઇ કાચી ન રહે તેની સાવચેતી રાખવી. કાચો ભાત, કે કાચી રોટલી નડે છે. માટે બરોબર રસોઇ ચઢવવી જોઇએ. વળી જમતી વખતે પણ ઘણી સાવધાની રાખવાની જરૂર છે. ઘણું જલ્દી જમવાથી અને આખું પાખું ચાવ્યું ન ચાવ્યું ખાવાથી આરોગ્યને નુકશાન થાય છે. દરેક કોળીયાને બરોબર ચાવીને પછીજ ખાવો જોઇએ. આપણુને ભૂખ હોય તેથી વધારે ખાવું કે તેથી ઘણું ઓછું ખાવું તે પણ નુકશાન કર્ત્તા છે. જેને વધુખાવાનો અભ્યાસજ હોય તેની વાત જુદી છે, પરંતું જેને તેવો અભ્યાસ ન હોય અને તે જો એક બે કોળીયા વધુ ખાય તો તેને કષ્ટ થયા વગર રહેતું નથી. જીભની લોલુપતા અને સ્વાદની ખાતર વધુ ખાવાથી અનેક માણસો માંદા પડે છે, અને ઘણા ગજા ઉપરાંત ખાવાથી મરીપણ જાય છે. ઇચ્છા વગર કે કોઇના આગ્રહથી વધુ જમવું નહિ.

ઘણી સ્ત્રીઓ પીરસતી વખતે ઘણા પ્રેમથી આગ્રહ કરે છે જેથી કેટલાંક માણસો વધુ જમે છે, તેમ સ્ત્રીઓ પણ બીજાના વધુ આગ્રહથી ઘણીવાર હદ ઊપરાંત જમે છે. પણ તે શરીરને નુકશાન કર્ત્તા છે. દરરોજ એકનું એક જમવાનું ન જોઇએ કે હંમેશાં મિષ્ટાન્નપણ ન ઉડાવવું જોઇએ. એથી પાચનશક્તિ કમ થઇ જાય છે. તેથી દરરોજ વારાફરતી જુદું જુદું ભોજન જમવું. ઘણા વિલંબે પચનાર, તીખું તમતમું કે તેલના તળ્યા તાવ્યા પદાર્થો અધિક ખાવા તે હાનિકર્ત્તા છે. માટે સ્ત્રીઓએ હંમેશાં આ બાબતની કાળજી રાખવી જોઇએ. તેમણે જેમ પોતાના શરીરની સંભાળ રાખવાની છે

તેમ પોતાના પતિ, કુટુંબી જનો અને સંતાનોની પણ કાળજી રાખવાની છે.

માતાએ પોતાનાં બાળકોના ખાવા પીવાની તરફ ઘણુંજ ધ્યાન આપવું જોઇએ જેથી તે ન ખાવાની કે નુકશાન કર્ત્તા વસ્તુઓ ખાય નહિ. નિયમસર જમનાર નિરોગી અને દીર્ઘજીવી થઈ શકે છે. પોતાની ભૂખ અનુસાર ભોજન કરવાથી શરીર હલકું અને સ્ફુર્ત્તિમાન બને છે, અને અજીર્ણ થતું નથી. આ દેશની સ્ત્રીઓને વાસી (ટાઢું) ભોજન ખાવાનો વધુ અભ્યાસ પડી ગયો છે. અને તે આવી રીતે ન ખાવાની વસ્તુઓ ખાવાથી આખરે માંદી પણ પડી જાય છે. ઘણી સ્ત્રીઓ સવારનું સાંજે અને સાંજનું વધેલું સવારે ખાય છે. અને તેમને આ પ્રમાણે ટાઢું ખાવાનો અભ્યાસજ પડી ગયો હોય છે તેથી તેમનાં છોકરાં પણ તેવું ખાતાં શીખે છે અને આરોગ્યને બગાડે છે.

**પાણી**—જેવી રીતે ખાવાને માટે સાવધાની રાખવાની જરૂર છે તેવી રીતે પીવાના પાણીને પણ સ્વચ્છ અને નિર્મળ રાખવાની જરૂર છે. પાણી ઠારીને તેને જાડા કપડાથી ગાળીને ભરી મૂકવું, કેટલીક સ્ત્રીઓ પાણી ગાળે છે ખરી, પણ માટલીને તળીએ સેવાળ વળગેલો હોય છે તે તરફ લક્ષ આપતી નથી માટે બરોબર રીતે માટલી બ્હાર તથા અંદરથી સ્વચ્છ કરી તેમાં પાણી ગાળવું. રસોડામાં તેમજ પાણીઆરામાં આજુ બાજુ જાળાં, કરોળીઆનાં ઘર કે ઘરોળાંને ભરાઇ રહેવાનાં સ્થળો ન રહેવાં જોઇએ, અને તેમાં જંતુઓ ન પડે તેની કાળજી રાખવી. તરસ લાગતાં થોડે થોડે પાણી પીવું. એકદમ અધિક પાણી પીવાથી પાચનક્રિયા ઉત્તમ રીતે થતી નથી. ઘણી સ્ત્રીઓ જ્યારે મહેનત કરતાં કરતાં થાકી જાય છે, શ્વાસ ચઢે છે અને શરીરમાંથી પરસેવો નીકળવા માંડે છે તે વખતે પાણી પીવે છે.

જે વખતે મહેનત કરવાથી શરીરમાંથી પરસેવો નીકળે છે તે વખતે પાણી પીવાથી અનેક ભયંકર રોગો થાય છે. ઘણા માણસો આવા ઉકળાટ વખતે પરસેવો નીકળતો હોય છે; તે વખતે એકદમ જળ પીવાથી મરી જાય છે. એથી મહેનત કર્યાં પછી કે થાક લાગ્યા પછી થોડીવાર વિશ્રાંતિ લીધા પછી જ શાંત થઈ પાણી પીવું જોઇએ. રસોઇમાં સ્વચ્છ પાણીને વાપરવું જોઇએ. મેલું કે ગાળ્યા વગરનું પાણી રસોઈમાં વાપરવાથી ઉદરના રોગો થાય છે અને ઘણીવાર તો અસાધ્ય રોગોના પંઝામાં સપડાવું પડે છે.

વાયુ—આપણે શ્વાસ લઇએ છીએ કે તેનો નસ્કોરાં કે મોં દ્વારા ત્યાગ કરીએ છીએ ત્યારે હવા દૂષિત થાય છે, ઘર કરતાં બહારની હવા સ્વચ્છ અને નિર્મલ હોય છે. એથી ઘરમાં બહારની, સ્વચ્છ હવા આવે અને ઘરમાંની દૂષિત હવા બહાર નીકળી શકે એવા બારી બારણાં ઘરમાં હોવાં જોઇએ. શરીર, કપડાં, ઘર, બારીબારણાં અને ઘરની સર્વ વસ્તુઓને સ્વચ્છ રાખવાથી અચાનક કોઈ રોગના પંઝામાં સપડાવું પડતું નથી. રહેવાના ઘરમાં સૂર્યનો તડકો આવવો જોઇએ. હવા અને તાપ સારી રીતે ઘરમાં આવી શકે તેવાં બારી બારણાં ઘરમાં હોવાં જોઇએ. આપણે ઘણીવાર બારીઓની કીંમત સમજતાં નથી અને બારી બારણાં બંધ કરી મૂકીએ છીએ. ઘણી સ્ત્રીઓ બારીઓ અડકાવી ત્યાં કંઈ વસ્તુઓ ગોઠવી દે છે કે જેથી પછી તે જાળી બારીઓને ઉઘાડતી નથી. આવી સ્ત્રીઓને આરોગ્યસંરક્ષણના નિયમોનું જ્ઞાન હોતું નથી.

ઘરની જાજમો, ગોદડાં, બિછાનાં, ઊનનાં કપડાં વિગેરે વસ્તુઓને દશ પંદરે દિવસે તડકે નાંખવાં જ જોઇએ અને જો બીછાનાં કે કપડાં વિગેરે મેલાં હોય તો ધોઈ સ્વચ્છ રાખવાં જોઇએ.

જે તળાવ યા નદીનું પાણી ગંદુ હોય, જેમાં ગાય, બળદ વિગેરે ઢોરાં પડયાં રહી પાણી કાદવવાળું થઇ ગયું હોય, અને જ્યાં

મેલાં કપડાં ધોવામાં આવતાં હોય તેવા પાણીમાં સ્નાન કરવું ન જોઇએ. નાહ્યા પછી શરીરને બરોબર ઘસીને સારૂં લુંછી નાંખવું જોઇએ. માથાના વાળને પણ હોળી ચોળી સ્વચ્છ રાખવા જોઇએ. માથામાં સાબુ ચોળવાથી માથાના વાળ બાઝી જાય છે ને મેલ નીકળતો નથી જેથી સુકાં આંબળાંને વાટી તેને તેલમાં ઉકાળી તે તેલ માથે ઘાલવાથી વાળ બહુ જ સાફ અને નરમ રહે છે. વળી છાસથી કે દહીંથી માથું ચોળી ન્હાવું એ ઘણું સારૂં છે.

આજકાલ ઘણી જગ્યાએ ભણેલી સ્ત્રીઓમાં સાબુનો પ્રચાર વધતો જાય છે. સાબુચોળવાથી શરીરની કાંતિ ક્ષીણ થાય છે અને તેમાં ખર્ચ પણ વધુ થાય છે. એથી તો સોડા ઘણો ઉત્તમ છે. તેથી મેલ પણ જાય છે શરીરની કાંતિપણ વધે છે અને સાબુનું ખર્ચ પણ બચે છે.

સ્ત્રીએ જેવી રીતે પોતાના શરીરની તંદુરસ્તી સાચવવાની હોય છે તેવી જ રીતે પોતાના બાળકોની તંદુરસ્તી સાચવવા પણ પૂરતી કાળજી રાખવી જોઈએ. નાનાં બાળકોના શરીરને દિવસમાં બે ત્રણવાર નવરાવી સ્વચ્છ રાખવાં કે જેથી તેના શરીરમાં મેલ રહેવા પામે નહિ. ઘણી સ્ત્રીઓ વરસાદ વખતે પોતાના બાળકોને વરસાદમાં ફરતાં અટકાવતી નથી. તે પોતે પણ વરસાદમાં પલળી પોતાના ઘરનું કામકાજ કરે છે એમ કરવાથી અચાનક શરદી થઇ જાય છે કે તાવ આવે છે. ભીનાં કપડાં પહેરવાથી શરદી થાય છે માટે હંમેશાં સુકાં અને સ્વચ્છ કપડાં પહેરી શરીરનું ટાઢથી રક્ષણ કરવું જોઇએ.

ઉંઘ—નીરોગી રહેવાને માટે ઉત્તમ ઉંઘ આવવી એ ખાસ જરૂરી છે. ઉત્તમ ઉંઘ ન આવવાથી કોઇ કામમાં મન લાગતું નથી. આળસ અને ઉદાસી થયાં કરે છે. ઉંઘ ન આવવાથી અનેક રોગ પેદા થાય

છે ને ઘણીવાર લોકો મરી પણુ જાય છે ઉંઘ ન આવવાના પણુ અનેક કારણુ છે. દિવસે સુવાથી રાત્રે સારી રીતે ઉંઘ આવતી નથી. વધુ ચિંતા, ભય, ક્રોધ વિગેરેને લીધે પણુ ઉંઘ આવતી નથી તેથી ક્રોધ, ચિંતા, દ્વેષ, શોક, ભય અને ખેદનો ત્યાગ કરવો જોઇએ. હાથ પગ ધોઇ કે રાત્રે નાહીને સુવું જોઈએ. જમીન ઉપર પથારી કરી સુવું સારૂં નથી. સુવાનો ખાટલો બહુ ઉંચો તેમ બહુ નીચો ન હોવો જોઇએ. તેવી જ રીતે ગોદડું પણુ બહુ નરમ કે બહુ કઠણુ ન હોવું જોઇએ. રાત્રે સુતી વખતે માથે મોંઢે ઓઢી સુવું એ ઘણું જ હાનિકર્ત્તા છે, કેમકે મોં ઢાંકીને સુવાથી આપણા શ્વાસ દ્વારા દૂષિતવાયુનો આપણે ત્યાગ કરીએ છીએ તે પાંછો આપણા શ્વાસ દ્વારા અંદર જાય છે જેથી રોગ થાય છે.

ક્રોધ, દ્વેષ, શોક, ચિંતા અને ભય એ આરોગ્યને ઘણું જ નુ-કસાન પહોંચાડે છે. હંમેશાં ક્રોધ કરતા રહેવાથી આવરદા ઓછો થાય છે. શોક અને દુઃખથી બહુ અધીરા થઇ જવાથી ઘણા મા-ણુસો ગાંડા થઇ જાય છે. ઘણી સ્ત્રીઓ વધુ ભયથી અચેત થઇ જાય છે. એથી દરેક બ્હેનોએ તેનાથી બચવું જોઇએ.

બાળકોને પણુ વારંવાર ભય બતાવવો એ અયોગ્ય છે. કેમકે તેથી તે નાનપણમાંથી જ બીકણુ બની જાય છે, જેથી ભવિષ્યમાં દરેક રીતે બીકણુ જ રહ્યાં કરે છે. માટે તેમને હંમેશાં નાનપણુથી જ નિર્ભય બનાવવા યોગ્ય કાળજી રાખવી જોઈએ.

શરીરનું રક્ષણુ કરવાને માટે શારીરિક અને માનસિક બંને પ્રકારના પરિશ્રમને કરવો જોઇએ. કેમકે શરીરનો જે અવયવ કામ કરતો નથી તે પછીથી નિરૂપયોગી થઇ જાય છે, જેવી રીતે કામ ન કરવું એ હાનીકર્ત્તા છે, તેવી જ રીતે વિશ્રાંતિ લીધા વગર રાતદહાડો

વધુ મહેનત કરવી એ પણ હાનિકારક છે. જેથી શરીરની મહેનત કરવાની હોય કે પછી માનસિક મહેનત હોય તો તેમાં એક સાથે ત્રણ ચાર કલાક તે કામ કરીને પછી એક કલાક આરામ લેવો જોઇએ. લાગલગાટ વિશ્રામ લીધા વગર મહેનત કરવાથી આરોગ્ય બગડી જાય છે.

આપણામાં સૂવાવડ વખતે સૂવાના ઓરડા તરફ આપણે ઘણું ઓછું ધ્યાન આપીએ છીએ. સૂવાવડી સ્ત્રીના ઓરડાને ચારે બાજુ બારી બારણાં બંધ કરી પડદા નાંખી હવા આવવા જવાના માર્ગને એકદમ બંધ કરી દેવામાં આવે છે. વળી ત્યાંની જગ્યા પણ ઘણી જ ગંદી રાખવામાં આવે છે. સુવાવડી સ્ત્રીઓ તે ગંદી જમીનમાં ગંદાં ખાટલાં ગોદડાંમાં સૂઈ રહે છે જેથી ઘણું જ નુકશાન થાય છે. ઘરની સ્ત્રીઓએ હંમેશાં સુવાવડ વખતે સૂવાવડના ઓરડાને સ્વચ્છ રાખવાની અને તેમાં હવા આવજા કરે તેની ખાસ કાળજી રાખવી જોઈએ: ત્યાંની જમીન સૂકી અને હવા આવી શકે તેવી હોવી જોઈએ. જો કે તેમાં વધુ હવા આવે કે ઠંડક રાખવી એ અયોગ્ય છે.

બ્હેનો, વળી આપણને રોગ જણાતાંજ આપણે સાવધાન થઈ જવું જોઇએ. કોઇ રોગને સ્હેજ સમજી તેના પ્રતિ બેપરવાઇ રાખવી એ મૂર્ખતા છે, કારણ કે સ્હેજસાજ રોગપણ વધી જતાં ભયંકર રોગનું સ્વરૂપ પકડે છે અને તેથી મૃત્યુનો પણ ભય રહે છે. શરીર અસ્વસ્થ જણાતાં કે કાંઇક શરદી જણાતાં ગરમ પાણીથી નહાવું જોઇએ. ઘરનું કોઈ માણુસ કદાચ માંદુ થાય તો તેની દવાદારૂ પણ ઘણી સાવધાનીથી કરવી જોઇએ. તેને માટે વિલંબ કરવો ન જોઇએ, ઘણી સ્ત્રીઓ રોગને સાધારણ સમજી શરૂઆતમાં કાળજી રાખતી નથી; પરંતુ પાછળથી તે વધી જતાં અનેક પૈસા ખર્ચવા

છતાં પણ તે કદાચ મટતો નથી. જેથી રોગ થતાં જ ડાબવો જોઇએ.

બ્હેનો, તમારે તમારા આરોગ્ય સંરક્ષણને માટે બેદરકારી રાખવી ન જોઇએ અને આશા છે કે આજે કહેલો વિષય સમજી તે પ્રમાણે વર્ત્તી રોગ ન થાય તેને માટે કાળજી રાખશો. તમારે તમારી, તમારાં બાળકોની અને પતિ તથા કુટુંબી જનોની તંદુરસ્તી સાચવવા અને કદાચ બગડે તો તરત તેને સુધારવા યોગ્ય કાળજી રાખવી જોઇએ.

બ્હેનો, આજે રોજ કરતાં સમય વધુ થયો છે એટલે હવે બંધ કરીશું."

આ પછી અમે સર્વે આજે મોડું થવાથી શારદાબ્હેન બંધ કરે એવુંજ ઇચ્છતાં હતાં. તેમણે પણ હવે બંધ કરવાની ઇચ્છા જણાવી. જેથી શારદાબ્હેને કથા બંધ કરી અને અમે અમારે ઘેર ગયાં.

---

## પ્રકરણ ૨૨ મું.

---

### સ્ત્રીઓએ બાળકોનું લાલનપાલન શી રીતે કરવું?

---

આજે પણ રોજના ક્રમ પ્રમાણે અમે સર્વે શારદા બ્હેનને ત્યાં ગયાં. મેં સર્વને આવેલાં જોઇ કહ્યું,—"શારદા બ્હેન, આજે બાળકોનું પાલન શી રીતે કરવું તે વિશે કંઇક કહો તો સારૂં, સ્ત્રીઓને માથે બાળકોને ઉછેરવાનો અને તેમને યોગ્ય શિક્ષણ આપવાનો એક મહાન બોજો છે. માટે તેનું પણ અમને જ્ઞાન હોવું જોઇએ."

શારદા—"કૌમુદિની બ્હેન, ખરી વાત છે. સ્ત્રીઓને માથે બાળકોને કેળવવાની મોટામાં મોટી જવાબદાર છે. બાળકોના ભવિષ્યના

સુખદુખનો આધાર તેની માતાની કેળવણી ઉપર છે. માતાના ઉપર તેનાં બાળકોના રક્ષણનો આધાર છે. કેમકે માતા જ તેનાં બાળકોની સહાયક અને અવલમ્બન રૂપ છે. બાળક જન્મે છે ત્યારથી જ તે માતાના ખોળાના આશ્રયથી અને માતાના સ્તનનું દૂધ પીને તે ઉછરે છે અને મોટું થાય છે. બાળકોનું લાલનપાલન અને તેના શિક્ષણનો સઘળો ભાર તેની માતાના ઉપર છે. માતા જ બાળકોને શિક્ષણ આપનારી અને પાલન કરનારી છે. આપણામાં છોકરાંને ઉછેરવાનું અને તેમનું પાલનપોષણ કરી તેમનામાં નાનપણથી જ ઉત્તમ સંસ્કારો પાડવાનું અજ્ઞાન હોય છે. કારણ કે સ્ત્રીઓને તેમનાં બાળકોનું પાલન કરવા સંબંધી કાંઈ શિક્ષણ જ આપવામાં આવેલું હોતું નથી. માતાની અજ્ઞાનતા અને બાળકો પ્રતિની બેદરકારીથી ભવિષ્યમાં તે બાળકોને જે હાનિ પહોંચે છે તેની હદ હોતી નથી.

બ્હેનો, સ્ત્રીઓને માટે બાળકોને ઉછેરવાનું એ ઘણુંજ કઠિન અને જોખમદારીનું કામ છે, દરેક માતાએ આ સંબંધમાં યોગ્ય જ્ઞાન મેળવી પોતાની ફરજ શું છે તે જાણવી જોઇએ. જેવી રીતે વગર શીખેલા કુંભારના હાથનાં ઘડેલાં બેડોળ વાસણો એકવાર સુકાઇ ગયા પછી પાછાં યોગ્ય ઘાટવાળાં થઇ શકતાં નથી, તેવીજ રીતે અભણ ને અજ્ઞાન, બાળકોને ઉછેરવાના જ્ઞાન વગરની, ખરાબ આચરણવાળી માતાના દોષથી બાળકોનાં કોમળ હૃદય ઉપર અયોગ્ય સંસ્કારો પડે છે. અને તેના અંતઃકરણમાં નાના પ્રકારની કુટેવો પડી જાય છે. જે તેને મોટી ઉમ્મર થતાં જતી નથી. અને તેવાં બાળકો ભવિષ્યમાં સુધરી શકતાં નથી. અને નાનપણના ખરાબ સંસ્કારો કે માતાની બેદરકારીનું ફળ તેને જન્મભર ભોગવવું પડે છે.

બાળકોને નાનપણમાં સારૂં ખવરાવવું પીવરાવવું, સારાં લુગડાં કે જણસો પહેરાવવી, અને તેને સર્વ પ્રકારની આપત્તિ

યોથી બચાવવા યત્ન કરવો. તેથી કાંઇ બાળકોને ઉછેરવાનું કામ પૂરૂં થતું નથી. બાળકોને સુચરિત્ર, વિદ્વાન, મહેનતુ અને લોકોમાં આદરણીય બનાવવા જોઇએ: તેમ કર્યાવગર તેનો મનુષ્યજન્મ સાર્થક થતો નથી. સર્વ માણસો સારાં અને સુશીલ બાળકોની ઇચ્છા કરે છે. મૂર્ખ અને કુચરિત્રવાળાં બાળકો થાય એવું કોઈ ઇચ્છતું નથી. મૂર્ખ અને દુરાચારી સંતાનોથી માતાપિતાનું સુખ અને નામ રહેતું નથી. પરંતુ તેમને પોતાનાં ખરાબ સંતાનોને લીધે અપમાન અને આપત્તિયોને સહન કરવી પડે છે. ધારો કે તમારૂં છોકરૂં નાનપણથી ચોરી કરતાં શીખ્યું અને જો તમે નાનપણથીજ તેની તે ટેવ ભૂલાડો નહિ. અને હસી કહાડો તો પછી તેને મોટું થતાં ધીમેધીમે ચોરી કરવાની ટેવ પડી જવાની અને વખત મળતાં તે ચોરીયો કરતા શીખવાનું. એકવાર કદાચ તે ચોરી કરીને બેસી જાય છે, પરંતુ અંતે જ્યારે તે પકડાઇ જાય છે ત્યારે તેને સજા ભોગવવી પડે છે. અને દુઃખ, તથા નિંદાને સહન કરવી પડે છે. નાનપણમાં બેદરકારી રાખવાથી બાળક મોટી ઉમ્મરે મોટી ચોરી કરે અને સજા થાય તે વખતે તમારી આબરૂ શી રહે? તમારાથી લોકોને મોં પણ બતાવાતું નથી. તમે વિચાર કરો કે દુરાચારી અને મૂર્ખ સંતાનોથી કેટલું દુઃખ, અપયશ અને વિટંમ્બનાઓ તેનાં માબાપોને ભોગવવી પડે છે.

દામ્પત્ય—પ્રેમના અમૃત ફલસ્વરૂપ, સુશીલ અને સુશિક્ષિત સંતાનોથી માબાપને જેટલો આનંદ, ઉત્સાહ, અને સમાજમાં યશ મળે છે તેનું વર્ણન થઈ શકતું નથી. દરેક સ્ત્રીએ પોતાનાં બાળકોને નાનપણમાંથીજ સચ્ચરિત્ર અને સુશિક્ષિત બનાવવા માટે કાળજી રાખીને યત્ન કરવો જોઈએ અને તેમના કુમળા મગજ ઉપર કોઇ ખરાબ સંસ્કારો ન પડી જાય તેની કાળજી રાખવી જોઈએ.

માતાના ચરિત્ર ઉપર જ બાળકોના ચરિત્રોનો આધાર છે. માતાના ચરિત્રમાં જે ગુણદોષ હોય છે તેનું જ અનુકરણ તેનાં બાળકો કરે છે, તેથી જો માતા સારા ચરિત્રવાળી, સતી, સાધ્વી અને દયાવંતી હોય છે તો તેનાં બાળકો પણ સદાચારી, દયાળુ, ન્યાયી અને કર્ત્તવ્યનીષ્ટ થાય છે. બાળકોના કોમળ હૃદય ઉપર માતાના ચરિત્રની જેવી છાયા પડે છે તે અનુસારજ બાળકોનું હૃદય બને છે. બાળક પોતાની માતાને જેવી રીતે વર્તતાં જુવે છે, જેવી રીતે બોલતાં ચાલતાં જુવે છે તે પ્રમાણે પોતે પણ ગુપ્તપણે શીખે છે. માતા નાનપણમાં બાળકના કોમળ હૃદય ઉપર જેવા શિક્ષણનું બી રોપે છે તે અનુસાર ફળને તે બાળકને જન્મભર ભોગવવું પડે છે. ઘણે ભાગે જોઇશું તો માતાનામાં જે ગુણદોષો હોય છે તે અનુસાર તેના બાળકોમાં ગુણદોષો જણાય છે, જો કે બાળકો માતાના ગુણને કદાચ ન શીખે તો પણ તેના અવગુણને તો જરૂર શીખેજ છે જેથી બાળકોના ભાવી જીવનને સુખી કરવા માટે પણ માતાએ સંતાન થતા પહેલાંજ ઉત્તમ ચરિત્રશીલ અને સુશિક્ષિત થવું જોઇએ.

માતા જો સતી, સાધ્વી કે મધુર વાણી બોલનારી હોતી નથી તો તેનાં બાળકો પણ સુચરિત્ર અને મધુરવાણી બોલનારાં થઇ શકે છે. એતો ખરૂંજ છે કે આપણે જાતે ઉત્તમ થયા વગર બીજાને ઉત્તમ બનાવવાની ઇચ્છા રાખવી એ કઠિન યાતો અસંભવિત છે. એથી બાળકોમાં મનુષ્યત્વ લાવવાને માટે જે પ્રકારનું શિક્ષણ આપવાની જરૂર છે તે સર્વને માતાએ બાળક થતા પહેલાંથીજ શીખી પોતે ઉત્તમ શિક્ષણને પ્રાપ્ત કરવું જોઇએ. કયા કયા ઉપાયોથી બાળકોની નૈતિકબળની વૃદ્ધિ થઇ શકે છે, કેવી સંગતિથી બાળકોનું ચરિત્ર બગડતું નથી, કઇ રીતે તેમનું આરોગ્ય ઉત્તમ અને શરીર બળવાન

થઇ શકે, કેવા શિક્ષણથી બાળકોના મનમાં ખરાબ કામોપ્રતિ તિરસ્કાર અને સારાં કામો ઉપર પ્રીતિ ઉત્પન્ન થાય, તે સર્વ બાબતોનું જ્ઞાન માતાએ પ્રથમથીજ મેળવી લેવું ઘટે છે. કેટલીક સ્ત્રીઓ બાળકોને પાલન કરવાનું કામ સાધારણ સમજે છે અને તેપ્રતિ જોઇએ તેટલી કાળજી રાખતી નથી તે તેમની મોટી ભૂલ છે. આ સંસારમાં બાળકોનું પાલન કરવાનું અને તેમને નાનપણથીજ સુશિક્ષણ આપવાનું કામ તેમની માતાને માટે કઠિનમાં કઠિન છે અને દરેક માતાના ઉપર તેનાં બાળકોને સુશિક્ષિત બનાવવાની મોટામાં મોટી જવાબદારી રહેલી છે.

ગર્ભવંતી સ્ત્રીઓએ ગર્ભાવસ્થાના સમયથીજ હોંશીઆરી ને કાળજી રાખવી જોઇએ કેમકે તે વખતે માતાના મનની જેવી ગતિ અને મતિ રહે છે તેની અસર તેનાં બાળકો ઉપર થયા વગર રહેતી નથી, બાળક જન્મ્યા પછી માતાએ વધુ સાવચેતિ રાખવાની જરૂર છે, કારણ કે તે વખતથીજ બાળકોના રક્ષણનો પ્રારંભ થાય છે. માતાએ તે વખતથીજ સાવધાની રાખીને પોતાનાં બાળકોની દેખરેખ રાખી તેમનું રક્ષણ કરવું જોઇએ. તે વખતથીજ તેમણે ખૂબ સાવધાનીથી ચાલવું જોઇએ જેથી તેનું ચરિત્ર કોઈ દોષથી દૂષિત થઈ જવા ન પામે કે કોઈ સ્વાભાવિક ભાવથી તેની મતિ કે ગતિ વિકૃત થવા ન પામે. ધાવણું બાળક શું શીખી શકે કે તેનામાં શિક્ષણ ગ્રહણ કરવાની શક્તિ ક્યાંથી હોય, એમ વિચાર કરી એકાળજી ન રાખવી

એક સ્ત્રીએ એક વિદ્વાનને પૂછ્યું કે મહારાજ, મારા પુત્રની ઉમ્મર ચાર વર્ષની છે, તેને હવે કેટલા વર્ષની ઉમ્મરે શિક્ષણ આપવાનો પ્રારંભ કરૂં ? તેના જવાબમાં તે વિદ્વાને હસીને કહ્યું કેઃ—" જો

તમે તેને હજુ સુધી શિક્ષણ આપવાનો આરંભ ન કર્યો હોય તો તેમાં તમે મોટી ભૂલ કરી છે, બાળકનો જન્મ થતા પહેલાંથીજ તેને શિક્ષણ આપવાનો આરંભ કરી દેવો જોઇએ. નહિ તો બાળક ભવિષ્યમાં વિદ્વાન્, પોતાના કર્ત્તવ્યને સમજનાર અને ક્ષમાશીલ થઇ શકતું નથી. બ્હેનો, માતાએ તો બાળકનો જન્મ થતા પહેલાંજ સુશિક્ષિત થવું જોઈએ કેમકે બાળકો નાનપણમાંથી માતાની પાસેથી જે શિક્ષણ મેળવે છે, તેને જન્મ સુધી તેનું ફળ ભોગવવું પડે છે. જેથી બાળકોના ભવિષ્યના સુખને માટે દરેક માતાએ સુશિક્ષિતા અને ઉત્તમ ચરિત્રશીલ થવું એ ઘણું જરૂરી છે.

જન્મકાળથીજ બાળકોને તેની માતાએ તેને શિક્ષણ આપવાનું શરૂ કરી દેવું જોઇએ. બાળકોને રડતાં છાનાં રાખવાં કે તોફાન કે આડઇ કરતાં હોય તો તે વખતે તેને 'બાવો' આવ્યો, 'વાઘ' આવ્યો, 'હઉ' આવ્યું, આવું કહી ભય બતાવવો એ અયોગ્ય છે. કારણ કે તેથી બાળક ડરકણ બની જાય છે અને ભવિષ્યમાં તેના ઉત્સાહનું મૂળ કપાઇ જાય છે અને કોઈ પણ કામ કરતાં ભયની શંકા કરે છે. કેટલીક સ્ત્રીઓ બાળકોને નાનપણથી જુંઠી વાતો કહીને તેમને અસત્યતા અને છળ પ્રપંચ શીખવાડે છે બાળકો નાનપણમાં જ્યારે કોઈ વસ્તુની હઠ કરી રડે છે ત્યારે તેને જુઠી લાલચો આપી ખેતરે છે જેથી બાળક પણ જુઠું બોલી ખેતરતાં શીખે છે, બાળકોને નાનપણથી જુઠું બોલવાનું શિક્ષણ આપવું એ મૂર્ખતાનું કામ છે. નાનપણમાં તેના કોમળ હૃદય ઉપર એવી ખરાબ નીતિના સંસ્કાર પડવાથી તેને તે પ્રમાણે વર્ત્તવાની ટેવ પડી જાય છે અને તે જીવતાં સુધી જતી નથી.

બ્હેનો, બાળકોને નાનપણથીજ કયું કામ સારૂં છે, કયું કામ કરવું જોઇએ, કયું કામ અયોગ્ય છે અને કયું કામ કરવું ન જોઇએ

તેનું શિક્ષણ આપવું જોઇએ. કદી તે ભૂલે ચૂકે કોઈ અનુચિત કામ કરે તો તેને સ્નેહપૂર્વક તે કામ ન કરવા ઠપકો દઈ સમજાવવું જોઇએ હજારો પ્રકારનું નુકશાન થાય તેની ચિંતા નહી, પણ તમારે તેના કોઈ ખરાબ કામને આશ્રય ન આપવો.

ઘણાં માબાપો પોતાની પ્રસન્નતા ખાતર નાનાં બાળકોને ગાળો દેતાં કે ખરાબ બોલતાં શીખવાડે છે. કેટલીક સ્ત્રીઓ મારતાં પણ શીખવાડે છે. મા કહે કે બાપને ગાળ ભાંડ, બાપ કહે કે આ સોટી તારી માને માર, આવું શિક્ષણ આપવું અયોગ્ય અને બાળકોનું ભવિષ્ય બગાડનારૂં છે આથી બાળકો બગડી જાય છે અને મોટાં થતાં જેને મન ચાહે તેને ગાળો ભાંડવા શીખે છે. કેટલાક માબાપો કાલપણમાં પોતાનાં બાળકોને ગાળો ભાંડતાં જોઇ ખુશી થાય છે કદાચ કોઇ મોટા માણુસને તે ગાળ ભાંડે કે સોટી મારે તો તેનાં માબાપ તે વખતે તે વાતને હસ્યામાં ઉડાવી દેઇ કહે છે કે, છોકરૂં છે, કાંઇ સમજે છે ? તેનામાં કંઈ બુદ્ધિ છે ? આવી રીતે માબાપની બેદરકારીથી બાળકોને ખરાબ ટેવ પડી જાય છે.

બાળકો પ્રતિ નાનપણમાં બેદરકારી રાખવાથી અને કદાચ કોઇ અવગુણ તેનામાં હોય તો તે છોડાવવાની બેકાળજી રાખવાથી, કે યોગ્ય શીખામણ આપતાં તેનો તે ત્યાગ ન કરે તો મારનો ભય ન દેખાડવાથી, તે ભવિષ્યમાં એવાં દુરાચારી થઇ જાય છે કે પછી તે કોઇની સાથે નમ્ર થઇને ચાલતાં નથી અને જેમ મનમાં આવે તેમ કર્યા કરે છે, ઘણે જોઇશું તો છોકરાં છોકરાંની લડાઇમાં તેનાં માબાપોમાં લડાઇ સળગે છે પરંતુ તેવાં માબાપો પોતાનાં બાળકોના દોષને જોતાં નથી પણ પાછળથી એવી ખરાબ ટેવોથી બાળકોના સર્વ નાશનું કારણરૂપ બને છે. છોકરાં છોકરાંની લડાઈમાં તેના મા-

બાપોએ એક બીજા સાથે ન લડતાં પોતપોતાનાં છોકરાંને ફરી ન લડે તેને માટે ઠપકો આપવો અને મારનો ભય બતાવી તેમને શીખામણુ આપવી એ ઉત્તમ છે.

માબાપે ખાસ કાળજી રાખવી જોઇએ કે પોતાનાં સુકુમાર બુદ્ધિનાં બાળકોના મનમાં કોઈ ખરાબ વાત ન પ્રવેશી જાય. માતાએ બાળકોને સારાં કાર્ય કરવામાં તેના ઉત્સાહને વધારવો. ઘણાં નીતિ વાક્યો તેને મોંઢે યાદ રખાવી શિષ્ટાચાર અને સત્ય બોલવાનો ઉપદેશ આપવો. તેમણે આવી રીતે વિનય, નમ્રતા, મોટપણુ અને આમોદપ્રમોદમાં રોજ ઉપયોગમાં આવે તેવી વાતોથી તેને આનંદ સાથે જ્ઞાન આપવું જોઇએ. પોતાનાં બાળકોને જે શિક્ષણ આપવું તે પ્રેમથી આપવું. તેના ઉપર એટલો બધો પ્રેમ રાખવો કે તેના મનમાં એમ થાય કે જો કોઇ અયોગ્ય કામ કરીશ તો મારી માનો પ્રેમ ઓછો થઇ જશે. પોતાના બાળકો ઉપર એવી દેખરેખ અને ભય રાખવો જોઇએ કે, જેથી તેનું પ્રેમ અને સ્નેહથી લાલનપાલન થઈ હંમેશાં સુમાર્ગ ઉપર ચાલે. બાળકોને નાનપણુમાં મોંઢે ચઢાવ્યાથી, અને તેમના અવગુણોને હસી કાઢવાથી તેમજ યોગ્ય ભય ન બતાવવાથી એવાં ઉપદ્રવી અને ઉદ્ધમી થઈ જાય છે કે પછી તેવાં બાળકોને કોઇ ચ્હાતુ નથી અને તેના ઉપર પ્રેમ પણુ રાખતું નથી. ઉપદ્રવી અને ઉદ્ધમાતખોર બાળકો ગમે તેને ગાળો ભાંડે છે, ગમે તેને સોટીઓ મારે છે, અને તેનાં માબાપ ઉભાં ઉભાં તે જોઈ હસે છે; પરંતુ તેને જરાપણુ તેથી અટકાવતાં નથી કે ભયથી દબાવતાં નથી. તે છોકરાંનાં આવાં કામોને રમત સમજે છે, અને તેના આ કાર્યને ખરાબ માનતાં નથી. આવાં બાળકો મોટાં થતાં ઘણુાંજ ઉધમાત કરનારાં થાય છે અને સર્વ માણુસોની સાથે સહેજમાં શત્રુતા

કરનારાં હોય છે. યથાર્થમાં માતાપિતાના આ દોષથીજ બાળકો આ પ્રકારે બગડી જાય છે. જો તેમના ઉપર માબાપનો નાનપણથીજ દાબ રહે તો તે બગડતાં નથી. મૂર્ખ માબાપો સમજતાં નથી કે ખરાબ સંતાનોથી કેવું અનિષ્ટ થઈ જાય છે. બ્હેનો, તમારે તો તમારાં બાળકો ઉપર બરોબર કાળજી રાખી આગ્રહથી તમારાં બાળકોને સદ્‌ગુણી બનાવવાં અને સપૂતની માતા બનવું. સપૂત કુળના ભૂષણરૂપ અને કપૂત કુળના કલંકરૂપ છે.

બ્હેનો, જો વંશની માન મર્યાદા અને આબરૂ વધારવાની ઇચ્છા હોય, સપૂતવડે સમાજમાં મોટાઈ મેળવવી હોય, તો તમારે જાતે સાધ્વી, અને ઉત્તમ ચરિત્રવંતી બનીને બાળકોને ભવિષ્યમાં સુખી થાય તેવાં સદ્‌ગુણી બનાવવાં. તેમને સત્યપ્રિય, ન્યાયી, અને ઉત્સાહી બનાવવાનો પ્રયત્ન કરવો. એમ ન સમજવું કે તેમને ખરાબ કામોથી દૂર રાખવાથીજ તે ચરિત્રવાન થઇ જશે, કે ચરિત્રવાન થઇને મનુષ્યની મહાન પદ્દિને મેળવી શકશે. તમારે બાળકોનું ચરિત્ર ઉન્નત કરવાને અને તેના મનમાં જ્ઞાનનાં બીજ વાવવાને માટે જેવી અગત્ય છે તેવી જ તેને ઉત્તમ કાર્યમાં ઉત્સાહી બનાવવાની પણ જરૂર છે. બીજાના દુઃખ વખતે દયા કરવી, નિઃસ્વાર્થપણે પરોપકાર કરવો, દયાળુતા, સરળતા વિગેરે સદ્‌ગુણોનું બાળકોને શિક્ષણ આપવું એ ઘણુંજ જરૂરનું છે.

બાળકો ઉછેરવાં એ કાંઈ રમત વાત નથી. નાનપણમાં આપણા શિક્ષણ ઉપર તો તેના ભવિષ્યના હિતાહિતનો સઘળો આધાર છે. એથી દરેક સ્ત્રીએ પોતાનાં બાળકોને નાનપણથીજ સારાં કેળવવા માટે સાવધાની રાખવી જોઇએ. ઘણી સ્ત્રીઓ પુત્રપુત્રીઓને કાંઇક અનુચિત કામ કરવાથી માર મારે છે, અને મારથી તે બાળકો એવાં

નઠોર થઈ જાય છે કે પછી તે મારનો પણ ડર ન રાખતાં ઘણી-વાર એવાં અનુચિત કામ કરે છે. બાળકોને ભય દેખાડવો ખરો, પણ તેથી એમ ન સમજવું કે તેમને નિર્દય થઈને ખૂબ મારઝૂડ કરવી. શું માર્યાઝૂડ્યા વગર ઠપકો કે ભય બતાવી શકાતો નથી ! ખરાબ કામ કરે તો તેનો તિરસ્કાર કરી, યોગ્ય ભય બતાવી, ફરી તેવું કામ ન કરવા શીખામણ આપવી જોઈએ. તેમજ તેનાં સારાં કામ માટે સંતુષ્ટ થઈ તેની પ્રશંસા કરવી જોઈએ, પણ તેવી પ્રશંસા કે વખા-ણથી તે અહંકારી થઈ જાય નહિ તેની સાવચેતી રાખવી. બાળકોને બહુ ભય બતાવવો કે તેનાં બહુ વખાણ કરી મોઢે ચઢાવવાં એ યોગ્ય નથી.

બ્હેનો, આપણ સ્ત્રીઓ ઉપર બાળકોને ઉછેરવાની અને તેમનું પાલન કરી ઉત્તમ શિક્ષણ આપવાની મોટામાં મોટી જવાબદારી છે. સ્ત્રીઓએ પોતાનાં બાળકોને ઉત્તમ શિક્ષણ આપીને જેવાં જોઈએ તેવાં ઉત્તમ ચરિત્રવાળાં, કાર્યદક્ષ, અને સજ્જન બનાવવાં જોઈએ. માબાપને પોતાના મનમાં પોતાનાં યોગ્ય સુશિક્ષિત બાળકોને જોઈ એક અપૂર્વ આનં-દની લ્હેર ઉઠે છે. કેમકે બુદ્ધિમાન અને ચરિત્રવાન્ બાળકોદ્વારાજ વંશનું નામ ઉજ્વળ અને માતાપિતાનું ગૌરવ વધે છે. એથી તમારે તમારાં બાળકોને નિરોગી, સુશીલ અને સદ્‌ગુણી બનાવવાનો યત્ન કરવો જોઈએ. માતાપિતાએ આ કામમાં બેપરવાઈ અને ઉદાસી-નતા બતાવવી એ યોગ્ય નથી. જે સ્ત્રીઓ પોતાના બાળકોને ઉત્તમ શિક્ષણ આપવામાં અને તેમને સદાચારી બનાવવાને માટે બેદરકારી કે આળસ રાખે છે તે કુપુત્રની માતા થઈને લોકનિંદા અને અનેક પ્રકારનાં દુઃખને ભોગવે છે, તેમાં કાંઈ સંદેહ નથી. માટે દરેક સ્ત્રીએ પોતાની આ મોટામાં મોટી જવાબદારીને સમજવી અને

દરેક બ્હેનોએ તે પ્રમાણે વર્ત્તી પોતાનાં બાળકોને નાનપણમાં-થીજ સુશિક્ષિત બનાવવા, સત્ય બોલવા, વિનય અને નમ્રવાણી બોલવા, સારૂં વર્તન કરવા અને દરેક ઉપર સ્નેહ રાખતાં શિખવા-ડવું તથા નાનાં નાનાં કામ કરવામાં પણ તેમના ઉત્સાહને વધારી ભવિષ્યમાં મહાન થઈ શકે તેવી કેળવણી આપવી જોઇએ. બાળકના એક પણ દુર્ગુણને આંખઆડા કાન કરી સહન કરવો નહિ, અને તેમને દુરાચારી થતાં કે ખોટી ટેવ પડતાં જરા પણ સહન કરી હસી કાઢવું નહિ, પણ તેવા ખોટા સંસ્કાર પડતાંજ તેને દૂર કરા-વવા યત્ન કરવો.

લ્યો બ્હેનો, હવે તમારાં બધાંની મરજી હોય તો બંધ કરીએ. કારણ મોડું થયું છે અને વળી તમને સર્વને સાંભળી કંટાળો પણ આવ્યો હશે."

એ સાંભળી મેં કહ્યું:—"બ્હેન, હા, હવે બંધ કરો, અમને કંટાળો તો નથી આવ્યો, પણ આપને શ્રમ ઘણો પડયો છે. વળી આજે જે સાંભળ્યું તેનુંજ મનન કરીશું તો કાંઈ ઓછું નથી. આપણે દરેક સ્ત્રીઓએ આ વિષય ખાસ મનન કરવા યોગ્ય છે. તે પ્રમાણે પોતાનાં બાળકોને કેળવણી આપવાથીજ આપણી પ્રજા સુધરી શકે છે. પ્રજાની ઉન્નતિ થવામાં સ્ત્રીઓજ કારણરૂપ છે એમ જે કહ્યું છે તે ખોટું નથી. લ્યો ત્યારે હવે રજા હોય તો ઉઠીએ." આ પછી સર્વ ઉઠી પોતપોતાને ઘેર ગયાં.



# પ્રકરણ ૨૩ મું.

## ગૃહિણિપદ—તેનું મુખ્ય કર્ત્તવ્ય—ઘરકામ અને તેમાં રાખવી જોઇતી કાળજી.




જે દિવસે અમે સર્વે શારદા બ્હેનને ત્યાં ગયાં તો ત્યાં સર્વે ભરાઇ બેઠાં હતાં. અમારા ગયા પછી મેં કહ્યું, શારદા બ્હેન—આજે તો અમારૂં જે ઘરકામ કરવાનું મુખ્ય કામ છે તે વિષે કંઇ શીખવો તો સારૂં."

શારદા—"ખરી વાત છે બ્હેન, સ્ત્રીઓ ગમે તેટલી હોંશીયાર હોય છતાં પણ જો તેને પોતાના ઘરનું કામકાજ આવડતું નથી હોતું તો તે સર્વ ભણેલું મિથ્યા છે. આજે હું તે વિષય ઉપરજ કંઇક કહીશ.

બ્હેનો, પુરુષોનું કામ બહાર ધંધો રોજગાર કરી, પૈસા કમાવાનું છે. પુરુષ તો કમાઇ ઘરમાં લાવી આપે, પણ તેની વ્યવસ્થા કરવાનું કામ આપણું છે. સ્ત્રી એ ઘરની લક્ષ્મી છે. ગૃહલક્ષ્મી વગર ઘરનું કામ કદી પણ દીપી નીકળતું નથી. ગૃહસ્થાશ્રમમાં જેટલું સુખ અને શાંતિ છે તે સર્વ ગૃહલક્ષ્મીના સદ્ગુણોના ફળરૂપ છે. ઘરના કામથી પુરુષો હંમેશાં અજાણ રહે છે જેથી તે ઘરનાં સઘળાં કામ કરવાનો ભાર સ્ત્રીઓ ઉપર મૂકી દે છે, અને તેથી તે ઘરના કામ બાબત કદી પણ સ્ત્રીને અડચણ કરી શકતા નથી. સ્ત્રીઓના ઉપરજ જ્યારે ઘરના સર્વ કામકાજનો અને હિતાહિતનો આધાર છે ત્યારે તેમણે પોતાના ઘરના કામોની પૂરેપૂરી સંભાળ રાખવી એ ખાસ જરૂરી છે. ઉમ્મરમાં મોટી, બુદ્ધિશાળી, ઉત્તમ ચારિત્ર્યવાળી, ઘરકામકાજમાં ચતુર, ગંભીર અને ઠરેલ પ્રકૃતિની સ્ત્રી ગૃહિણી નામને

યોગ્ય છે, જે સ્ત્રીઓ પોતાનાજ સુખ અને સ્વાર્થની તરફ ધ્યાન આપે છે, અને બીજાને સુખી કરીને પોતે સુખી થવાનું જાણતી નથી, જે બીજાના સુખ અને અનુકુળતાને માટે પોતાની થોડીઘણી હાનિને સહન કરી શકતી નથી તે સ્ત્રીઓ ગૃહિણીના પદને યોગ્ય નથી. આવી સ્ત્રીઓથી કુટુંમ્બિયોના સુખમાં વૃદ્ધિ થતી નથી પણ ઉલ્ટુ સુખ ઘટી જાય છે. જે સ્ત્રીઓ બીજાને સુખી કરીને પોતે સુખી થવાને ઇચ્છે છે, જે બીજાને ખવરાવીને પછી પોતે ખાય છે, જે બીજાના સુખ અને સુવ્યવસ્થાને માટે પોતાના સુખ અને અનુકુળતાનો ભોગ આપે છે તેવી સ્ત્રીઓજ ગૃહિણી પદને દીપાવી પોતાના કુટુંબિયોને સુખ અને શાંતિ આપી શકે છે. જેથી ગૃહિણીએ તો નિઃસ્વાર્થી થવું જોઇએ. પોતાના સ્વાર્થનું પોતાના કુટુંબિયોના સ્વાર્થમાં વિસર્જન કરવું એ જરૂરનું છે.

ગૃહિણીનું કર્ત્તવ્ય ઘણુંજ જોખમનું છે, ઘરની સઘળી જવાબદારી તેના ઉપર છે. ગૃહિણી જો ઘરકામકાજમાં ચતુર ન હોય તો તેને ઘણી હાનિ વેઠવી પડે છે. સ્ત્રીનામાં ઘરની વ્યવસ્થાને માટે જે ગુણોને રહેવાની જરૂર છે તે ગુણો તેમાં ન હોય તો ઘર સ્મશાન જેવું બની જાય છે. સ્ત્રીઓમાં દયા, ક્ષમા, કર્ત્તવ્યજ્ઞાન, સરળતા, સત્યનિષ્ટતા, બીજાના દુઃખમાં ભાગ લેવાની ઇચ્છા, વિગેરે ગુણો જરૂર હોવાજ જોઇએ. સ્ત્રીએ કોઇ પણ વખતે કોઇ અયોગ્ય કામને કરવું ન જોઇએ. કદાચ કોઇ કામ ભૂલથી થઇ જાય તો તે કામ કરવાને માટે ખેદ પ્રકટ કરી ફરી તેવું કામ ન થઇ જાય તેને માટે સાવચેત રહેવું જોઇએ. ગૃહિણીએ સંકટ વખતે પોતાનું રક્ષણ કરવાનું સામર્થ્ય મેળવવું જોઇએ; કેમકે, આખા ઘરના રક્ષણનું અને વ્યવસ્થા કરવાનું જેનું કામ છે તે જો પોતે પોતાનું રક્ષણ ન કરી શકે તો પછી બીજાનું રક્ષણ શી રીતે કરી શકવાની ? તેમજ જે ગૃહિણી પોતાને ખરાબ કાર્યોથી ન બચાવી શકે, તે બીજાને તેવાં

અયોગ્ય કામો કરતાં શી રીતે રોકી શકે ? જેથી દરેક સ્ત્રીએ કે જે ગૃહિણીપદને દીપાવવાનું હોય છે તેનું રક્ષણ કરવું અને પોતાના ચિત્તને વશમાં રાખવું. એ બે ગુણો તો સ્ત્રીઓમાં હોવાજ જોઇએ.

ગૃહિણીનાં કાર્મ અનેક હોય છે તેમાં ઘરની વ્યવસ્થા સારી રીતે કરવી તે, અને થોડા ખર્ચમાં સારી રીતે ગૃહસ્થાશ્રમ નિભાવવો આ બે ગુણો મુખ્ય કરીને તેનામાં હોવા જ જોઇએ. દરેક સ્ત્રીએ જેટલી આવક હોય તે અનુસારજ ખર્ચ કરવું અને દર મહિને આવકમાંથી થોડો ઘણો પણ ઉગારો થાય તેવું કરવું. એમ કરી ધન સંચય કરવાથીજ વૃદ્ધાવસ્થામાં દુઃખ પડતું નથી. ઘણે ભાગે જોઇશું તો કેટલાંક માણસો પોતાની જુવાન વયમાં અને જાહોજલાલી વખતે મિથ્યા ખર્ચ કરી, અને આવક કરતાં ફુલાઇ જઇને વધુ નાણાં ઉડાવવાથી થોડાજ દિવસોમાં પાયમાલ થઈ જાય છે. ગૃહસ્થાશ્રમમાં અનેક પ્રકારનાં મિથ્યા મોજ-શોખનાં કે મોટાઈનાં ખર્ચ હોય છે. તેમાં કેટલાંક સ્ત્રી પુરુષોને એવી ટેવજ પડી ગઇ હોય છે કે ખર્ચમાંથી ઓછું ન કરવાથી પોતાની આબરૂને ધોકો લાગશે એમ માની ખર્ચ ઓછું કરતાં નથી. કેટલાંક મિથ્યા ખર્ચ, દેખાદેખી, અને કોઈ સારાં કહે તે માટે કરવામાં આવે છે. જેમને એવાં ખર્ચ નાનપણથી કરવાની ટેવ પડી ગઇ હોય છે તેમને પછી મોટાં થતાં તે ટેવ જતી નથી. જુવાનીમાં જ્યાં સુધી પતિ બે પૈસા કમાનાર હોય છે ત્યાં સુધી તો તેમને તે ભારે પડતું નથી પણ પાછળથી ઘણું વીતે છે.

જો સ્ત્રીઓ સાવધાન રહે અને બુદ્ધિયુક્ત કરવા જેવાંજ ખર્ચ કરે અને જરૂરવગરનાં મિથ્યા ખર્ચ કમી કરવા યત્ન કરે, તો ઘણો ખર્ચ બચી જાય તેમ છે. રોજ ઘરમાં શું ખર્ચ થાય છે, કઇ વસ્તુને માટે વધુ ખર્ચ થાય છે. શામાં મિથ્યા ખર્ચ થાય છે. કઇ વસ્તુની ખાસ જરૂર છે, કઇ વસ્તુ ન હોય તો ચાલે તેમ છે, ઘરની કઇ કઇ

વસ્તુઓ આપણી બેદરકારીથી બગડી જાય છે. કઇ કઈ ખાવા પીવાની વસ્તુઓમાં ઓછો ખર્ચ કરવાથી યા તો એક બે દિવસ પછી ખર્ચ કરવાથી ચાલે તેમ છે એ સર્વ બાબતોનું ઘરની વ્યવસ્થાપક ગૃહિણીને જ્ઞાન હોવું જોઇએ.

કેટલીક વસ્તુઓ એવી હોય છે કે દરેક વખતે તેની જરૂર પ-ડતી નથી, પરંતુ કદી કદી અચાનક અડધીરાતે તેની જરૂર પડી જાય છે. એવી વસ્તુઓનો સંગ્રહ કરી રાખવાની ખાસ જરૂર હોય છે. એમ કરવાથી જ્યારે તેની જરૂર પડે છે ત્યારે તકલીફ પડતી નથી અને તે વસ્તુઓ તુરત મળી શકે છે. કેટલીક વસ્તુઓ જરૂર વખતે વધુ મૂલ્ય ખર્ચવા છતાં પણ મેળવવાને માટે ઘણી અડચણ પડે છે. કઈ વસ્તુનો કેટલો ઉપયોગ થાય છે. કઇ વસ્તુ અસાવધાનીથી પડી રહી છે, કઇ વસ્તુ ક્યાં મૂકવાની જરૂર છે. જે વસ્તુની રાતદિવસ જરૂર હોય તેવી વસ્તુઓ ક્યાં મૂકવી કે જ્યારે જોઇએ ત્યારે શોધ-વામાં વખત ન જતાં ઝટ હાથ આવે, જે વસ્તુનો કોઇક વખત ઉ-પયોગ થતો હોય તે ક્યાં મૂકવી, વિગેરેને માટે ગૃહિણીએ ખાસ કાળજી રાખવી જોઇએ. ઘર કામકાજ વ્યવસ્થાસર કરવાની ખાસ જરૂર છે. વ્યવસ્થાસર અને નિયમસર કોઇ પણ કામ કરવાથી તે ઝટ અને થોડા સમયમાં સિદ્ધ થઇ જાય છે. અવ્યવસ્થા રાખવાથી અનેક વિઘ્ન અને અડચણો પડે છે. કોઇ પણ કામ હોય તે વ્યવસ્થા વગર ઉત્તમ રીતે થઈ શકતું નથી. જે વસ્તુને જ્યાં મુકવાથી જોઇએ ત્યારે જડી શકે તેમ હોય તે વસ્તુને ત્યાં મૂકવી જોઇએ. ઘરની ચી-જોને આડી અવળી ગમે ત્યાં નાંખી મૂકવાથી જ્યારે તેની જરૂર પડે છે ત્યારે તેને શોધવા માટે હેરાન થવું પડે છે અને ક્યાં મૂકી છે તેનું ભાન ન હોવાથી તેને શોધી કાઢવામાં ઘણો વખત ગુમાવી દેવો પડે છે. છતાં પણ તેની જ્યારે ખાસ જરૂર હોય છે ત્યારે તે જડતી નથી, તો ઘણીજ હેરાનગતિ અને નુકશાનને સહન કરવું

પડે છે. એથી સર્વ કામોને માટે યોગ્ય વ્યવસ્થા અને નિયમ રાખવો એ ઘણું જરૂરનું છે. ઘરની દરેક વસ્તુ—અનાજ, વાસણ, બીજી અનેક ઉપયોગી વસ્તુઓ. કપડાં વિગેરે બરોબર વ્યવસ્થિત અને જ્યારે જોઇએ ત્યારે ઝટ મળી શકે તેવી રીતે ગોઠવીને મૂકવી જોઇએ. ઘરની ગૃહિણીએ એ સર્વ વાતોને માટે સારી રીતે દેખરેખ રાખવી જોઇએ. નહિ તો ઘરમાં અનેક પ્રકારનું નુકસાન થાય છે.

ઘરના સર્વ સારા ખોટાનો આધાર ગૃહિણીની ઉપર છે. ઘરની વ્યવસ્થા રાખનારી સ્ત્રી અને ભરદરીયામાં વ્હાણ ચલાવનાર નાવિક એ બંનેના ઉપર સરખું જોખમ છે. નાવિક જો બુદ્ધિમાન, અને ચતુર હોય છે તો તે મોટાં મોટાં તોફાનોમાં પણ નાવને સારી રીતે બચાવી શકે છે. એ રીતે જો ગૃહિણી ઘર ચલાવવામાં ચતુર હોય છે તો ઘર નષ્ટ થવા પામતું નથી. જેવી રીતે નાવિક વ્હાણની કાળજી ન રાખે તો તેને ડૂબતાં વાર લાગતી નથી તેવીજ રીતે જો ગૃહિણી ઘરના સર્વ કામકાજની ઉપર બરોબર નજર રાખતી નથી તો ઘરનું સત્યાનાશ વળી જાય છે. સ્ત્રીએ ઘરનું કામકાજ બરોબર રીતે કરવું. ઉપરાંત ઘરનું દરેક માણસ પોતપોતાનું કામ બરાબર રીતે કરે છે કે કેમ ! તેની સાવચેતી રાખવી જોઇએ. રસોડાની વ્યવસ્થા તો તેણે જાતેજ કરવી. બજારમાંથી જે જે વસ્તુઓ આવે તેને ગૃહિણીએ જાતે જોવી જોઇએ અને તેનો હિસાબ રાખવો જોઇએ. જે વસ્તુઓના ખાવા પીવાથી બાળકોને કે ઘરમાં બીજાં માણસોને વિકાર થવાનો સંભવ હોય તેવી વસ્તુઓને ઘરમાં લાવવા ન દેવી. કેટલાક લોકો ખાવા પીવાની વસ્તુઓ સોંઘી અને સસ્તી ખરીદે છે, આવી સસ્તી વસ્તુઓ સડેલી કે ખરાબ હોય છે. એવી વસ્તુઓ ખરીદવાથી જો કે પૈસાનો થોડો ઘણો બચાવ તો થાય છે, પરંતુ પાછળથી જો તેવી સડેલી વસ્તુઓ ખાવાથી ઘરનું કોઇ માણસ માંદુ પડી જાય છે તો તેને સાજા કરવાને માટે સેંકડો રૂપિયા ખર્ચ કરવા પડે

છે જેથી ખાવા પીવાની વસ્તુઓ સ્વચ્છ રાખવાને માટે ગૃહિણીએ પૂરેપૂરૂં ધ્યાન આપવું જોઇએ.

ઘરમાં જો કોઇ માંદું પડે તો તેની સેવા ચાકરી કરવાને અને તેની દવાદારૂ કરી તેને સાજા કરવા માટે ગૃહિણીએ યોગ્ય કાળજી રાખવી. વૈદ્ય રોગીને માટે જે પ્રકારનું ખાવાપીવાનું કહે, જે ન ખાવાનું કહે, તે સર્વની તેણે કાળજી રાખી ખવાય તેવી વસ્તુઓજ તેને આપવી. ઘરની બીજી સ્ત્રીઓને આ કામ કરવાનું સોંપી પોતે ખસી જવું નહિ.

કેટલીક સ્ત્રીઓ નાનાં કામની દેખરેખ રાખતી નથી. તે કહે છે કે તેના ઉપર હું શું દેખરેખ રાખું ? એવી સુરતી રાખવી એ અ-યોગ્ય છે. ઘરની ગૃહિણીએ તો ઘરના દરેક કામકાજ નજર ઉપર રાખવી જોઇએ નહિ. તો, એક નાનામાં નાનું કામ બગડતા પણ ઘણીવાર મહાન વિપત્તિઓ આવી પડે છે.

ગૃહિણી કે જેનાઉપર આખા ઘરનો ભાર હોય છે તેણે પોતાનો સ્વભાવ શાંત અને ગંભીર રાખવો. જો તે ઉચ્છૃંખલ, ચપલ અને ચંચળતાવાળા સ્વભાવની હોય છે તો તેનું કહ્યું કોઈ માનતું નથી, એથી ઘરના કામકાજમાં ઘણી ગડબડ થઇ જાય છે એથી ઘરની મુખ્ય સ્ત્રીએ તો પોતાના સન્માન અને મોટપણનો વિચાર કરીને ઘરનાં નાનાં મોટાં માણસોની સાથે એવી રીતે વર્ત્તવું કે જેથી ઘરના સર્વ લોકો તેનો ભય માને અને તેનું માન પણ રાખે. કેટલીક સ્ત્રીઓ જો પોતાને ત્યાં નોકરો હોય તો તેની કંઇક કસુર જણાતાં તેને ગાળો ભાંડે છે. પણ તેમ ન કરવું. તેને ગાળ ન ભાંડતાં મીઠી વાણીથી તેને ઠપકો આપવો એ સારૂં છે. તેને તો શીખામણ આપી ફરી તેવું કામ ન થાય તેને માટે તાકીદ આપવી જોઇએ. નોકરો સાથે બહુ કચકચાટ કરવાથી આપણો ભારબોજ રહેતો નથી.

ગૃહિણીનું એક મુખ્ય કર્ત્તવ્ય છે કે તેણે પોતાની પુત્રીઓનાં

કોમળ હૃદયો ઉપર નાનપણથીજ ઉત્તમ સંસ્કારો પાડી તેના મનમાં ઉચ્ચ આદર્શોના ચિત્રો અંકિત કરવાં જોઇએ. નાનપણમાંથી જ તેના ઉપર ઉત્તમ પ્રભાવ પાડવાથી આગળ જતાં તે સારા માર્ગે ચાલે છે અને પછી તેને બગડવાનો ભય રહેતો નથી. એથી ગૃહિણીએ તેને નાનપણમાંથીજ યોગ્ય શિક્ષણ આપવાને માટે યોગ્ય કાળજી રાખવી જોઇએ. તેણે તેમને હંમેશાં ખરાબ કામમાંથી બચાવવા અને સારાં કામ તરફ વાળવા યત્ન કરવો જોઇયે. ઘરનાં મોટી ઉમ્મરનાં સ્ત્રી-પુરુષો જો કાંઇ ગુપ્ત વાતો કરતાં હોય તો ત્યાં છોકરાંને ન જવા દેવાં જોઇએ.

ગૃહિણીનું કર્ત્તવ્ય ઘણુંજ મહાન છે. તેને સારી રીતે પાલન કરવામાં ઘણીજ ચતુરાઇની જરૂર છે. ગૃહિણીમાં ધીરજ અને સહન શીલતાનો ગુણ હોવો એ ખાસ જરૂરનું છે. ગૃહિણી બાળકોની એક માત્ર સ્નેહમયી માતા અને શિક્ષણ આપનારી છે. અને ઘરની વહુ, દાસદાસીઓ વિગેરેની સ્વામિની છે. તેણે તે સર્વના ઉપર સમાન સ્નેહ, મમતા, આદર અને વાત્સલ્ય રાખવું જોઇએ. કુંટુંબના કોઇ માણસનું ચારિત્ર્ય ઉત્તમ ન હોય તો તેને સુધારવા માટે ગૃહિણી-એ તેને ઉપદેશ આપવો. માત્ર ઉપદેશ આપીનેજ બેસી ન રહેવું જોઇએ પણ ભૂંડાને ભલો બનાવવા ચૂકવું નહિ.

બ્હેનો, ગૃહિણી થવું સ્હેલું છે પણ તેની જવાબદારી મહાન છે. ગૃહિણી થતા પહેલાં પોતાની જવાબદારી અને ફરજ સમજવી જોઇએ. ઘરનો બધો આધાર સ્ત્રી ઉપર છે. જો ગૃહિણી ઉત્તમ હોય છે તો પતિની કમાઇ દીપી નીકળે છે, ઘરની વ્યવસ્થા ઉત્તમ રીતે ચાલે છે, એ પૈસાનો બચાવ થાય છે, ઘર સ્વચ્છ અને વ્યવસ્થા-સર રહી શકે છે, ઘરમાં આવતાં જ પતિને સંતોષ અને આનંદ થાય છે, બાળકો કેળવાયલાં, શાંત અને આનંદી થાય છે, અને પતિને ઘરની કશીપણ કાળજી રાખવી પડતી નથી. માટે તમારે તમારી

જવાબદારી સમજી તમારા ઘરને સ્વર્ગ જેવું સુખના સ્થાનરૂપ બનાવો અને ઘરનાં સર્વ માણસોને સુશિક્ષિત કરી આનંદ આપો અને લ્યો.

બ્હેનો, હવે બંધ કરવા વિચાર છે. આજે કહ્યા પ્રમાણે તમે સર્વ વર્ત્તવા થોડો ઘણો પણ યત્ન કરશો તો હું ખુશી થઇશ."

આ પછી સર્વે ઉઠી પોતપોતાને ઘેર ગયાં અને હું પણ મારે ઘેર ગઈ.

---

# પ્રકરણ ૨૪ મું.

## ગર્ભવતી સ્ત્રીનું કર્ત્તવ્ય અને ધાવણા બાળકનું લાલન પાલન.

---

બ્હેનો, મારા સુરતમાં આવ્યા પછી આમ રોજ ગમ્મત અને આનંદમાં દિવસો જવા માંડ્યા. બેચારવર્ષ થતાં ઇશ્વર કૃપાએ મારા પતિને કાયમ મામલતદારની જગ્યા મળી એથી હવે અમને પગાર સારો મળતો જેથી ગરીબાઇની ચિંતા ઓછી થઇ. તેઓ સવારમાં ચઢેલું કામ ઘેર લાવતા અને બપોરે કચેરીમાં જતા. તેમને કામ એટલું બધું હતું કે તે નિરાંતે મારી સાથે બેસી વાતચિત પણ કરી શકતા નહોતા. નોકરી સારી મળતાં માન પ્રતિષ્ટામાં પણ વધારો થયો હતો. હું પણ હવે કાંઇક ઉમ્મરે આવી હતી. શારદા બ્હેનને ત્યાં તો સ્ત્રીઓને સુધારવાનું કારખાનું ચાલતુંજ હતું. તેમણે હવે ક્રમસર શિક્ષણ આપવા માંડયું હતું. હું તો રોજ ત્યાં જતીજ. હવે અમે નાની છોકરીઓનો પણ એક કલાસકાઢયો હતો. અને જેમ બને તેમ અમે અમારો તમામ સમય સ્ત્રીઓને સુશિક્ષિત બનાવવાના પ્રયત્નમાં ગાળવા માંડયો. મારા પતિની સાથે હવે પહેલાં કરતાં મારાં પણ માન આબરૂ વધ્યાં હતાં. જે તે સર્વ મારી સાથે વિવેકથી વર્ત્તતાં. હું આથી ફુલાઇ જઇ અહંકારી બની ન્હોતી પણ નાનાં મોટાં સર્વ સાથે વિવેક અને નમ્રતાથી વર્ત્તતી. પ્રથમ કરતાં મારો સ્વભાવ હવે

કાંઇક ગંભીર અને ઠરેલ બન્યો હતો. મારા વ્યવસાયને મારા પતિ તરફથી કશી પણ અડચણ આવતી નહિ.

એમ કરતાં ઇશ્વરકૃપાએ મને સારો દહાડો આવ્યો તેથી સર્વે સંબંધી અને સ્નેહીઓ ખુશી થવા લાગ્યાં. હું પણ મનમાં આનંદ માનતી પણ કંઇક શરમાતી. મારાપતિ મારીસાથે હંમેશાં સ્નેહથી વર્ત્તતા. કલેકટરના ચિટનીસ તરીકે પાંચેક વર્ષ કામ કર્યાં પછી મારા પતિની આ વખતે મામલતદાર તરીકે સુરતમાંજ નીમણુક થઇ હતી. હવે તે પ્રથમ કરતાં કાંઇક સ્વતંત્ર થયા હતા તેથી સવાર સાંજ ઘણો ટાઇમ તેમને મારી સાથે ગાળવાનો મળતો. તેમની સાથે વધુ સહવાસમાં રહી તેમની પાસેથી સારી સારી વાતો સાંભળવાની મને ઘણી ટેવ પડી હતી. તે પણ મને પ્રસન્ન રાખવા માટે તેમજ ભવિષ્યની ગૃહિણી બનાવવા માટે શિક્ષણ આપતા હતા. આ પ્રમાણે અમારો વ્યવહાર ઉત્તમપણે ચાલવા માંડયો. અને અમે એક ગરીબ કુટુંબમાંથી સ્વપ્રયત્ને અને ઇશ્વરકૃપાથી અમારો ઉદ્ધાર કર્યો.

સ્ત્રીનાં માનઆબરૂ સર્વ પતિના ઉપર આધાર રાખે છે. તેના પતિની સ્થિતિ અનુસાર તેનું ગૌરવ સચવાયં છે, તે અનુસાર હવે મારો પણ ભાવ વધ્યો હતો. વધારામાં અમારા મંડળમાં તો સર્વે મારી સાથે હેત રાખતાં જ હતાં, અને તેમાં આ પ્રમાણે મારા પતિનો દરજ્જો વધતાં સર્વે વધુ માનની નજરે જોતાં. આજે શારદા બ્હેને મને સંબોધી ગર્ભવંતી સ્ત્રીનાં કર્ત્તવ્યનો વિષય રાખ્યો હતો. સર્વની પણ તેજ સાંભળવાની ઇચ્છા હોવાથી તેમણે કહેવા માંડયું કે; "બ્હેનો, ગર્ભાવસ્થામાં કયા કયા નિયમોનું પાલન કરવું અને કેવી રીતે સાવધાની રાખવી એ સર્વ વાતોનું જ્ઞાન પ્રત્યેક સ્ત્રીને હોવું જ જોઇએ. ગર્ભાવસ્થા એ સ્ત્રીઓને માટે એક મહા સંકટનો સમય છે. ઘણા ખેદની વાત છે કે આ દેશની ઘણી સ્ત્રીઓને ગર્ભ વખતે કયા કયા નિયમોનું પાલન કરવું જોઇએ તેનું

બિલકુલ જ્ઞાન હોતું નથી. અને તે અજ્ઞાનતાથી ઘણું કરીને તેમને તે વખતે કષ્ટ ભોગવવું પડે છે. અને બાળકના સુખથી રહિત રહેવું પડે છે.

સ્ત્રીઓએ ગર્ભાવસ્થા વખતે સર્વ પ્રકારની સાવધાની રાખવી જોઇએ, તેમણે તે વખતે વધુ મહેનત કરવી, ઉપવાસ કરવા, ગરમ કે ભારે જમણ જમવું, દિવસે સુવું, રાત્રે ઉજાગરા કરવા, ચિંતા, શોક ભય અને દુઃખથી વ્યાકુળ થવું, ગાડી કે ગાડામાં બેસી મુસાફરી કરવી, ઘણે વેગળે ગામ જવું, એ વિગેરેનો બિલ્કુલ ત્યાગ કરવો જોઇએ. ઘણી ગર્ભવંતી સ્ત્રીઓ ઘણી વખતે અનેક કારણોથી શારીરિક કે માનસિક અધિક મહેનત કરીને પાછળથી બહુ જ નુકશાનને સહન કરે છે. ઘણી ભણેલી સ્ત્રીઓ એવી મૂર્ખ હોય છે કે તે ગર્ભાવસ્થા વખતે અનેક કઠિન કઠિન વિષયોનાં પુસ્તકો વાંચે છે. સ્ત્રીઓએ આ વખતે અધિક માનસિક મહેનત કરવી એ યોગ્ય નથી, કેમકે ગર્ભાવસ્થા વખતે અધિક મહેનત કરવાથી બાળકના આરોગ્યને નુકશાન પહોંચે છે. તે વખતે આનંદનાં, નીતિનાં અને ધર્મનાં પુસ્તકો કે જે મનને પ્રસન્ન કરનારાં હોય તે સ્હેજ વાંચવાથી કાંઇ હાનિ નથી. પણ વાંચતાં મન ઉપર બોજો ન લાગવો જોઇએ.

ગર્ભવંતી સ્ત્રીઓએ હંમેશાં પોતાના મનને પ્રસન્ન રાખવું જોઇએ કોઇપણ પ્રકારના ખરાબ વિચારોથી મનને મલિન થવા ન દેવું જોઇએ. તેણે જેથી મનમાં શોક, દુઃખ, ભય કે ક્રોધ થઇને મન ચંચળ અને વ્યગ્ર બને તેવું કોઇ કામ ન કરવા, હંમેશાં કાળજી રાખવી જોઇએ. જો તે વખતે ઘરમાં કાંઇ અચાનક બનાવ બનવાથી કે કુટુંબના કોઇ માણસ ઉપર એકાએક વિપત્તિ આવી પડવાથી મનમાં કાંઇ ભારે ચિંત્તા કે શોક થવાનો સભવ આવે તો, તે વખતે ગર્ભવંતી સ્ત્રીએ વ્યાકુળ ન થતાં કોઈપણ રીતે પોતાના મનને આનંદ થાય તેવો ઉપાય કરવો જોઇએ.

આ વખતે બીજા માણસોની સાથે આનંદની કે સુખની આડી અવળી વાતો કરવાથી ઘણે ભાગે દુઃખ ઓછું જણાય છે. જેવી રીતે ગર્ભવંતીનું મન પ્રસન્ન રહે તેવી રીતે તેણે ચાલવું જોઇએ. આ વખતે કોઇપણ દિવસે કલહ કે લડાઇ ટંટો ભૂલે ચૂકે પણ ન કરવો જોઇએ. સારા શરીર વખતે પણ લડવા ઝઘડવાથી કે ક્રોધ કરી કંકાશ કરવાથી શરીર થરથર કંપવા લાગે છે, ક્રોધની અધિકતાથી હૃદય ધડકવા લાગે છે, તો ગર્ભાવસ્થા વખતે ક્રોધાદિક કરવાથી કેટલું નુકશાન પહોંચે તેનો બુદ્ધિમતી સ્ત્રીઓએ પોતેજ વિચાર કરવો ઘટે છે.

ગર્ભવંતી સ્ત્રીઓનું મન ઘણું ચંચળ હોય છે, તે વખતે તેના મનમાં અનેક પ્રકારની અભિલાષાઓ ઉઠે છે, અનેક વસ્તુઓ ખાવાની ઇચ્છા થાય છે, જોતાં સુંદર લાગે તેવી વસ્તુઓને જોવાની અને મનને પ્રસન્ન કરી શકે તેવા ઉપભોગોને ભોગવવાની ઇચ્છા થાય છે, આ વખતે ગર્ભવંતીની આવી ઇચ્છાઓને પૂરી કરવી યોગ્ય છે, નહિ તો ગર્ભમાંના બાળકને હાનિ પહોંચે છે. જો ગર્ભવંતી સ્ત્રીને થતી ઇચ્છાઓને પૂરી પાડવામાં નથી આવતી તો ગર્ભસ્થ બાળકને ઘણી હાનિ થવાનો સંભવ છે. જો ગર્ભવંતીને સુંદર વસ્તુને જોવાની ઇચ્છા થાય અને તે જો પુરી કરવામાં ન આવે તો બાળક નેત્રરોગી થવાનો સંભવ છે. એવી જ રીતે ગર્ભવંતી સ્ત્રીની અભિલાષાઓ પૂરી ન કરવાથી બાળક બ્હેરૂં, મૂંગું, ખોડવાળું, આંધળું, આંખ કે અંગની ખોડવાળું કે અધુરા શરીરવાળું થાય છે. જો ગર્ભિણીનો સ્વભાવ ચંચળ હોય છે તો તેનાં સંતાનો પણ ચંચળ સ્વભાવનાં થાય છે. ગર્ભવંતીનું જેવું ચરિત્ર હોય છે તેવાંજ તેનાં સંતાનો થાય છે એથી ગર્ભવંતીએ પોતાનાં બાળકોની ભલાઇને માટે ઘણી જ સાવધાનીથી ચાલવું જોઇએ.

ગર્ભાવસ્થામાં ખાવાપીવાની વસ્તુઓની અરુચી પેદા થાય છે. ખાવામાં તેને રૂચિ થતી નથી એ વખતે તેણે પૌષ્ટિક અને ઝટ

પચી જાય તેવો સ્વાદિષ્ટ ખોરાક ખાવો જોઇએ. ગર્ભવંતીએ દુર્ગંધિવાળી વસ્તુને સુંઘવી નહિ, ભયંકર દેખાવની, ડર લાગે તેવી કે ખરાબ લાગે તેવી વસ્તુઓને જોવી નહિ. જે વાત મનમાં સારી ન લાગે તેવી વાત કહેવી નહિ, સાંભળવી નહિ, કે તેનો વિચાર પણ કરવો નહિ; કર્કશ અને દુઃખ ઉપજાવે તેવી વાતોને સાંભળવી નહિ. કઠિન, પડી જવાય કે ગબડી પડવાનો સંભવ હોય તેવા આસન ઉપર બેસવું નહિ. શરીરપર વધુ તેલ મસળાવવું નહિ. ખૂબ જોરથી શરીરને ઘસીને ચોળી ચોળીને ન્હાવું નહિ, ઉંચાઇવાળી જગ્યાએ ચઢવું નહિ કે કુદવું નહિ, આ પ્રમાણે ગર્ભવંતિ સ્ત્રીએ વર્ત્તવાની હંમેશાં કાળજી રાખવી. ઉપરનાં કામ તેણે કરવાં નહિ કારણ કે તેથી વખતે કસુવાવડ થઇ ગર્ભ અધુરે મહીને પડવાનો સંભવ રહે છે. ઘણી સ્ત્રીઓ ગર્ભાવસ્થા વખતે તીખાં, તમતમાં, અને ખાટાંખારાં ખાવાની ઇચ્છા કરે છે. પણ આવી વસ્તુઓ ખાવાથી ગર્ભસ્થ બાળકને હાનિ પહોંચે છે, ગર્ભવંતિ સ્ત્રીને હંમેશાં સારી રીતે ઉંઘ આવવાની જરૂર છે, રાત્રે સારી રીતે ઉંઘ આવે તે માટે તેણે દહાડે ઉંઘવું નહિ. કેમકે દિવસે સુવાનો ત્યાગ કર્યા વગર રાત્રે સારી ઉંઘ આવતી નથી. ગર્ભવંતી સ્ત્રીઓને જો દિવસે ઉંઘવાની ટેવ હોય છે તો તેનાં બાળકો આળસુ પેદા થાય છે. રાત્રે વધુ ઉજાગરો કરવો એ પણ હાનિકારક છે. આ રીતે વધુ મહેનત કે અધિક શોક યા ચિંતા કરવાથી ગર્ભમાંના બાળકનું ઘણું અનિષ્ટ થાય છે. ઘણી ગર્ભવંતી સ્ત્રીઓ સાલ્લો પાથરીને જમીન ઉપરજ સુઇ જાય છે, જમીન, ગમે તો ભીની હોય કે સૂકી તેનો તે કાંઇ વિચાર કરતી નથી. કેટલીક સ્ત્રીઓ ઘણી વખતે ઇચ્છા થતાં રસોડામાં સૂઇ જાય છે. આમ ગમે ત્યાં સૂઈ જવું એ ખરાબ છે. ગર્ભવતી સ્ત્રીએ ભીનાશવાળી કે નીચાણવાળી જગ્યામાં સૂવું નહિ. સૂવાને માટે તો તેણે ખાટલોજ રાખવો. કદી જમીન ઉપર સૂવું પડે તો પથારી કરીને સૂવું જોઇએ.

ઉંઘવાને માટે રાતનો વખત ઘણોજ ઉત્તમ છે. તેણે ઓછામાં ઓછું રાત્રે ૬-૭ કલાક ઉંઘવું જોઇએ.

ગર્ભવંતી સ્ત્રીઓને-સવારે અને સાંજે સ્વચ્છ હવાનું સેવન કરવાથી ઘણોજ લાભ મળે છે. જો ઘરમાં નિર્મળ હવા આવી શકતી હોય તો ધીમે ધીમે હેરાફેરા કરી તેણે સ્વચ્છ હવાને લેવાથી ઘણોજ ફાયદો થાય છે.

સ્ત્રીઓએ સૂતિકાગૃહ માટે આગળ જણાવ્યા છે તે નિયમોનું પાલન કરવું જોઈએ. સૂતિકાગૃહમાં અંધારૂં, ભીનાશ કે અસ્વચ્છતા હોવાથી બાળકને ઘણીજ હાનિ થાય છે. તે ઘરમાં રાતદિવસ અગ્નિ બળતો રાખવો જોઈએ. ત્યાં ઘણી ઠંડી હવા પણ ન આવવી જોઇએ. ઘરની મુખ્ય સ્ત્રીઓએ સૂતિકાગ્રહ સર્વ પ્રકારથી ઉત્તમ અને ઉપયોગી રાખવું જોઇએ.

ગર્ભવંતી સ્ત્રીઓએ શરીરનું રક્ષણ કરવાની ખાસ કાળજી રાખવી જોઈએ. આપણે ત્યાં તો સ્ત્રી ગર્ભવંતી થાય કે તેને તેના માબાપને ત્યાં મોકલી દેવામાં આવે છે, કેમકે ગર્ભવંતી સ્ત્રીઓએ પતિની પાસે રહેવું એ ગર્ભને વિકૃતિકારક થઇ પડે છે. તે ઉપરાંત તે સાસરામાં ઘણે ભાગે વધુ પરતંત્ર રહે છે. તેનાથી થઈ શકે નહિ તોપણ તેણે કામ કરવું પડે છે, ઇચ્છાવિરૂદ્ધ ખોરાક મળે છે. જો તેને સાસરીયાંના વર્ત્તનથી દુઃખ થાય છે કે કલેશ ઉત્પન્ન થાય છે તો તેની ખરાબ અસર ગર્ભસ્થ બાળકના મસ્તિષ્ક ઉપર થયાવગર રહેતી નથી. એથી ગર્ભવંતી સ્ત્રીને સ્વચ્છ હવા મળે. તેનું ચિત્ત હંમેશાં પ્રસન્ન રહે, તેના ઉપર ઘરકામનો બોજો વધુ ન પડે, તેની પાસે ઋતુને અનુકૂળ પહેરવા ઓઢવાનાં કપડાં રહે, તેને પુષ્ટિકારક અને હલકો ખોરાક મળે તેવી રીતે વર્ત્તવું જોઇએ.

જે ઘરમાં સાસુવહુને દિવસમાં ઘણીવાર નજીવાં કારણોથી લડવાડ થતી હોય, જ્યાં દેરાણીજેઠાણીનાં મન ઉંચાં રહેતાં હોય,

જે ઘર કુટુંબકલેશથી પરિપૂર્ણ રહેતું હોય તે ઘરમાં જન્મ લેનાર બાળક હૃષ્ટપુષ્ટ, દીર્ઘાયુ અને પ્રતિભાશાળી થઇ શકતું નથી. એથી આપણામાં ચાલતા આવેલા રીવાજ પ્રમાણે ગર્ભવંતી સ્ત્રીને તેના પિતાને ત્યાં મોકલવાની રીત ઘણીજ ઉત્તમ છે. ત્યાં તે ઘણે ભાગે આ સમસ્ત દોષોથી બચી શકે છે.

પ્રસૂતિ વખતે પ્રસૂતા સ્ત્રી અને બાળકનું રક્ષણ કરવાની ખાસ અગત્ય છે. ઘણીવાર પ્રસવવેદના પ્રસૂતિના વખત પહેલાં આઠ દિવસ પહેલાંથી જ થવા માંડે છે. આ વેદના ખરી છે કે ખોટી તે જાણવું જોઇએ. સ્વભાવિક રીતે પ્રસવ વખતે હોંશિયાર દાયણ કે નર્સને હાજર રાખવી જોઇએ. પ્રસવ થયાપછી નાલચ્છેદન અને પ્રસૂતિના શરીરનું રક્ષણ એ બે કામ ઘણાં જ મહત્ત્વનાં હોય છે. નાલચ્છેદન કર્યા પછી બચ્ચાંના પેટ ઉપર એક પાતળો લુગડાનો કકડો બાંધી દેવો જોઇએ. અને તેને ન્હવરાવતી વખતે નાળ ખેંચાય નહિ તેની સાવધાની રાખવી જોઇએ. પ્રસવ થઇ ગયા પછી સર્વ કપડાં અને પથારી બે [illegible] કલાક પછી બદલી નાંખવાં જોઇએ. સૂતિકાગ્રહમાં તે પછી ખૂબ શાંતિ રાખવી, અને સૂતિકાને ખૂબ ઉંઘવા દેવી તેના ઉંઘવામાં કાંઇ વિઘ્ન આવવા ન દેવું.

સુવાવડ પછી સુવાવડી સ્ત્રીને માટે ખાવાપીવાની ઘણી જ સાવચેતી રાખવી પડે છે. તેને ૬ દીવસ સુધી તો હલકો ખોરાક આપવો જોઇએ. કારણકે ત્રીજે ચોથે દિવસે તેના સ્તનોમાં ધાવણ આવવાથી તેને તાવ આવે છે માટે જો ખોરાક હલકો ન આપવામાં આવે તો જ્વર કોપિત થવાનો સંભવ રહે છે.

બાળકને માટે તો તેને તેની માતાનું ધાવણ એ ઉત્તમ ખોરાક છે. પણ ઘણીવાર સ્ત્રીઓને સુવારોગ લાગુ પડવાથી કે કોઇ એવા કારણથી સ્ત્રીનું શરીર બગડે છે, ત્યારે તેનું દૂધ પણ રોગિષ્ટ થાય છે. તેથી તે વખતે ધાવણા બાળકને ગાયનું દુધ પાવું પથ્ય આવે છે.

કદી ગાયનું, કદી માતાનું એમ વારા ફરતી તેને દૂધ પાવું. દૂધ પાવા માટે શીશીનો ઉપયોગ ન કરતાં ચમચાથી પાવું એ ઉત્તમ છે. કારણ શીશી અને તેની રબ્બરની ટોટી બરોબર સ્વચ્છ રહી શકતી નથી.

નાના બાળકને કદી દૂધ પાવાની જરૂર પડે તો નવ મહિના સુધી દુધ સાથે તેટલુંજ ગરમ પાણી ઉમેરીને તે દૂધ પાવું. તેવીજ રીતે ફરી સ્ત્રીએ રજો દર્શન વખતે પણ બાળકને ધવરાવવું ન જોઇએ તેમજ સ્ત્રી ફરી ગર્ભવંતિ થાય ત્યારે તેણે બાળકને ભુલે ચૂકે પણ ધવરાવવું ન જોઇએ. જેને બાળકો જીવતાં ન હોય તેમણે બાળકને ગાયનું દૂધ પાવું અને થોડુંજ ધવરાવવું. દૂધમાં અર્ધો અધ ગરમ પાણી રેડી તે પાવાથી બાળકોને કદી વિકાર થતો નથી.

સ્ત્રીઓએ બાળકોને નાનપણમાં થતા વ્યાધિની પણ બરોબર કાળજી રાખવી જોઇએ. બાળકોને સર્વ રોગ પેટ અને આંતરડાંમાં વિકાર થવાથીજ થાય છે. માના ખાવાપીવાના પદાર્થો ઉપર પણ બાળકના રોગનો અને જીવનનો આધાર છે. બાળકોને વિલાયતી દવામાં ક્યાલોમેલ, જાલપ, સેંટોનાઇન, બ્રોમાઇડ આ ચાર દવા વગર બીજી કોઈ પણ અંગ્રેજી દવાઓ ન આપવી, બાળકોના પેટ અને આંતરડાંના વિકારથી તેને એક ચમચો ચોખ્ખું દીવેલ—(એરંડીયું તેલ પાવાથી તેના સર્વ રોગો મટી જાયછે. દેશી દવામાં હરડે, લીંડીપીંપર, આંબળાં, અતિવિષની કળી કરીયાતું વિગેરે દવાઓ ઘણીજ હિતકારક છે. એક વૈદ્યે બાળકોને માટે લખ્યું છે કે;—**दश वैद्या समो वन्हि दश माता हरितकि !**" બાળકોના પેટ ઉપર વનસ્પતિનાં પાંદાવતી શેક કરવો, બંધારણ બાંધવું એ દશ વૈદ્યની બરોબર છે. અને તેને હરડેનું સેવન રાખવું એ દશ માતાની બરોબર છે.

આપણે સ્ત્રીઓએ આપણા સ્ત્રીઓને થતા પ્રદરાદિ રોગો ઉપરાંત બાળકોને રોજ રોજ થતા તાવ, વરાધ, વાવરીં, ગળું પડવું, ભાર રહેવો વિગેરેના ઘરગતુ વનસ્પતિના ઉપચારોનું જ્ઞાન મેળવવું

જોઇએ અને તેને માટે હું હવે પછી તમને જણાવીશ માટે આજે તો આટલેથીજ પતાવીશ.

કૌમુદિની બ્હેન, આ બધા નિયમો તમારે પાળવાના છે, અને યોગ્ય જ્ઞાન મેળવવાનુંછે. દરેક સ્ત્રી જો આ જ્ઞાનને મેળવશે તો તે નિ-રોગી રહી બાળકોને નિરોગ રાખી શકે છે."

મેં કહ્યું, "હા બ્હેન, આપ અમારા ઉપર કાંઇ ઓછી કાળજી રાખો છો? જે વખતે જેની જરૂર હોય છે, તેવો બોધ આપી આપે અમારા ઉપર મહાન ઉપકારો કર્યા છે. હવે અમે તે પ્રમાણે ન વર્ત્તીએ તો અમારા ભાગ્યનોજ વાંક. લ્યો બ્હેન, ત્યારે હવે ઉઠીશું.

આ પછી સર્વ આડીઅવળી વાતો કરી ઉઠી પોતપોતાને ઘેર ગયાં.

## પ્રકરણ ૨૫ મું.

### ગૃહસ્થાશ્રમમાં સ્વર્ગીય સુખનો અનુભવ કરાવનાર, સ્ત્રીઓએ જાણવા યોગ્ય વાતો.

આજે દિવસે પણ શારદા બ્હેને રોજના નિયમ પ્રમાણે પોતાની કથા શરૂ કરી.

શારદા–"બ્હેનો, સ્ત્રીઓએ કોઈ પણ કામ પોતાની મરજી પ્રમાણે સ્વતંત્રતાથી કરવું ન જોઇએ. સ્ત્રીઓએ સ્વતંત્ર થવું એ તેને હાનિ-કર્ત્તા છે. કેમકે તેમનું હૃદય ઘણું જ દુર્બળ અને આવેગવાળું હોય છે. તેના મનમાં સારા યા ખોટા જે વિચાર અને આવેગ ઉઠે છે તેને તે પોતાની શક્તિથી ડબાવી શકતી નથી. એથી સ્ત્રીઓની સ્વતંત્ર-તાથી ઘણે ભાગે હાનિજ થાય છે. તે જો પોતાને ફાવે તેમ વર્ત્તે તો તેમાં તેનું સર્વનાશ થાય છે. ભગવાન મનુ કહે છે કે:—"સ્ત્રી-

ઓએ બાલ્યાવસ્થામાં પિતાને વશ રહેવું, યુવાન વયે પતિના વશમાં રહેવું અને પતિ મરી ગયો હોય તો પુત્રના વશમાં રહી તેની સલાહ પ્રમાણે સર્વ કામ કરવાં જોઇએ."

"બ્હેનો, તમારે સહનશીલ થવું જોઇએ. જો પતિ, સાસુ કે સસરો તમને કંઇ ખરૂં ખોટું કહે તો તમારે તેમના કહેવાથી ખોટું ન લગાડતાં તેના ઉપદેશ અનુસાર ચાલવું જોઇએ. કેમ કે તે તમારાથી મોટાં છે અને પુજ્ય છે. તેમના અનુભવજ્ઞાન આગળ તમે બાળક છો, જે વાતના સારા ખોટાનું તમને જ્ઞાન નથી તેને તેઓ સારી રીતે સમજે છે માટે તેમના ઉપદેશ અનુસાર ચાલવામાં જ તમારૂં હિત થાય છે.

ઘરના કામકાજમાં પણ તમારે સારી રીતે યોગ્યતા પ્રાપ્ત કરી લેવી જોઇએ. ઘરની વસ્તુઓને સ્વચ્છ રાખીને તેને જે જગ્યાએ મૂકવી ઘટે ત્યાંજ મૂકવી. તમારે ઉદાર હાથે ખર્ચ કરવાનો સ્વભાવ ન રાખવો જોઇએ, પરંતુ તમારે તમારો વ્યવહાર કરકસરથી નિભાવવો જોઇએ. જે કામ કરવાથી તમારા આત્માને સંતોષ થાય તે કામને કરવાં યોગ્ય છે. તમારા અંતરાત્માની ઇચ્છાવિરૂદ્ધ કદી પણ કોઇ કામ ન કરો.

ઉત્તમ આચારથી અને સુલક્ષણથી જ આયુષ્ય, મનગમતાં બાળકો અને અક્ષય ધનની પ્રાપ્તિ થાય છે; પરંતુ તે સર્વનો કુલક્ષણોથી વિનાશ થાય છે. માટે તમારે હંમેશાં ઉત્તમ આચાર વિચારવાળાં થવું જોઇએ. તમારે હંમેશાં સત્ય, મધુર અને હીતકર વાણી બોલવી જોઇએ. જે સત્ય હોવા છતા પણ બીજાને પ્રિય ન લાગે તેવી વાણી હોય કે જે બીજાને પ્રિય લાગે તેવી પણ અસત્ય વાણી હોય તેવી વાણી બોલવી નહિ.

સૂર્ય ઉદય વખતે અને સંધ્યાકાળ વખતે ભોજન કરવું, ઘરમાંથી બહાર જવું કે સૂવું એ અયોગ્ય છે. ગમે તે વખતે કે કવખતે જ્યારે આવે ત્યારે ગૃહસ્થે આવેલા અતિથિને જમાડવો એ તેનું કામ છે. અતિથિ સેવાથી પુણ્ય, ધન અને યશની પ્રાપ્તિ થાય છે. તમારે ઘેર જ્યારે કોઈ અતિથિ આવે ત્યારે તમારે તેની સારી રીતે સેવા ચાકરી કરી તેને જમાડી તેનું સન્માન સાચવવું.

જે સ્ત્રી પવિત્ર હૃદયવાળી, પતિના સુખે સુખી રહેનારી, પતિના દુઃખે દુઃખી રહેનારી, અને પતિના ગૌરવથી ગૌરવ માનનારી છે તેજ સતી છે. જે સ્ત્રી પતિના વિયોગથી વ્યાકુળ થાય છે અને પતિના મરણથી મૃત્યુ પામ્યા જેવી થઇ જાય છે, જે સ્ત્રી પોતાના મન અને પ્રાણોને પતિના ચરણોમાં અર્પણ કરી દે છે અને જે પતિનો પ્રેમ મેળવવાને માટે હંમેશાં મગ્ન રહે છે તેજ સાચી સતી છે.

બ્હેનો, તમારે સાચી સતી થવાનું છે. માટે આ બધાં લક્ષણોને ધારણ કરવાં જોઇએ. સુખ સર્વને વ્હાલું છે. આ લક્ષણો વગર સ્ત્રીને સુખ મળી શકતું નથી. માટે તમારે હંમેશાં આ લક્ષણોને ધારણ કરી પતિ સેવા કરી પતિ પ્રેમને મેળવવો એજ તમારા સુખનો સર્વોત્તમ માર્ગ છે.

તમારે હંમેશાં પ્રસન્ન રહેવું, કામ કરવામાં ઉત્સાહિત અને સર્વપર સમાન પ્રીતિવાળાં રહેવું જોઇએ. ઘરમાં ગમે તે થાય, તોપણ સહનશીલતા અને ધૈર્યને ધારણ કરી કોઇની સાથે પણ ક્લેશ કંકાશ કરવો ન જોઇએ. જે ઘરમાં ક્લેશ થયાં કરે છે ત્યાં લક્ષ્મી રહેતી નથી માટે હંમેશાં તમારે તમારા ઘરમાં આનંદથી રહેવું અને કુટુંબીયોને પણ સ્નેહાળ બનાવી દેવાં એ તમારૂં મુખ્ય કર્તવ્ય છે.

ઘણી સ્ત્રીઓ ગમે તેટલો સંબંધ હોવા છતાં પણ સ્હેજ વાતમાં આડોશીપાડોશી કે સગાંસંબંધીની જોડે લડતાં શરમાતી નથી. ઘરમાં પણ નજીવાં કારણોથી પોતાનાં કુટુંબિયો સાથે લડી કંકાસ કરે છે. આ સ્ત્રીઓ પત્ની નામને લાયક નથી, ઘરમાં જો કોઇ મ્હેમાન આવે તો ઘણી સ્ત્રીઓને ત્રાસરૂપ લાગે છે. અતિથી સેવા કરવામાં કે મેમાન આવે તો તેનો આદરસત્કાર કરવાનું તે જાણતી નથી, તે ઘણું જ અયોગ્ય છે.

ઘણી સ્ત્રીઓને પ્રસંગ આવે ઘરની કોઇ વસ્તુ કોઇ આડોશી પડોશીને વાપરવા આપવી પડે તો એ જીવને આવે છે. પણ તેમ રાખવું નહિ. સ્ત્રીઓએ સર્વની સાથે હળીમળીને અને સંપીને રહેવું. અને હંમેશાં પોતાના પતિના પ્રેમને સંપાદન કરવા, બાળકોને ઉત્તમ શિક્ષણ આપવા અને ઘરની વ્યવસ્થા કરવાને માટે ઘણી જ કાળજી રાખવી જોઇએ.

બ્હેનો, હજુ આપણે ઘણું જાણવાનું બાકી રહ્યું છે. આપણે, સ્ત્રીઓને, બાળકોને અને ઘરનાં માણસોને થતા સાધારણ દરદોને મટાડનાર ઘરઘતુ ઉપચારોનું જ્ઞાન મેળવવું જોઇએ તેમજ હજુ બીજી ઘણી રહેણીકરણી શીખવાની છે તે આપણે હવે પછી અવકાશે કહીશું× માટે આજે તો હવે આટલેથી જ બંધ કરીશું. આટલું સમજી તે પ્રમાણે વર્ત્તશો તો કાંઈ ઓછું છે? ”

આથી મેં કહ્યું—‘સારૂં બ્હેન, આવી વાતો તો થોડી સારી. આટલું જાણીને તે પ્રમાણે વર્ત્તીશું તો તે કાંઈ ઓછું છે. લ્યો બ્હેન, ત્યારે ઉઠીએ છીએ. ”

આ પછી અમે સર્વે ઉઠી પોતપોતાને ઘેર ગયાં.




× આ પુસ્તકનો બીજો ભાગ છપાય છે (જુઓ પાન ૨) ગ્રાહક થઇ મંગાવી લ્યો. ( વ્યવસ્થાપક ભાગ્યોદય અમદાવાદ. )

# ત્રિકાળ દર્શક દર્પણ યાને પ્રેતાવાહન વિદ્યા.

આ નામનું ચમત્કારિક વિષયોથી ભરપુર—ચમત્કારિક વિંટીઓ, આયનાઓ વિગેરે બનાવવાની રીત, ઉપરાંત હિપ્નોટિઝમ અને મેસ્મેરીઝમ શીખવાની રીત, પ્રેતને આવાહન કરી તેની સાથે વાતચીત કરવાની રીત વિગેરે અનેક ઉપયોગી અને માણસને આશ્ચર્ય પમાડે તેવા વિષયોથી ભરપુર બહાર પડશે. કીમત રૂ. ૨—૦.

# હિંદુસ્તાનની યાત્રા યાને યાત્રાળુઓનો ભોમીયો.

આ નામનું દરેક યાત્રા કરનાર અને મુસાફરી કરનારને અત્યંત ઉપયોગી—હિંદુસ્તાનનાં હિંદુઓનાં પવિત્ર તીર્થયાત્રાઓનાં સ્થળો—દ્વારકાં, જુનાગઢ, પોરબંદર, કાઠીયાવાડ, અંબાજી, આબુરોડ, સિદ્ધપુર, કાંકરેલી, ડાકોર, ઉજ્જન, ઉદેપુર, કાશી, મથુરાં, વંદ્રાવન, શ્રીનાથદ્વારા, ગયા, જગન્નાથપુરી, દીલ્હી, કલકત્તા, બદ્રિકેદારનાથ કાશ્મિર, નાગપુર, નાશક, ત્રંબક, શ્રીકાંચી, રંગપુર, સેતબંધુરામેશ્વર, શ્રી સમેતશિખર, શંકરાચાર્યના ચારે મઠ, વૈશ્નવોનાં તમામ તીર્થો, જૈનોનાં તીર્થો ઉપરાંત હિંદુઓનાં હિંદુસ્થાનમાં આવેલાં તમામ તીર્થો ત્યાં જવાના રસ્તા, તે તે તીર્થમાંનાં જોવા લાયક સ્થળો અને તેનો ઇતિહાસ વગેરેના સમાવેશવાળું, દરેક માણસને ઉપયોગી અને પાસે રાખવા લાયક આ પુસ્તક થશે. કી.રૂ.૫—૦. લખોઃ—ભાગ્યોદય ઑફીસ-અમદાવાદ.

ભૂખ લગાડી, ખાધુ પચાવી, દસ્તની કબજીયતને તોડનાર

# આનંદવટી.

આ દવા ખાવાથી ભૂખ ઘણી લાગે છે. કબજીયત મટે છે. ખાધેલું પચાવી દે છે. પેટનો ગડગડાટ, અજીરણ ખાટા ઓડકાર, બેચેની મટે છે, ખાધુ પચે છે ને દસ્તની કબજીયત તોડી સુખાસે દસ્ત થાય છે. સ્વાદીષ્ટ છે. કીં. રૂ. ૧—૦.

# પ્રમેહ નિવારણ પીલ્સ.

પ્રમેહ, મધુપ્રમેહ, પરમીયો પેશાબે અગન બળવી, મુત્રકૃચ્છ, વિગેરે મટે છે, ઘણા માણસોએ અનુભવ કર્યો છે, કી. રૂ ૨—૦ અનુપાનની કીં રૂ ૨—૦ મળી રૂ ૪—૦

દવે કેમીકલ વર્કસ—અમદાવાદ.